# જયંતની જબ્બર સાહસો

રસિક નવલકથામાળા પુસ્તક ૨૩

# જયંતનાં જબ્બર સાહસો

: : લખનાર : :
**નાગરદાસ ઈ. પટેલ**
: :: મલાડ : :

: : પ્રકાશક : :
**પુંજાલાલ ભગવાન પારેખ**
: :: વઢવાણ સીટી : :

ચાર રૂપીઆ

# પરિચય

*

'એ નટવર કોણ છે?' એમ ઘણા જણે મ્હને પૂછેલું.

તે વખતે 'ચાંદની' માં **જયંત**નાં સાહસો તથા **પ્રાણશંકર પંડિતજી**નાં હાસ્યરસિક પરાક્રમો છપાતાં હતાં.

'એ ઘણું સરસ લખે છે!' 'એનાં **જયંત**નાં વર્ણનો હું સૌથી પહેલાં વાંચુ છું.' '**પંડિતજી**ની વાત મ્હેં પંદરવાર વાંચી.' એવાં એવાં અનેક વણમાગ્યાં પ્રમાણપત્રો **નટવર**ના નામે મળતાં.

**નટવર**ના સદ્ભાગ્યે એના બન્ને મિત્રો—**જયંત** અને **પ્રાણશંકર પંડિતજી**—લોકાદરને પાત્ર થયા છે અને **મહાદેવ**ને લઈને **પોઠીયો** પૂજાય તેમ એ પણ ગવાયો છે.

અને ખરો અભિપ્રાય તો વાંચનારનો જ ને !

જયંતનાં પરાક્રમો અત્યાર પહેલાં પુસ્તક રૂપે 'જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો' ને નામે પ્રકટ કર્યાં છે અને તેમાં 'આ જાતની કથાઓ અને તેમનું સાહિત્યમાં સ્થાન' એ વિષે પુરતુ વિવેચન કર્યું છે.

જયંતનાં જબ્બર સાહસોનો આ એવોજ અને એથી વધુ દળદાર સંગ્રહ છે અને તે વાંચનારને પસંદ પડશે તો મ્હારો શ્રમ સાર્થક થશે.

આ સાથે જયંતના એક ભવ્ય પરાક્રમનું 'કાળને કિનારે' નામનું પુસ્તક પણ પ્રકટ થાય છે.

અને જયંતનાં પરાક્રમોનાં પુસ્તકો સ્વતંત્ર લખવાનો મ્હેં દાવો કર્યોજ નથી. એ સર્વેના વસ્તુ માટે સર કૉનન ડૉઇલનું ઋણ સ્વીકારૂં છું.

મલાડ
૧ : ૨ : ૩૦

નાગરદાસ ઇ. પટેલ

# અ નુ ક્ર મ

卐



*

# રસિક નવલકથામાળાનાં પુસ્તકો

*

| | |
|---|---|
| શ્રીમંત સંહારક મંડળ ભાગ ૧–૨ ... ... | ૪—૦—૦ |
| વિપત્તિનું વાદળ ... ... ... | ૩—૮—૦ |
| શેરલોક હોમ્સનાં સાહસ કર્મો ... ... | ૨—૦—૦ |
| સફેદ ઠગ ભાગ ૧–૨–૩ ... ... | ૪—૮—૦ |
| સોનેરી ટોળી ભાગ ૧–૨ ... ... | ૪—૮—૦ |
| ભૂલનો ભોગ ... ... ... ... | ૪—૦—૦ |
| વેરવસુલ ભાગ ૧–૪ (સચિત્ર) ... ... | ૧૨—૦—૦ |
| ભયંકર ભેદ ભા. ૧–૨ ... ... ... | ૨—૮—૦ |
| વિચિત્ર જગત ... ... ... ... | ૩—૦—૦ |
| સૌંદર્ય જ્વાળા ... ... ... ... | ૨—૦—૦ |
| દિવાની કે શાણી? ભા. ૧–૨ ... ... | ૮—૮—૦ |
| અદ્‌ભૂત લુટારો ભા. ૧–૨ (સચિત્ર) ... ... | ૩—૮—૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧–૨ ... ... | ૬—૦—૦ |
| પાટલીપુત્રની પડતી ખંડ ૧–૨–૩ ... ... | ૪—૮—૦ |
| પ્રેમની ખુમારી ભા. ૧–૨ (સચિત્ર) ... ... | ૬—૦—૦ |
| દુર્ભાગીદારા ખંડ ૧–૨–૩ ... ... | ૩—૮—૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભાગ ૧–૨ ... ... | ૩—૮—૦ |
| કુટુંબીનું કારસ્થાન ભાગ ૧–૨ ... ... | ૫—૦—૦ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા ? ... ... ... | ૩—૦—૦ |
| રાજમાર્ગ ... ... ... ... | ૩—૦—૦ |
| વિલાસમાં વિનાશ... ... ... ... | ૩—૮—૦ |
| ચમત્કારિક ખૂન ... ... ... ... | ૨—૦—૦ |
| કાળને કિનારે ... ... ... ... | ૨—૮—૦ |
| ચાળીસ ચહેરાનો માણસ ... ... ... | ૩—૮—૦ |
| આગ્રાનો ખજાનો ... ... ... ... | ૨—૦—૦ |
| જાગીરદાર કે જલ્લાદ ... ... ... | ૨—૦—૦ |

મળવાનું ઠેકાણું:—

**પુંજાલાલ ભગવાન પારેખ**

: : વઢવાણ સીટી : :

# નાગરદાસ ઈ. પટેલ
## નાં બીજાં પુસ્તકો

*

| | | | |
|---|---|---|---|
| નવવલ્લરી : અલંકાર શાસ્ત્ર | ... | ... | ૨–૮–૦ |
| સફેદ ઠગ : ડિટેક્ટીવ નવલકથા | ... | ... | ૪–૮–૦ |
| શશિકલા : પ્રેમકથા ને કાવ્ય | ... | ... | ૨–૦–૦ |
| જયંતનાં અદ્ભૂત પરાક્રમો | ... | ... | ૨–૮–૦ |
| કાળને કિનારે : ડિટેક્ટીવ નવલકથા ... | | ... | ૨–૮–૦ |

## : બાલ સાહિત્ય :

| | | | | |
|---|---|---|---|---|
| અમારી વાર્તાઓ | ... | ... | ... | ૦–૮–૦ |
| અમારી બીજી વાર્તાઓ ... | | ... | ... | ૦-૧૨-૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ ... | | ... | ... | ૦–૮–૦ |
| અજીત ... | ... | ... | ... | ૦–૧–૦ |

## : હવે પછી :

| | | | | |
|---|---|---|---|---|
| આણુશંકર પંડિતજીનાં પરાક્રમો | | ... | ... | ૨–૦–૦ |
| રખડેલ અને બીજી વાતો | | ... | ... | ૨–૦–૦ |
| જયંતની સાહસ કથાઓ | | ... | ... | ૩–૦–૦ |
| પરીઓનો પ્રદેશ | ... | ... | ... | ૧–૪–૦ |
| બાળકોનું સ્વર્ગ | ... | ... | ... | ૦-૧૦-૦ |
| રતનીયો ... | ... | ... | ... | ૦–૪–૦ |
| Indian Fairy Tales & Focklore | | | ... | 2–0–0 |

*

# મે ના વ તી

*

એ દસ વરસમાં એક પણ દિવસ ભાગ્યે જ એવો ગયો હશે કે જ્યારે જયંતને જરાવાર પણ ફુરસદ મળી હોય! સેંકડો કેસોમાં એની સલાહ લેવામાં આવતી અને અનેકમાં એને જાતે હાજરીઆપવા પડતી તથા ઉકેલ ને નિકાલ કરી આપવો પડતો. ધીરે ધીરે એનું નામ હદ પારનું જાણીતુ થઇ ગયું હતું એટલે એની ઉપાધિનો પાર ન હતો. એ લાંબા ગાળામાં સેંકડો નોંધવા જેવા કેસ આવ્યા હશે એતો સમજી શકાય એવી વાત છે પણ જે કેસમાં કાંઇ અવનવી વિગત હોય અને ખાસ કરીને ઉપરથી સાદો દેખાતો

હોય છતાં અંદરખાને ઘણો ભેદ હોય એવા કેસની નોંધ હું રસપૂર્વક લઉં છું એ વાંચનારથી અજાણ્યું નથી એટલે મ્હારી નોંધ **ઉપરથી** એવો જ એક કેસ **મીસ મે**નાવતી **મ**હેતાનો રજુ કરૂં છું. કારણ કે હજીયે એ જાણે તાજોજ ન હોય એમ મ્હને લાગે છે અને જે કાંઇ ઉણપ હોય તે મ્હારી નોંધપોથીની મદદથી પુરાઈ રહે એમ છે એટલે હરકત નથી.

એ દિવસે તા. ૨૩ મી એપ્રીલ ને શનિવાર હતો. બપોરના વખતે અમે પહેલ વહેલુ **મે**નાવતી **મ**હેતાનું નામ સાંભળ્યું. તે દિવસે **જયંત સર** ધનમોહનદાસના એક ઘણા જ અગત્યના કેસમાં રોકાયો હતો અને એ કામ એવું ગુંચવણ ભરેલું હતું કે પોતાનું મન બીજામાં રોકાય નહિ અને ખલેલ પડે નહિ તે માટે **જયંત** બીજુ કાંઇ જ સાંભળતો ન હતો. એના એવા વિચાર છતાં એ મીસ **મ**હેતાને ના ન પાડી શકયો એ મ્હને યાદ છે. એને જોઇને જ એ એની વાત સાંભળવા લલચાયો હોય એ સંભવિત છે. મીસ **મ**હેતા ઉગતી જુવાનીમાં આવેલી. ખડતલ બાંધાની, સુંદર દેખાવની કુમારિકા હતી.

'ત્હમારી તબીઅત વિષે કહેવા જેવું નહિ હોય!' **જયંતે** એને જોઇને કહ્યું. 'આવી સરસ રીતે સાઇકલ ચલાવનારની શક્તિ વિષે કહેવા જેવું હોય જ નહિ!'

'ખરી વાત છે! મ્હારે સાઇકલનો સારી રીતે ઉપયોગ કેટલીક વાર કરવો પડે છે. અને એને અંગે જ મ્હારે આપની મુલાકાત લેવી પડી છે.'

મ્હારા મિત્રે એના હાથ તરફ જોયું અને બોલ્યો: '**પહેલાં** મ્હને લાગ્યું કે ત્હમે **ટાઇપરાઇટીંગ** ખુબ કરતાં હશો પણ **એમ નથી. હાર**મોનીઅમ **ઉપર** બહુ ઝડપથી ત્હમે આંગળાં ચલાવો **છો. ટાઇપરાઈટીંગ અને હારમોનીઅમ** બન્ને **આંગળાંનો સતત ઉપયોગ**

માગી લે છે. એક વધારે ને બીજુ જરા ઓછો. ત્હમે સંગીતનાં ઉપાસક છો.'

'હાજી. હું એ શીખવું છું.'

'મુંબાઇ બહાર. આપનો ચહેરો એ કહી આપે છે.'

'બરાબર છે. કુદરતના ભરપુર સૌંદર્યમાં મ્હારે મ્હારૂં કામ કરવાનું છે. વીરપુર સ્ટેશનની પશ્ચિમે કેટલાક માઇલ દૂર.'

'લગભગ દરિઆ કિનારે જ કહોને. બોલો, મેનાબ્હેન, ત્હમને ત્યાં શો ત્રાસ પડયો?'

એ જુવાન કુમારિકાએ એના જવાબમાં નીચે મુજબ સુસ્પષ્ટ અને સુશ્લિષ્ટ નિવેદન કર્યું:

'મ્હારા પિતાજી થોડાં વરસ પરજ મરણ પામ્યા. એમની હું એકની એક લાડકી દીકરી હતી. મ્હારી માતા હજી જીવે છે અને એ મુંબાઇમાંજ રહે છે. અમારે સગામાં માત્ર એક કાકા જ છે. એ ઘણાં વર્ષોથી આફ્રિકા ચાલ્યા ગયા છે અને એમની કાંઈ ખબર અંતર નથી. એમને ગયે પચીસ વર્ષ થયાં. મ્હારા પિતાજીના મરણ વખતે અમારી સ્થીતિ સારી ન હતી પણ તે પછી 'ટાઇમ્સ'માં એક જાહેર ખબર અમારી બાબત છપાઇ હતી. તેમાં અમારી સ્થીતિ અને સ્થાન અમુક વકીલને બતાવવાનાં હતાં. એ દરમિઆન મ્હારા અભ્યાસ અને જીવન વિષે થોડુંક કહી લઉં. મ્હારા પિતાજીના વિચાર હિંદુસમાજનો ભયંકર સડો જોવાથી ઉગ્ર સુધારક જેવા થઇ ગયા હતા અને એમનો વિચાર મ્હને બને તેટલું સારૂ શિક્ષણ આપ્યા પછી જ પરણાવાનો હતા તેથી એમના મરણ સમયે ઈંગ્રેજી છટ્ઠા ધોરણમાં હું અભ્યાસ કરતી હતી. સાથે સાથે સંગીતનું શિક્ષણ પણ એમણે મ્હને અપાવ્યું હતું. તે પછી હું મેટ્રીક પસાર કરી કૉલેજમાં ગઈ પણ પછી પૈસાની અગવડે મ્હારે કૉલેજ છોડવી પડી. એ અરસામાં પેલી જાહેર ખબર વાંચી હું એ વકીલને મળી આવી. મ્હને એમ હતું કે કદાચ મ્હારા કાકાએ પોતાની મીલકતની

**વારસ** મને ઠરાવી હશે **અને એને** લીધે **એમના** વકીલે આ જાહેર ખબર છપાવી હશે એટલે મળવા જવામાં વિલંબ ન કર્યો. ત્યાં **કરસનદાસ** અને **વનેચંદ** નામના બે જણ દક્ષિણ **આફ્રિકાથી** આવેલા તે મ્હને મળ્યા. **કરસનદાસ**, જરા પુખ્ત ઉમરનો તથા સારા દેખાવનો સભ્ય ગૃહસ્થ જણાતો હતો પણ **વનેચંદ** હલકા સ્વભાવનો અને ઉચ્છૃંખલ જુવાન લાગતો હતો. એમણે કહ્યું કે મ્હારા કાકા **રઘુનાથજી વનમાળી મહેતા** એમના મિત્ર હતા અને એ થોડા વખત પર **જોહાન્સબર્ગ** ખાતે ગરીબીમાં ગુજરી ગયા હતા. એમણે મરતી વખતે એમના ભાઇના પરિવારની ખબર અંતર રાખવાની એ બેઉને ભલામણ કરી હતી એટલે એમણે આ જાહેર ખબર છપાવી હતી. આખી જીંદગી સુધી સંભાર્યાં ન હતા અને છેક છેલ્લે અમે કેમ યાદ આવ્યાં એના જવાબમાં એ લોકોએ ખુલાસો કર્યો કે એમને પોતાના ભાઈના મરણના સમાચાર મળ્યા હોવાથી તમે નિરાધાર હશો એમ ધાર્યું હતું અને એને લીધે અમને ખાસ કરીને તમારી સંભાળ લેવાનો આગ્રહ કર્યો હતો.'

'એ વાત ક્યારે થયેલી?' જયંતે પૂછ્યું.

'ગઇ ડિસેંબરમાં—ચાર મહિના ઉપર.'

પછી—'

'મ્હને **વનેચંદને** જોઇને એના પ્રત્યે સુગ આવી હતી એટલે એવા માણસ સાથે ઓળખાણ રાખવા હું ખુશી ન હતી. એવા લોકોના સંબંધમાં હું આવી છું એ જો મી. **શ્રોફ** જાણે તો એમને ઘણું ખરાબ લાગે.'

'એમ? મી. **શ્રોફ**?'

'એ હમણાં **દિલ્હીમાં** ઇમ્પીરીયલ **બેંકમાં** છે. અમારાં લગ્ન ઘણું કરીને આ વરસે મે મહિનામાં થઈ જશે. એમનું પુરૂ નામ **શાંતિલાલ જીવણલાલ શ્રોફ** છે. **વનેચંદ** કરતાં **કરસનદાસ** લાખ

દરજ્જે વધુ સભ્ય લાગવાથી એની સાથે મ્હેં વાત કરી. એણે અમારી સ્થીતિ અને વહેવાર વિષે પૂછ્યું. અને છેવટે એણે એની દસ વર્ષની દિકરીને સંગીતનું શિક્ષણ આપવા માટે મ્હને મહિને સવાસો રૂપીયાના પગારે રોકવાની ઇચ્છા :જણાવી. તે ઉપરાંત રહેવા ખાવાની સગવડ એ પોતાના બંગલામાં કરી આપશે એમ પણ જણાવ્યું આવી સારી તક જવા દેવી એ મ્હને ઠીક ન લાગે એ સ્વાભાવિક છે એટલે મ્હેં હા પાડી. મ્હારી માતાથી વિખુટી પડવા હું તૈયાર ન હતી પણ તેનો એ રસ્તો કાઢ્યો કે દર શનિવારે મ્હારે મુંબાઈ આવી જવું અને સોમવારે પાછા ફરવું આ રીતે દર અઠવાડીએ એને મળવાની પણ સગવડ થઇ શકે એમ હતી એટલે હું મણિપુર પાસેના એ લોકોને બંગલે ગઇ. એ જગ્યા વીરપુર સ્ટેશનથી છએક માઇલ દૂર છે. એના ઘરમાં એ પોતે તથા એની દસેક વર્ષની ગલગોટા જેવી દિકરી તથા પાનબાઇ કરીને રસોઇયણ એટલાંજ હતાં. કરસનદાસની પત્ની મરણ પામી હતી અને દીકરી સિવાય બીજુ કાંઈ સંતાન મુકી ગઇ ન હતી. એ પોતે ભલો અને મીલનસાર માણસ હતો એટલે એના બંગલામાં મ્હને ઠીક ગોઠી ગયું. એને પોતાને પણ સંગીતનો શોખ હતો એટલે કંઇક આનંદ આવતો. દર શનિવારે હું મુંબાઈ જઈ મ્હારી માતા સાથે રવિવારની રજા ગાળી આવતી અને આ રીતે મ્હારા દિવસો સુખમાં જવા લાગ્યા.

'એ સુખમાં પહેલો ખતરો વનેચંદના આવવાથી પડ્યો. એ ત્યાં એક અઠવાડીયુ રહેવા આવ્યો હતો. એ અઠવાડીયુ મ્હને એક વરસ જેવડુ લાગ્યું. એનું મ્હોં મ્હને દીઠુ ગમતુ ન હતું. એણે કોઈપણ બ્હાને મ્હારી સાથે વાત કરવાના પ્રસંગ શોધવા માંડયા અને છેવટે કહી ચૂકયો કે એ મ્હને હૃદયના ખરા પ્રેમથી ચહાતો હતો તથા પરણવા ખુશી હતો. મ્હેં એને ધધડાવીને ના પાડી કારણ કે મ્હારો વિવાહ થઇ ચૂકયો છે એ હું આપને કહી ગઈ છું. એક વખત તો એણે મ્હારો હાથ પકડયો એટલે મ્હેં બૂમ મારી. એ સાંભળી કર-

સનદાસ ત્યાં આવી લાગ્યા અને બન્ને વચ્ચે સખત બોલાચાલી થઈ. વાત એટલે સુધી વધી પડી કે બેઉ જણ મારા મારી પર આવી ગયા અને એને પરિણામે વનેચંદને જતા રહેવું પડયું. તે પછી વનેચંદને મ્હેં ત્યાં જોયો નથી.

'હવે જે વિષે મ્હારે આપને તસ્દી આપવી પડે છે તે મુદ્દા પર આવું. દર શનિવારે મુંબાઈ આવવા માટે મ્હારી સાઇકલ પર બેસીને હું નીકળું છું અને વીરપુરથી ૧૨–૨૨ ની ટ્રેન પકડું છું. એ રસ્તો ઘણો જ એકલવાયો છે અને એક જગ્યાએ તો એક માઇલ સુધી બહુ જ શાંત અને નિર્જન જગ્યાએ થઇને એ જાય છે. એની એક બાજુએ ખાડી છે અને બીજી બાજુએ જંગલ છે. પહેલાં મણિપુરના જાગીરદાર ત્યાં રહેતા તે વખતે એ વિભાગ ઘણો આબાદ હતો પણ હાલ તો એ પ્રદેશ સાવ નિર્જન થઈ ગયો છે. અને વાડીને ઠેકાણે જંગલ થઈ ગયું છે. હજીયે જાગીરદારની હવેલી છે પણ તેમાં કોઇકજ વખત વસ્તી હોય છે. એ રસ્તે તમને ભાગ્યે જ કોઈ ખટારો કે માણસ મળે એટલો એ નિર્જન છે. છેક બાણડુંગરી પાસેના મોટા રસ્તે તમે જાવ નહિ ત્યાં સુધી ત્હમને માણસનું મ્હોં જોવાનું પણ ભાગ્યે જ મળે ! બે અઠવાડીઆં પર જ્યારે હું આ નિર્જન જગ્યાએથી પસાર થતી હતી ત્યારે એક કાળી દાઢીવાળા સાધારણ ઉમરના માણસને સાઇકિલ પર બેસીને મ્હારી પાછળ બસોએક વારને છેટે આવતો જોયો. હું વીરપુર પહોંચી ત્યારે મ્હેં પાછળ જોયું તો કોઈ જણાયું નહિ તેથી એ વિષે મ્હને કાંઈ વિચાર ન આવ્યો. પણ સોમવારે જ્યારે હું પાછી ફરી ત્યારે એ જ નિર્જન જગ્યાએ એ માણસને મ્હારાથી એટલે દૂર સાઇકલ પર બેસીને આવતો જોઈ મ્હને કેટલી નવાઇ લાગી હશે તે આપ સમજી શકશો. મી. જયંતરાય ! ફરીથી જ્યારે શનિવારે હું મુંબાઇ આવવા નીકળી ત્યારે પણ આબાદ એ માણસ એ જ જગ્યાએ જણાયો અને પાછો મોટો રસ્તો આવતાં અદૃશ્ય થયો. સોમવારે પણ એમ થયું. એ હમેશાં

બસો અઢીસો વાર મ્હારાથી દૂર રહેતો હતો અને હજી સુધી એણે મ્હારી જરાએ હેરાનગતી કરી નથી. એ વાત મ્હેં કરસનદાસને કરી. એમણે એ ધ્યાન દઇને સાંભળી અને મ્હને કહ્યું કે પોતે ઘોડાની ડૉગકાર્ટનો ઑર્ડર આપ્યો છે અને તે એકાદ અઠવાડિઆમાં આવી જશે પછી આ ત્રાસ મટી જશે, એ આવશે એટલે એ નિર્જન રસ્તે મ્હારે એકલા મુસાફરી કરવા વખત નહિ આવે.

'આ અઠવાડીએ ઘોડો તથા ગાડી આવી જવાનાં હતાં પણ હજી ગાડી તૈયાર ન થઇ હોવાથી જરા વિલંબ થયો છે. આજે મ્હારે અહીં આવવું હતું એટલે સાઇકિલનો ઉપયોગ કર્યા સિવાય છૂટકો ન હતો. જ્યારે ખાડી અને જંગલ આવ્યું ત્યારે એ નિર્જન રસ્તા પર પેલા સાઇકિલ વાળા સજ્જનને મ્હેં પાછો જોયો. એ એનો એજ માણસ હતો. એ મ્હારાથી એટલો દૂર રહેતો કે એનું મ્હોં હું બરાબર જોઈ ન શકું. એનાં કપડાંમાં કાળો હાફકોટ તથા ધોતીયું અને માથે ટોપી હતાં. એનું મ્હોં બરાબર દેખાતુ ન હતુ પણ એની લાંબી કાળી દાઢી નવાઈ પમાડતી હતી. આજે મ્હને ઘણી અજાયબી લાગી અને એનો એમ કરવામાં શો હેતુ છે તે જાણવાનું મન સાથે નક્કી કર્યું. એ ઉપરથી મ્હેં મ્હારી સાઇકિલ ધીમી કરી. એ જોઇને એણે પણ એમજ કર્યું. હું થોભી ગઈ એટલે એ પણ થોભી ગયો. પછી મ્હેં એને પકડવાની યુક્તિ કરી. રસ્તે જ્યાં વળાંક આવે છે ત્યાં સડસડાટ સાઇકલ ચલાવી એકદમ ઉભી રહી. એ અટકી શકે તે પહેલાં મ્હારી આગળ થઇને ચાલ્યા જવાનું મ્હેં અનુમાન બાંધ્યું હતું પણ એ દેખાયો જ નહિ. એટલે હું પાછી ફરી ને ચારે તરફ જોયું, એક માઇલ સુધી રસ્તા પર નજર પડતી હતી પણ એનો પત્તોજ ન હતો. નવાઇની વાત તો એ હતી કે આજુબાજુ બીજે કોઈ ઠેકાણે પણ રસ્તો ન હતો કે જ્યાં એ જઈ શકે!'

'આ કેસ જરા નવાઇ જેવો છે ખરો. નટવર!' જયંત બોલ્યો. પછી તેણે મેનાવતીને પૂછ્યું: 'ત્હમે એ વળાંક લીધો અને પાછા

ફરીને જોયું તો એ માણસ અદૃશ્ય થઇ ગયો હતો, એ બે વચ્ચે કેટલો વખત ગયો હશે ?'

'બેથી ત્રણ મીનીટ.'

'તો પછી એ રસ્તાની બાજુએ ગયો હોવો જોઇએ પણ તમે કહો છો કે એવો આડમાર્ગજ નથી ?'

'એક પણ નહિ.'

'તો તો એ એકાદ બાજુએ પગદંડીએ પડી ગયો હશે.'

'એ જંગલમાં હોય તો, બાકી દેખાયા વિના ન રહે.'

'તો પછી એ જમીનદારની હવેલી તરફ ગયો હોવો જોઇએ. એ સિવાય બીજી જગ્યાએ એ જાય નહિ. બીજું કાંઇ ?'

'કાંઇ નહિ. એને ન જોવાથી હું ગભરાઇ ગઈ હતી એટલે એ વિષે આપની સલાહ ન મળે ત્યાં સુધી મ્હને સંતોષ થાય એમ ન હતું.'

જયંત જરાવાર શાંતિથી બેસી રહ્યો.

'મી○ ઑફ હમણાં આ તરફ આવી શકે એમ નથી ?'

'એમાં લાંબી રજા લેવી પડશે એટલે થોડા વખત માટે દીલ્હીથી બોલાવવા એ ઠીક નથી લાગતું.'

'વખતે એ અચાનક આવે એમ તમને નથી લાગતું ?'

'એ બનવાજોગ નથી. કદાચ એ હોય તો એવી રીતે વર્તે નહિ અને એમને હું ન ઓળખું એટલી મુર્ખી નથી !'

'એ સિવાય બીજા કોઇએ માયા બતાવેલી ?'

'ઘણાએ. હાઇસ્કુલના ઉપલાં ધોરણોમાં મ્હારો વિવાહ થયો ન હતો તે અગાઉ.'

'પણ પછીથી ?'

'પેલા વનેચંદે, જો એની ગણત્રી માણસમાં કરીએ તો.'

'બીજાયે નહિ ?'

અમારી અસીલ જરા વિચારમાં પડી.

'કોણ છે તે કહો તો ખરાં ?'

'વખતે એ મ્હારી શંકા પણ હોય ! મ્હને કોઇ કોઇ વખત એમ લાગે છે કે કરસનદાસ મ્હારા તરફ એવી નજરે જુએ છે ! પણ હજી એ બાબત કાંઇ ખાત્રી નથી. ઘરમાં કોઇ નહિ એટલે માયા બતાવે એ બનવા જોગ છે પણ મ્હને વહેમ છે. એ મ્હારી સાથે ગૃહસ્થાઇથી વર્તે છે પણ પુરૂષ કરતાં સ્ત્રી એ વાત વધુ જલદી સ્હમજી જાય છે.'

'એમ બાબત છે !' જયંતે કહ્યું. 'એ શો ધંધો કરે છે ?'

'કંઇજ નહિ. એની પાસે પુષ્કળ પૈસા છે.'

'ગાડી કે ઘોડો નથી ?'

'એ સારી સ્થિતિનો માણસ છે. અઠવાડીઆમાં એ બે ત્રણ વખત શહેરમાં જાય છે. એ શેરબજારમાં કંઇક ધ્યાન આપે છે.'

'બીજી કાંઈ વધુ વિગત બને તો મ્હને જણાવજો મીસ મ્હેતા ! હમણાં તો હું ઘણોજ કામમાં ગુંથાયલો છું, છતાં તમારા કેસમાં જોઇતી તપાસ કરતો રહીશ. તે દરમિઆન મ્હને પૂછયા સિવાય કોઈ પણ સાહસિક પગલું ભરશો નહિ. આપને જવું હોય તો જઈ શકો છો. આશા છે કે તમારા તરફથી સારા સમાચાર મળશે.'

એ સલાહ મળ્યા પછી મ્હોંપર સંતોષની લાગણી સાથે મીસ મ્હેતા ગઇ.

'કુદરતનો એ કાયદો છે નટવર ! કે આવી સૌન્દર્ય અને પ્રતિભાશાળી કન્યાની પાછળ દિવાનાઓ રખડેજ !' જયંતે એના ગયા પછી કહ્યું. 'પણ એવા દિવાના આવા નિર્જન સ્થળે સાઇકિલપર પાછળ ફરે એ જરા નવાઇ જેવું છે. એ કોઇ છૂપો પ્રશંસક હોવો જોઇએ. પણ એ ઉપરાંતેય કેટલીક નવાઈ જેવી વિગતો એના કેસમાં છે. નટવર !'

'કે એ માણુસ બરાબર એજ સ્થળે નીયમીત કેમ દેખાય છે એ કે નહિ ?'

'હાસ્તો. આપણે સૌથી પહેલાં તો જમીનદારની હવેલીમાં કોણ રહે છે તે જાણવું જોઈએ. પછીથી કરસનદાસ અને વને-ચંદનો સંબંધ જાણવો જોઈએ. એ બન્ને રઘુનાથ વનમાળીને શી રીતે ઓળખતા હતા કે એનાં સગાંવ્હાલાંની શોધ આ રીતે કરતા આવ્યા ? અને છેલ્લી વાત તો એ છે કે સ્ટેશનથી છ માઇલ દૂર રહેવા છતાં ગાડી ઘોડો ન રાખનાર સજ્જન શી રીતે આવા નજીવા કામ માટે સવાસો રૂપીયા પગાર આપતો હશે ? એ વિચિત્ર નથી લાગતું ? નટવર !'

'તું તપાસ કરવા જશે ?'

'ના બાપુ ના ! મ્હારે બદલે ત્હારે જવાનું છે, આ સાધારણ વાત છે અને તું પ્રયત્ન કરી જો. મ્હારાથી સર સાહેબનો કેસ છોડીને જવાય એવું નથી. તું સોમવારે સવારે જા અને એ નિર્જન સ્થળે એક બાજુ છુપાઇ રહેજે તેમજ તને ઠીક લાગે તે મુજબ વર્તજે. પછી હવેલીના રહીશ સંબંધે તપાસ કરી પાછો આવજે અને જે વિગત મળે તે મ્હને જણાવજે. અને ત્યાં સુધી હવે એ વિષે આપણે વાત કરવાની જરૂર નથી.'

અમે મીસ મ્હેતાને એ કઈ ગાડીમાં સોમવારે પાછી ફરે છે એ પૂછયું હતું તેના જવાબમાં ઘણુંખરૂં ૯-૫૦ ની લોકલમાં એ જતી હોવાનું જણાવ્યું હતું તેથી હું સોમવારે સવારે ૯-૧૩ ની ગાડીએ ગયો અને વીરપુર ઉતર્યો. ત્યાંથી મણિપુરનો માર્ગ શોધી કાઢતાં મ્હને મુશ્કેલી ન નડી અને થોડા વખતમાં મીસ મ્હેતાએ વર્ણવેલી નિર્જન જગ્યાએ જઇ પહોંચ્યો. એ સ્થળે એણે વર્ણન કર્યું હતું તેવુંજ હતું. રસ્તાની આજુબાજુ પગદંડીઓ હતી અને કેટલીક જગ્યાએ એવી મોટી વાડ હતી કે તેની પાછળ કોઈ ભરાઈ રહ્યું હોય તો ખબર પણ પડે નહિ. જમીનદારની હવેલી રસ્તાપરથી

દેખાતી ન હતી પણ એની આજુબાજુના જંગલ જેવા બાગપરથી એ એટલામાંજ અંદરની બાજુ હોવી જોઇએ એમ લાગતું હતું.

એક જગ્યાએ રસ્તાથી જરા છેટે ઘટાદાર ઝાડને ઓથે છૂપાઈ જવાનું મ્હેં પસંદ કર્યું. ત્યાંથી બન્ને બાજુ તરફ એકેક માઇલ સુધી નજર નાખી શકાતી હતી. હું સંતાયો ત્યારે બન્ને તરફનો રસ્તો નિર્જન હતો પણ થોડીવારમાં હું આવ્યો તેની સામી બાજુએથી એક જણ સાઇકલ પર બેસીને આવતો જણાયો. એણે કાળો હાફ-કોટ પહેર્યો હતો તથા કાળી દાઢી હતી. એ જૂની હવેલીના જીર્ણ બગીચા પાસે આવતાંજ સાઈકિલપરથી ઉતરીને એક બાજુ છુપાઇ ગયો; અને મ્હારી નજર બહાર ગયો.

પા કલાક ગયો હશે એટલામાં **વી**રપુર તરફથી એક સાઇકલ આવતી લાગી. એના પર બેસીને મીસ **મ્હે**તા પુર જોસમાં આવતી હતી. એને મ્હેં હવેલીના જીર્ણ બાગ નજીક આવી ત્યારે પાછળ જોતાં જોઇ. એ જરા આગળ આવી એટલે બસોએક વાર પાછળ પેલો માણસ પણ પોતાની સાઇકિલ પર આગળના હેન્ડલ પર શીર ઝુકાવીને આવવા લાગ્યો. મીસ **મ્હે**તાએ એને જોયો ને સાઇકિલ ધીમી કરી. એણે પણ પોતાની સાઇકિલ ધીમે ચલાવી. મીસ **મ્હે**તા થોભી ગઇ એટલે એ પણ અટકી ગયો. બન્ને વચ્ચે બસો વારનું સાધારણ છેટું જળવાયે જતું હતું. એકાએક મીસ **મ્હે**તા પોતાની સાઇકલ પાછી ફેરવી એના તરફ દોડી. એ પણ એ રીતે પાછો ફરી આગળ નાઠો અને થોડીવારમાં જ પેલા વળાંક પાછળ અદૃશ્ય થઇ ગયો. મીસ **મ્હે**તા જરાવાર પછી પાછી ફરી પોતાને માર્ગે પડી.

હું મ્હારી છૂપાવાની જગ્યાએથી બહાર ન નીકળ્યો તે ઠીક કર્યું. કારણ કે થોડીવારમાં પેલો માણસ પાછો ફર્યો અને પોતાની સાઇ-કલ લઈ હવેલીના જીર્ણ બાગમાં ભરાઈ ગયો. થોડીવાર સુધી તો મ્હેં એને એના હાથ ઉંચા કરી એના ગળાં આગળ બાંધેલો રૂમાલ

કે કોટની ગલાપટી અથવા તો પછી ખમીસનો કૉલર ઠીક કરતાં જોયો. એ પછી સાઇકલ પર બેસી ધીરે ધીરે હવેલી તરફ ગયો અને મ્હારી દૃષ્ટિમર્યાદામાંથી અદૃષ્ય થયો.

છેવટે મ્હારી સવારની કામગીરી બરાબર બજાવવાના સંતોષ સાથે હું **વી**રપુર પાછો ફર્યો અને ત્યાં જઇને જાગીરદારની હવેલીના રહીશ વિષે તપાસ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. એની વ્યવસ્થા **મુંબાઇ**માં **ચર્ચગેટ** સ્ટ્રીટની હાઉસ એજંટની એક પેઢીને હસ્તક હતી. **મુંબાઇ** આવીને **સૌથી** પહેલો એ પેઢીમાં તપાસ કરી આવ્યો પણ આ વરસે એ મકાન બારોબાર કોઇ વ્રજગોવિંદ નામના મહારાજને ભાડે અપાયલું હતું એમ ખબર મળી. વ્રજગોવિંદ વૃદ્ધ ઉંમરનો બ્રાહ્મણ હતો એટલી ખબર એણે આપી. એના વિષે એને વધુ કાંઈ માહિતી ન હતી.

**જય**ંતે એ બધી લાંબી વિગતો મ્હેં કહી ત્યારે ધ્યાન દઈને સાંભળી, પણ એક પણ શબ્દ એ પ્રશંશાનો બોલ્યો નહિ તેથી મ્હને જરા અજાયબી લાગી. પ્રશંશાને બદલે એણે મ્હેં શું ન કરવામાં ગફલત કરી તે વિષે મ્હને સંભળાવ્યું:

'એક તો ત્હારી સંતાવાની જગ્યા બરાબર નહિ હતી, **નટ**વર! ત્હારે બને તેટલા રસ્તાની નજીક સંતાવું જોઇતું હતું. વાડની પાછળ સંતાયો હોત તો ચાલત. ત્યાં સંતાયો હોત તો પેલા માણસને વધુ નજીક રહીને જોઇ શકાત. ઉલટો તું તો સો વાર દૂર હતો એટલે મીસ **મ્હે**તા કરતાં કાંઇજ વધારે કહી શકે એમ નથી! એ ધારે છે કે એ માણસને પોતે ઓળખતી નથી. મ્હારૂં માનવું છે કે એ ઓળખે છે. એમ ન હોય તો પેલો માણસ એનાથી એટલો દૂર શા માટે રહે? તું કહે છે કે એ હેન્ડલ પર ઝૂકીને બેઠો હતો. એ પણ એજ વાત પુરવાર કરે છે. સમજ પડીને. ત્હેં વધારે શું કર્યું? ઉલટો તું તો ત્યાંથી **ચર્ચગેટ** સ્ટ્રીટમાં જઇને તપાસ કરે છે કે હવેલીમાં કોણ રહે છે?'

'ત્યારે શું કરવું જોઇએ?' મ્હેં પૂછ્યું.

'અરે એટલામાંજ કોઈ પીઠાબીઠામાં જવું હતું. ત્યાં તને બધીયે ખબર મળી રહેત. ચહાનું હૉટલ જડે તો ત્યાં તપાસ કરવી હતી. એ સ્થળે તને એના રહેનારનું, નોકરચાકરનું અને બધાયનું નામ ને કામ મળી શકત! વૃજગોવિંદ! એ નામ જાણ્યે શું વળે? એ જો બુઢ્ઢો હોય તો તો પછી એ સાઇકિલ પર આટલો કાબુ રાખનાર જુવાન ન હોવો જોઇએ. ત્હારા જવાથી શું વળ્યું? એટલુંજ કે મીસ મ્હેતાની વાત ખરી છે. પણ એ ખોટી છે એમ આપણે ક્યાં માનતા હતા? પેલા સાઇકિલ વાળાને હવેલી સાથે સંબંધ છે. એ પણ આપણી જાણ બહાર ક્યાં હતું? એ હવેલીમાં વૃજગોવિંદ રહે છે. એ હોય કે એનો બાપ હોય પણ એટલાથી આપણું કામ વળે એમ નથી! એમ ખોટું લગાડવાની જરૂર નથી પણ હવે શનીવાર સુધીનો વખત આપણને મળે છે અને ત્યાં સુધી એક એ બાબત હું જાતેજ તપાસ કરી આવીશ. પછી આપણે સાથેજ જઈશું.'

બીજે દિવસે સવારે મીસ મ્હેતા તરફથી એક કાગળ મળ્યો. તેમાં મ્હેં જે કહ્યું તેજ વિગત લખી હતી અને છેવટે ઉમેર્યું હતું કે:

'આખરે મી૦ જયંતરાય, મ્હારી શંકા ખરી પડી છે. કરસનદાસે મ્હારી પાસે લગ્નની માગણી કરી છે. અલબત, એને મારા માટે લાગણી છે એની ના પડાય એવું નથી છતાં મ્હારો નિર્ણય તો ક્યારનો થઈ ચુકેલો છે એટલે મ્હેં ના પાડી. ગૃહસ્થાઈથી તે તેણે સાંભળી ખરી પણ મ્હારો રસ્તો હવે સીધો રહ્યો નથી. વખતે મ્હારે આ જગ્યા છોડવી પણ પડે!'

'મીસ મ્હેતા હવે ઉંડા પાણીમાં ઉતરતી લાગે છે!' જયંતે એ વાંચીને કહ્યું. 'ખરેખર! આ કેસ હવે વધુ રસીક થતો જાય છે! આજે બપોરના મ્હારે બહાર જઈને થોડીક તપાસ કરવી પડશે.'

જયંતે શાંતિથી ગાળવા ધારેલો દિવસ અશાંતિમાં પસાર થયો હોય એમ એ સાંજે પાછો ફર્યો ત્યારે મ્હને લાગ્યું. એના હોઠ પર નાનો સરખો ઉઝરડો થયો હતો અને કપાળ પર ખાસું મોટું ઢીમું હતું.

એ ઉપરાંત એને કોઈની સાથે સાઠમારી કરવી પડી હોય એમ પણ લાગતું હતું. એ આવ્યો તેવો ખુબ હસ્યો અને મ્હને કહ્યું:

'જરા સારી જેવી કસરત આજે કરવી પડી નટવર! ઠીક છે કે હું મુક્કાબાજીમાં કોઈ કોઈ વખત ભાગ લઉં છું નહિતો આજે બરાબર મેથીપાક ખાઇને આવ્યો હોત.'

મ્હેં એને બધી વાત અથઇતિ કહેવા વિનંતી કરી.

'મ્હેં પેલું પીઠું શોધી કાઢ્યું અને ત્યાં જઇને તપાસ ચલાવી. મ્હેં ત્યાં જઇને એકજણ સાથે ઓળખાણ કર્યું અને એની પાસેથી પુરતો દારૂ પાઇને જોઇતી હકીકત કઢાવા માંડી. 'વૃજગોવિંદ' મહારાજ કોઈ વૃદ્ધ માણસ છે અને એ પોતાના થોડાક નોકર સાથે હવેલીમાં રહે છે. એના ત્યાં રહેવા આવ્યા પછીના એક બે બનાવ એના મહારાજ નામને કલંક લગાડે એવા હતા એ પણ એણે કહ્યું. એ ઉપરાંત દર અઠવાડીએ શનિ–રવીવારે બીજા ઘણા માણસો ત્યાં આવતા હતા એ એણે કહ્યું. એમાં વનેચંદ કરીને ઠોળીયા જેવો એક જણ તો પડયો ને પાથર્યો રહેતો એમ એણે જણાવ્યું. એટલી વાત અમે કરી ત્યાંતો એ ભાઇસાહેબ જ અંદરથી આવ્યા. એ અંદરની બાજુ દારૂની મઝા માણતો માણતો અમારી વાત સાંભળતો હતો. હું કોણ હતો? મ્હારે શાની જરૂર હતી? આ જાતના સવાલો પૂછવાની મ્હને શી જરૂર હતી? એ બધુંએ ધાણી ફૂટે તેમ પૂછી ગયો અને એણે વિશેષણોનો બધો ભંડાર ખાલી કરીને પોતાની જીભ છૂટ્ટી મુકી દીધી. પછી તો એણે હાથચાલાકી કરવા માંડી એટલે મ્હેં એને બરાબર જવાબ આપ્યો. એનું પરિણામ મારી બાબતમાં શું આવ્યું તેતો તું આ ઉઝરડા અને ઢીમણાથી સમજી શકે છે, બાકી વનેચંદને ખટારામાં નાખીને લઈ જવો પડયો હશે! મ્હારી મુલાકાતનો એજ રીતે અંત આવે છે અને ત્હારા કરતાં હું કાંઈ વધારે ધાડ નથી મારી આવ્યો નટવર!'

ગુરૂવારે અમને મીસ મ્હેતા તરફથી બીજો કાગળ મળ્યો.

'છેવટે મ્હેં કરસનદાસની નોકરી છોડવાનો નિર્ણય કર્યો છે અને આ શનિવારે મુંબાઇ આવ્યા પછી હું પાછી ફરવાની નથી. આટલો મોટો પગાર પણ હવે મ્હને લલચાવી શકે એમ નથી. એમણે હવે ઘોડા-ગાડી વસાવી છે એટલે રસ્તાની મુસીબતોનો અંત આવે છે; છતાં મ્હારે ઉપલો નિર્ણય કરવો પડે છે તેનું કારણ એ છે કે પેલો વનેચંદ પાછો અહીં દેખાયો છે. એને કાંઇ અકસ્માત નડયો છે અને એ અહીં કરસનદાસને મળવા આવે છે. એ મ્હારી સાથે એક હરફ પણ બોલ્યો નથી પણ એને છાયે પણ ઉભા ન રહેવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. એવા માણસ સાથે કરસનદાસે શા માટે સંબંધ રાખ્યો હશે? જે થાય તે ખરૂં પણ હવે આ ત્રાસમાંથી થોડા વખતમાં હું મુક્ત થવા ધારૂં છું. અને તે પછી તો જલદીથી અમારાં લગ્ન પણ થઇ જશે. એ પણ હવે આ જગ્યા છોડવા માટે લલચાવનારૂં કારણ માનીએ તો માની શકાય.'

'હું પણ એમજ ધારૂં છું નટવર!' જયંતે કહ્યું. 'એની આજુબાજુની જાળ વધુ જકડાતી લાગે છે.'

એક માણસ છૂપાઈને એના જેવી સૌંદર્યવતી બાળાની પાછળ પડે એ નવાઇની વાત નથી, પણ એને જોઈને એ નાસી જાય એ નોંધવા જેવી બાબત ખરી. પેલો વનેચંદ એથી જૂદા જ સ્વ-ભાવનો માણસ છે. એણે એક વખત મીસ મ્હેતાને હેરાન કરી તેમજ હમણાં એ કરસનદાસને ત્યાં આંટા ફેરા કરે છે છતાં એને બોલાવવા યત્ન કરતો નથી એટલે પેલો સાયકલ વાળો એ હશે એમ માનવાને કારણ નથી. સાઇકિલ વાળો માણસ વ્રજગોવિંદને ત્યાં આવતા રવિવારના મહેમાનોમાંનો કોઈ હોવો જોઈએ. પણ એ કોણ છે અને એમ કરવામાં એનો શો હેતુ છે તે સવાલ તો હજી ઉભો રહે છે. બીજા શનિવારની મુસાફરી છેલ્લી જ હતી અને એ એ સહી-સલામતીથી કરી શકે તો પછી કાંઈ ત્રાસ રહેતો ન હતો. એ વખતે અમે બન્ને જણે વખતસર હાજર રહેવાનું નક્કી કર્યું હતું. પણ એ પ્રસંગની ગંભીરતા જ્યારે અમે બહાર નીકળ્યા ત્યારે જયંતે પોતાના ખીસ્સામાં બે રિવોલ્વર ભરીને સરકાવી ત્યારે મ્હને સમજાઇ અને

એમ લાગ્યું કે આવા–ઉપરથી સાધારણ લાગતા બનાવોની પાછળ ભયંકર ભેદ છૂપાયો છે.

શુક્રવારે રાત્રે થોડો વરસાદ એકાએક પડયો હતો અને બધો પ્રદેશ બીજે દિવસે સવારે રળીઆમણો લાગતો હતો. હું અને જયંત સવારના પહોરમાં વીરપુર જવા નીકળ્યા હતા અને વખતસર સ્ટેશને ઉતરી મણિપુરને માર્ગે પડયા હતા. અમે માઇલેક ચાલ્યા હઇશું એટલામાં દૂરથી કોઇ વાહન આવતુ અમે જોયું.

'મ્હેં અર્ધો કલાક આગળ આપણે આવી લાગીએ એ રીતે ગોઠવણ રાખી હતી એટલે–' જયંતે કહ્યું. 'પેલી ગાડી જો મેનાવતીની હોય તો એ દર વખતે જાય છે તેથી આગળની ટ્રેનમાં જવા નીકળી હોવી જોઇએ. આપણે એને બચાવી શકીએ તે પહેલાં એ ભયના સ્થાને પહોંચી જશે.'

જ્યાંથી અમે જોયું તે જગ્યા ઘણી ઉંચાણ વાળી હોવાથી વળાંક લઈ ત્રણેક માઇલ દૂર ઉંચે જતો રસ્તો સાફ દેખાતો હતો. એ ઉંચાણ પર પેલી ગાડી હતી અને એ જોઇને જયંતે અનુમાન કર્યું હતું.

અમે આગળ ચાલ્યા એટલે અમારી દષ્ટિમર્યાદામાંથી ગાડી દેખાતી બંધ થઈ. જયંત ઘણીજ ઝડપથી આગળ વધતો હતો. એના જેટલી મ્હારી શક્તિ ન હતી એટલે હું ઘણીવાર પાછળ પડી જતો અને દોડીને એને પકડી પાડતો. કેટલેક દૂર ગયા પછી એકાએક એ અટકયો અને એના મોંમાંથી નિઃશ્વાસ નીકળી પડયો. સામી બાજુએ એક ખાલી 'ડૉગકાર્ટ' ખેંચીને ઘોડો પુરપાટ આવતો જણાયો. એ ગાડીમાં કોઈ જ ન હતું.

'બહુ, મોડું થયું! નટવર!' જયંતે બુમ મારી. 'મ્હેં આગલી ટ્રેનનો વિચાર જ ન કર્યો! એનું હરણ થઈ ગયું લાગે છે! કે પછી ખૂન થયું હશે. પ્રભુ જાણે! જે થયું હોય તે ખરૂં. ચાલ જોઇએ આ ઘોડો પકડ. એમજ રસ્તો રોકીને પકડી લે. ઠીક

કર્યું. ચાલો આપણે બેસી જઇએ અને આપણી ગફલતનું શું પરિણામ આવ્યું તે જોઇએ.'

અમે ગાડીમાં ચઢી બેઠા અને ઘોડાને ફેરવીને **જયંતે** જોરથી ચાબુક લગાવી. એ ચારે પગે કુદ્યો અને અમે **મણિપુર** તરફ આગળ ચાલ્યા. જેવો અમે વળાંક લીધો તેવો જ એણે હાથ લાંબો કર્યો:

'પેલો દેખાય એ સાઇકિલ વાળો, **નટવર**!'

દૂરથી એકજણ સાઇકિલ પર આવતો દેખાતો હતો. એનું માથુ એણે હેન્ડલ પર ઝુકાવ્યુ હતુ અને પુર ઝડપથી પૅડલ મારતો હતો. રેસના જૉકીની માફક એ પોતાની સાઇકિલ ચલાવતો હતો. એકાએક એણે પોતાનું દાઢી વાળુ માથુ ઉંચુ કર્યું અને અમને જોયા. એકદમ એ સાઇકિલ પરથી નીચે ઉતરી પડ્યો. કાળી ભમર દાઢી એના ચહેરામાં ભાત પાડતી હતી. એણે અમને તથા ગાડીને જોઇ આશ્ચર્ય પામીને કહ્યું:

'ગાડી ઉભી રાખો.' એમ કહીને એણે પોતાની બાઇસિકલ રસ્તા વચ્ચે આડી ધરી. 'તમને આ ગાડી ક્યાંથી મળી? ઉભી રાખો' એમ કહીને એણે પોતાના ખીસ્સામાંથી રિવોલ્વર કાઢીને અમારી સામે તાકી. 'ઉભી રાખો, નહિ તો તમારા ઘોડાને હમણાં જ વીંધી નાખીશ.'

**જયંતે** લગામ મારા હાથમાં નાખી અને એકદમ ગાડીમાંથી કુદ્યો.

'તમને જ મ્હારે મળવું છે. **મીસ મેનાવતી મ્હેતા** ક્યાં છે?' **જયંતે** તરતજ મુદ્દાસર સવાલ કર્યો.

'એ હું તમારી પાસેથી જાણવા માગું છું. તમે એનીજ ડૉગકાર્ટમાં આવો છો એટલે એ ક્યાં છે તેની તમને ખબર હોવી જોઇએ.'

'અમને તો ખાલી ગાડી રસ્તામાં મળી એટલે પાછી વાળીને એમને મદદ કરવા માટે દોડતા આવ્યા.'

'અરે ભલા ભગવાન! શું કરીશું હવે?' એણે મોટેથી હા મારી. 'આખરે એ લોકોએ એને ફસાવી. હરામખોર વનેચંદ ચાલો, ચાલો આપણે જલદીથી જઈ પહોંચીએ. તમે એના હિતેચ્છુ હો તો મ્હારી સાથે ચાલો. આપણે બનતા સુધી એને બચાવ શકીશું અને તેમ નહિ થાય તો મરી જઈશું.'

એ તરતજ હાથમાં પીસ્તોલ સાથે આડમાર્ગે ચાલ્યો. જયં અને હું તેની પાછળ ચાલ્યા.

'આ રસ્તે એ લુચ્ચાના પીર આવ્યા.' થોડે દૂર ગયા પછ કાદવમાં પડેલાં અનેક પગલાં બતાવી એણે કહ્યું. 'અરે પેલું કો પડયું છે? થોભો તો—'

સતર અઢાર વર્ષનો એક ભરજુવાન માણસ જે ઘોડાવાળ જેવો લાગતો હતો તે જમીન પર આડે પડખે પડયો હતો. એન માથા પર મોટો જખમ હતો અને એમાંથી લોહી વહેતુ હત એના ઘા પર નજર નાખતાં મ્હને લાગ્યું કે એ બહુ ઊંડો ન હતે અને એનાથી મૃત્યુ નીપજે એટલો એ ભયંકર ન હતો. હાડકાં છિન્ન થઈ લાગતી ન હતી.

'અરે! એતો સામંત છે!' અમારો સાથીદાર બોલી ઉઠયે 'એજ મેના સાથે ગાડી હાંકીને ગયો હતો. હરામખોરોએ એ સખત ફટકાર્યો લાગે છે! હરકત નહિ, એને એમજ રહેવા દે આપણે હવે ચાલો. નહિતર મેનાનું રાયતુ થઈ જશે!'

ગાંડાની માફક એ આગળ દોડયો. અમે હવેલીની નજી પહોંચ્યા ત્યાં જયંતે કહ્યું:

'એ બાજુ નહિ. એ લોકો બહાર ગયા છે. આ તરફ જુએ આમ પગલાં આડાં જાય છે.'

એવામાં સ્ત્રીના અવાજમાં એક કારમી ચીસ સંભળાઈ. : હૃદયવિદારક આર્તનાદ સાંભળી અમે બધા એ તરફ દોડયા.

થોડે દૂર ગયા એટલે અમારી નજર એક એ સ્થળમાં નવા જેવો લાગે એવા દેખાવ પર પડી.

ઝાડની ઘટામાં એક નાની સરખી ચૉરી કરી હતી અને એક બાજુએ એક વૃદ્ધ બ્રાહ્મણ મંત્ર ભણતો બેઠો હતો. બીજી તરફ એક જુવાન પાટલા પર બેઠો હતો અને તેની પાસે જોર જુલમથી **મીસ મ્હેતા**ને બેસાડી હતી. **મીસ મ્હેતા**ને મોઢે રૂમાલ જકડીને બાંધ્યો હતો અને પેલો માણસ પણ ઉઘાડે માથે લાલ ઘુમ આંખો કરીને બેઠો હતો. વૃદ્ધ બ્રાહ્મણ મંત્ર ભણ્યે જતો હતો. એ **વૃજગોવિંદ** હશે એમ મ્હેં અનુમાન કર્યું.

એને જોતાંજ **જયંતે** પોતાનાં ભવાં ઉંચાં ચઢાવ્યાં.

'એ લોકો પરણી ગયાં.' મ્હેં આ ઠાઠ જોઈને અનુમાન કર્યું.

'ચાલો, ચાલો,' અમારા સાથીદારે બુમ મારી.

જેવા અમે નજીક ગયા તેવોજ પેલા જુવાને હસીને આવકાર આપ્યો.

'હવે તમારૂં દાઢું કાઢી નાખો મહેરબાન! એની કાંઈજ જરૂર નથી. ઠીક વખતસર તમે આવી લાગ્યા!'

અમારા સાથીદારે તરતજ દાઢી કાઢી નાખી અને ફેંકી દીધી. હવે એનો ગોળમટોળ ચહેરો બરાબર દેખાયો. એણે તરતજ પોતાની રિવોલ્વર સંભાળી અને સામેથી હાથમાં ચાબુક ઉપાડી આવતા **વને**-ચંદ તરફ ધરી.

'મ્હારૂં નામ **કરસનદાસ** ફીટી જાય જો મ્હારો ગોઝ ન પાળું તો—સમજ્યોને વનેચંદ! તહને કહ્યું હતું કે જો તેં એને જરા પણ હેરાન કરી છે તો ઠેકાણે પાડયા સિવાય નહિ રહું, એ યાદ છે ને?'

'તહમે હવે કરી રહ્યા! અમે તો પરણી ચૂકયાં અને એ મારી બૈરી થઈ ગઈ!'

'ખોટી વાત! બૈરી નહિ પણ વિધવા.'

તરતજ એની રિવોલ્વર ફુટી અને ચીચીઆરી પાડીને **વનેચંદ** જમીન પર તુટી પડયો. એના પેટમાં ગોળી વાગી હતી. **વૃજગોવિંદ**

હજી બેઠો બેઠો જોયા કરતો હતો તે એકદમ ઉભો થઈ ગયો. એ કાંઈ કરે તે પહેલાં જયંતે એની સામે પોતાની રિવોલ્વર ધરી અને છાના-માના ઉભા રહેવા કહ્યું.

'ત્હમારી પિસ્તોલ નીચે નાખો મી. કરસનદાસ. નાખી દો. નહિતર હાથ વિંધાઈ જશે.' બીજી પિસ્તોલ એમના તરફ ધરીને જયંત બોલ્યો. 'લઈએ પિસ્તોલ, નટવર! હવે વધુ ખુનામરકી કરવાની જરૂર નથી.'

'તમે કોણ છો?'

'મ્હારૂં નામ જયંત છે'

'અરે ભલા ભગવાન!'

'તમે મારૂ નામ સાંભળ્યુ લાગે છે! પોલિસ આવી લાગે ત્યાં સુધી તમે અને વૃજગોવિંદ મ્હારા કબજામાં છો. એઈ. આમ આવ.' એમ કહીને એણે દૂર દેખાતા ઘોડાવાળાને બોલાવ્યો અને પેલા બેઉ જણ પર નજર રાખવાનું મ્હને કહી એણે એક ચીઠ્ઠી ઉતાવળે ઘસડી કાઢી. 'જા, આ ચીઠ્ઠી વીરપુરના ફોજદારને આપી આવ. જો જલ-દીથી જજે. એ આવે ત્યાં લગી તમને મ્હારે મ્હારા કબજામાં રાખવા પડશે.' એ ચીઠ્ઠી લઇને પેલો તરતજ ગયો.

'રસ્તા પર ગાડી ઉભી છે તે હાંકીને જજે.' જયંતે એને સૂચના આપી.

જયંત પેલા બેઉ જણને લઇને હવેલીમાં ગયો અને મ્હને વને-ચંદને પણ એમની પાસે ઘરમાં લેવરાવ્યો. મીસ મ્હેતા પણ મ્હારા હાથને ટેકે અંદર ગઇ. થોડીવારે વનેચંદને તપાસીને મ્હેં જયંતને કહ્યું:

'એ જીવશે.'

'શું બોલ્યા?' કરસનદાસે રાડ પાડી. 'તો તો હું ઉપર જઇને એને પુરો કરૂં છું. મેના જેવી છોકરી એના જેવા ભામટા બુદ્દા-ચોરની બૈરી થાય એ મ્હારાથી જોઈ શકાશે નહિ.'

'એ બાબતમાં ઉશ્કેરાવાની જરૂર નથી.' જયંતે એને શાંત પાડતાં કહ્યું. 'એ લગ્નની વિરૂદ્ધ બે સબળ કારણો છે. એક તો મી. વૃજગોવિંદને પરણાવવાનો અધિકારજ નથી.'

એ સાંભળી વૃજગોવિંદ ચમક્યો.

'શું કહ્યું?' એણે પૂછ્યું.

'તમે બ્રાહ્મણજ નથી. લુવાણાઓ પરણાવતાં ક્યારથી શીખ્યા? તમારા જેવા ગોરપદુ કરશે તો બ્રાહ્મણોનું ભીખ માગતાંયે પુરૂં નહિ થાય!'

'ખોટી વાત! કોણ કહે છે કે હું બ્રાહ્મણ નથી?'

'હું કહું છું. તમને જોયા ત્યારથીજ તમને હું ઓળખી ગયો છું. આપણે આ બીજી વાર મળીએ છીએ. સાધુના સાલ્લામાં ફરતા તમારા જેવા સેતાનોને એક વાર જોયા પછી હું ભાગ્યેજ ભૂલી જાઉં એમ છું. પેલા ધનગોપાલના ખૂનની વાત હજી મ્હારી ધ્યાન બહાર નથી. પછી તમે નામ બદલો કે વેશ પાલટો ગમે તે કરોને!'

એ સાંભળી વૃજગોવિંદ નરમ ઘેંશ થઇ ગયો. એ આબાદ પકડાઈ ગયો હતો.

'બીજી વાત એ છે કે' જયંતે આગળ ચલાવ્યું 'આવી રીતે બળાત્કારથી થયેલાં અધુરાં લગ્ન ખરી રીતે લગ્નજ ન કહેવાય. હજી મંગળ ફેરા બાકી રહ્યા છે. તમારૂં ભણવાનું ત્યાં સુધી આવ્યુ ન હતુ. ખરૂં કે નહિ વૃજગોવિંદ!'

એ વાત પણ ખરી હતી એટલે એણે જવાબ આપ્યો નહિ.

'અને મી. કરસનદાસ! તહમે તહમારી પીસ્તોલ વાપરવામાં જરા ઉતાવળ કરી.'

'મ્હને પણ એમ લાગે છે. પણ એને બચાવવા મ્હેં ઘટતી સાવચેતી રાખ્યા છતાં મ્હારૂં મન ન માન્યુ એટલે સાઇકિલ પર હું નીકળ્યો અને મ્હારૂં કર્યું કારવ્યુ ધુળ મળી જતું જોઇને મ્હારો મીજાજ હાથમાં ન રહ્યો. વનેચંદ જેવો બદમાશ આખા દક્ષિણ આફ્રિ-

કામાં બીજો નથી. એના નામથી કીંબરલીથી જોન્સબર્ગ સુધી બધા ધ્રુજે છે! તમને નવાઇ લાગશે મી. જયંત! પણ હું કોઈ દિવસ મેનાને આ સ્થળે એકલી જવા દેતો ન હતો.'

'એની પાછળ તમે સાઇકલ પર આવતા જતા ખરૂં ને?'

'હાજી. એ તે જાણે કે હું એની પાછળ આવું જઉં છું તો એ મ્હારે ત્યાં ન રહે એટલે એનાથી બને તેટલો દૂર વેષ પાલટીને મ્હારે ચાલવું પડતું કારણ કે એમ ન કરૂં તો એ ઓળખી જાય—'

'પણ એને માથે ઝઝૂમતા ભયની એને ચેતવણી કેમ ન આપી?'

'એમ કરૂં તો એ તરતજ ચાલી જાય. અને એને જતી જોવા હું રાજી ન હતો. ખરૂં પૂછો તો મારા ખરા જીગરથી હું એને ચ્હાતો હતો. જો કે એણે મ્હારી વાત નકારી હતી તો પણ. એનો મીઠો અવાજ મારા ઘરમાં ગાજતો હોય ત્યાં સુધી મને નિરાંત હતી.'

'પ્રેમને બદલે સ્વાર્થની એ નિશાની હતી.'

'તહમને જે ઠીક લાગે તે ખરૂં, પણ એને જતી જોવા હું રાજી નહતો. એ ઉપરાંત રસ્તે આ લોકો હેરાન કરે એવી મ્હને શંકા રહ્યા કરતી હતી એટલે હું એ રીતે એને સહી સલામત અહીંથી પસાર થતી જોતો હતો. છેવટે જ્યારે તાર આવ્યો ત્યારે કાંઈ નવા જુની કર્યા સિવાય વનેચંદ નહિ રહે એમ મ્હને લાગ્યું.'

'શાનો તાર?'

કુરસનદાસે તારનો કાગળ પોતાના ખીસ્સામાંથી કાઢ્યો. 'આ રહ્યો.' એ ઘણો ટુંકો હતો:

'બુઢ્ઢો મરી ગયો છે.'

'એમ!' જયંત બોલી ઉઠ્યો. 'હવે સમજાયું. આની અસર થયા સિવાય ન રહે એ દેખાતુ છે. આપણને હજી વખત છે એટ-લામાં તહમારી વાત કહેતો—'

વૃજગોવિંદની આંખો લાલ ચોળ થતી લાગી.

'જો બોલ્યો તો યાદ રાખજે કરસનદાસ, વનેચંદની જે દશા તેં કરી છે તે તારી કર્યા સિવાય નહિ મુકું.' એણે કરસનદાસને ધમકી આપી.

'આપ નામદારે એમ ગરમ થઈ જવાનું નથી.' જયંતે હસીને કહ્યું. 'હરકત નહિ કરસનદાસ, હું બધી વાત જાણું છું એટલે કહી જઉં. ભૂલ હોય તે તમે સુધારજો.'

એમ કહીને એણે શરૂ કર્યું:

'પહેલાં તો આફ્રિકાથી તમે બે જણ કરસનદાસ અને વનેચંદ આવ્યા. તમે રઘુનાથ વનમાળીને આફ્રિકામાં ઓળખતા હતા. એણે ત્યાં સારો પૈસો પેદા કર્યો હતો અને આફ્રિકા ખાતે વારસ સિવાય એ મરવાની અણી પર હતો. એ મરી જાય એટલે એની મીલકત એની એકની એક ભત્રીજીને મળે. એ ભત્રીજી કુંવારી હોવાની તમને ખબર મળી હતી. તમારી દાનત એને શોધી કાઢીને પરણી જવાની હતી અને જે મીલકત વારસામાં મળે તે સરખે ભાગે વહેંચી લેવાની હતી કારણ કે બુઢ્ઢો રઘુનાથ વીલ કર્યા સિવાય મરી જવાની તમારી પુરી ખાત્રી હતી.'

'બરાબર છે. એ લખી વાંચી જાણતો નથી.' કરસનદાસે ઉમેર્યું.

'તમે બેઉ જણે અહીં આવીને એને શોધી કાઢી અને કોઈ પણ બહાને એને તમારી નોકરીમાં રાખી. કોણ જાણે કેમ પણ વનેચંદે એની સાથે પરણવું એમ નક્કી થયું હતું—'

'એ વાત અમે સ્ટીમર પર પત્તાં રમીને નક્કી કરી હતી. એ જીત્યો અને એને ભાગ પરણવાનું આવ્યું.'

'એમ! પછી એણે એને પસંદ કર્યો નહિ અને તમારૂં મન ગળતુ લાગ્યુ એટલે તમારા બે વચ્ચે અણબનાવ શરૂ થયો. ધીરે રહીને વનેચંદે વૃજગોવિંદને શોધી કાઢ્યો અને પેલુ મકાન ભાડે લીધું. આવુ રત્ન વનેચંદ જેવા મુર્ખને પાલે પડે એ તમને રૂચ્યુ

નહિ અને એ લગ્ન થતુ અટકાવવાના તમે ઉપાય લેવા માંડયા. તમે બેઉ જણ લઢયા બાથંબાથા પર આવી ગયા અને વનેચંદ જો બળ જબરીથી પરણી જાય તો તમે એને મારી નાખવાની ધમકી આપી.'

'અક્ષરે અક્ષર ખરૂં! વૃજગોવિંદ! આથી હું પણ શું વધારે કહેવાનો હતો? તમારી વાત ખરી છે. જ્યારે વનેચંદ વૃજગોવિંદ સાથે આ રસ્તા પરનું મકાન ભાડે રાખીને રહ્યો ત્યારે જ મ્હને ખાત્રી થઈ ગઈ હતી કે એ હરામખોર સીધો રહેવાનો નથી. એટલે તો હું વખતો વખત એમને મળી જતો અને એ શું કરવા માગે છે તેની ભાળ કાઢે રાખતો. એણે મ્હને એમ પણ પૂછયું કે વખતે હું પરણી જાઉં તો એને ભાગ આપીશ કે નહિ? મ્હેં હા પાડી પણ એમ પણ કહ્યું કે એ મ્હને પરણવા માગતી નથી. એણે મ્હને જોર જુલમથી પરણી જવા દબાણ કર્યું ને મેં ના પાડી એટલે ગાળો–દેવાય એટલી ગાળો દેતો દેતો એ ચાલ્યો ગયો. આ અઠવાડીએ એ જતી હતી તે વખતે મ્હને ઘણો ઉચાટ હતો. એને માટે ખાસ ઘોડા ગાડી વસાવેલી તેમાં એ ગઈ છતાં મ્હને ધીરજ ન રહી તે સાઇકિલ પર બેસીને આવ્યો અને પછી તો ત્હમે એજ ગાડી હાંકીને સામેથી આવતા મ્હને મળ્યા.'

'મ્હેં જરા ભૂલથાપ ખાધી! નટવર!' જયંત બોલ્યો. 'જ્યારે તેં કહ્યું કે તેં એમને ગળાનો કૉલર કે રૂમાલ કે કાંઈ ઠીક કરતાં જોયા ત્યારે જો મેં બરાબર અનુમાન કર્યું હોત તો કેસ સરળ હતો. હરકત નહિ! જે થયું તે ખરૂં.'

એવામાં ત્રણ પોલિસ કૉન્સ્ટેબલ લઇને વીરપુરનો ફોજદાર આવી ગયો. તેના કબજાનાં ત્રણે જણને અમે સોંપી દીધા.

'નટવર! તું જરા મીસ મ્હેતાની સારવાર કરતો. એને કહેજે કે દીલ્હી મી૰ શાંતિલાલ ઑફને જે ગાડી મળે તેમાં બેસીને

**મુંબાઈ** આવવા તાર કર્યો છે એટલે એ સાજી થઇ જશે. મી. **કરસનદાસ**, મ્હારૂં કાર્ડ તમારી પાસે રાખો. જ્યારે પણ તમને મ્હારી જુબાનીની જરૂર પડે ત્યારે બોલાવજો અને તમારા હકમાં જેટલો ફાયદો થાય તેટલો કરવાને હું તૈયાર રહીશ.' એમ કહીને એણે કાર્ડ આપ્યું.

કામની ધમાલને અંગે એ પછીની વિગતો બરાબર નોંધાયલી નથી પણ એટલું યાદ છે કે **વનેચંદ** બચી ગયો હતો અને એને દસ વર્ષની સજા થઇ હતી તથા **વ્રજગોવિંદ** સાત વર્ષ માટે ટીપાયો હતો. કરસનદાસને એનો સદ્ ઉદ્દેશ જોઇને ઘણી ઓછી માત્ર થોડાક મહિનાની સજા થઇ હતી.

**મીસ મેનાવતી મ્હેતા** થોડા દિવસમાં મી૦ **શાંતિલાલ શ્રૉફ** સાથે પરણી ગઇ અને એના કાકાની લાખો રૂપીયાની મીલકતની માલિક થઈ હતી. આજે પણ **શ્રૉફ** ઍન્ડ સન્સની પેઢી ધમધોકાર ચાલે છે.

*

# કોન્ટ્રૅકટર

*

'હમણાં હમણાં મુંબાઇ ઘણું શાન્ત થઈ ગયું લાગે છે નટવર !' જયન્તે એક સવારે ચહા પીતી વખતે મને કહ્યું.

'કેમ ?' મ્હેં પૂછ્યું.

'જોને, પેલા ભીમરાવના ગયા પછી હમણાં કોઈ નામદારનો ત્રાસ જણાતો નથી, એટલે મ્હારા જેવા ગુન્હા સંશોધકની નજરે મુંબાઇ નકામા જેવું લાગે તો નવાઇ નથી.'

'એટલે શું તું એમ કહેવા માગે છે કે ગુન્હાઓ થવા જ જોઇએ અને–'

'સાધારણ ગુન્હાઓ કે ગુન્હેગારો વિષે મ્હારૂં કહેવું નથી. હું તો જબરદસ્ત ગુન્હાઓ અને અઠંગ ગુન્હેગારો વિષે વાત કરૂં છું.

અલબત, એવા ગુન્હેગારો ન હોય તો અમારો ભાવેય કોણ પૂછે? બીચારૂં સી. આઇ. ડી. ખાતું એમના અભાવે માખો માર્યા કરે. અને આ લાઈન પડી ભાગે. અંધકાર ન હોય તો પ્રકાશ કીંમત અને ભાવ કોણ જાણે કે પૂછે? તે જ રીતે આ નામદારોનુ પણ—'

એ જ વખતે નીચે કોઇ માણસે જોરથી ઘંટડી મારી હોય એવો અવાજ આવ્યો. પછી આવનારના અંદર દાખલ થવાનો અવાજ સંભળાયો અને તરત જ એક માણસ દાદર પર ધસમસ્યો અરધો ગાંડા જેવો આવતો દેખાયો. એ જુવાન હતો, અને એનું મોઢું ઉજળું પુણી જેવું થઈ ગયું હતું. પરસેવાના રેલેરેલા ઉતરીને એનાં કપડાં તરબોળ થયાં હતાં.

તેણે વારા ફરતી અમારા બેઉ જણ તરફ જોયું અને જાણે તે તેના આ વીચીત્ર વર્તન માટે માફી માગતો હોય એમ એની દૃષ્ટી-પરથી જણાયું.

'દીલગીર છું મી. **જયન્ત**' તે બોલ્યો: 'કે મ્હારે આપને આ રીતે તકલીફ આપવી પડે છે. હું ખરેખર! ગાંડા જેવો જ થઇ ગયો છું. મી. **જયન્ત**! આ કમનસીબનું જ નામ દયાળજી **મીસ્ત્રી** છે.'

તે પોતાનું નામ એવી ઢબે બોલ્યો કે જાણે એ એકલું જ એના આવવાનું કારણ અને એની ઢબછબ વીષે જવાબ આપતું ન હોય! પણ મ્હારા મીત્રના ચહેરા પરથી મ્હારી ખાત્રી થઈ કે એ પણ મ્હારી માફકજ એ બેઉ બાબતો વિષે કાંઇજ જાણતો ન હતો.

'પેલી ખુરસી લઇને જરા શાન્તીથી બેસો ને થાક ખાવ મી. **મીસ્ત્રી**,' એણે અમારા અસીલને ખુરસી બતાવતાં કહ્યું. 'મ્હારી ખાત્રી છે કે આપના બાહ્ય ચીન્હોપરથી મ્હારા મીત્ર ડૉ. **નટવર** આપના માટે ખુશીથી **થાણાના** 'લ્યુનેટીક એસાયલમ' (દીવાના-શાળા) માં દાખલ થવાનું પ્રમાણપત્ર લખી આપે પણ હરકત નહી, કાંઈ એવો પ્રસંગ બન્યો હોય અને આપ ઉશ્કેરાઇ ગયા હો એ

સંભવીત છે. આપ જરા શાન્તિથી આપની હકીકત જણાવશો તો ઠીક થશે. આપે આપનું નામ એવી ઢબે કહ્યું કે જાણે એના ઉચ્ચાર માત્રથી જ હું આપના આવવાનો હેતુ અને આપની આ વર્તણુંકનું કારણ એકદમ સમજી શકું પણ આપનું નામ સાંભળવાથી એવું કાંઈ મ્હને સમજાયું નથી. હા, આપ એક તાજા સોલીસીટર, ફ્રીમેશનના સભ્ય અને છાતીની નબળાઈ વાળા માણસ છો એ સીવાય બીજું કાંઈ હું જાણતો નથી.'

જયંતે એની હમેશની રીત મુજબ એના હાથમાંના કાગળો, ફ્રીમેશનના સભ્ય હોવાના ચીન્હનો છેડો, અને એના શ્વાસોશ્વાસ ઉપરથી સફળ અનુમાન કર્યું હતું. એ સાંભળીને અજાયબીથી અમારો અસીલ એની સામે જોઇ જ રહ્યો.

'હાજી, આપનું કથન બરાબર છે. વધારામાં એટલું ઉમેરવા જેવું છે કે સારી મુંબાઇમાં કમનસીબમાં કમનસીબ માણસ હોય તો હું છું. પ્રભુને ખાતર મને ન છોડી દેતા. તેઓ મ્હને પકડવા આવે તે પહેલાં મ્હારી હકીકત પુરી ન થઈ રહી હોય તો કૃપા કરી એ લોકોને મ્હને થોડો વખત વધારે આપવા કહેજો અને છેલ્લે સુધી સત્ય હકીકત જે છે તે મ્હને કહી લેવા દેજો. મ્હારા જેલમાં જવા પછી પણ આપ મ્હારા માટે કામ કરો છો એ જાણીને મ્હારા જીવને કારગત રહેશે. અને જેલ પણ દુઃખદાયક નહી લાગે.'

'આપને પકડવા ?' જયન્તે કહ્યું 'આ તો ઘણું અજબ થવા જેવું–કયા ગુન્હાસર આપને પકડવામાં આવશે એમ આપ માનો છો ?'

'લક્ષ્મીનગર–બારવાળા રતનજી કોન્ટ્રૅકટરનું ખુન કરવાના આરોપ માટે.'

મ્હારા મીત્રના ચ્હેરાપર એના માટે સહાનુભુતીની લાગણી ફેલાઈ.

'એમ !' એ બોલ્યો 'અરે હમણાંજ અમે વાત કરતા હતા કે મુંબાઇનું વાતાવરણ શાંત થતું જાય છે અને હેરત ભર્યા ગુન્હાઓ હમણાં ન સંભળાતા હોવાથી છાપાં પણ નિરસ થતાં જાય છે.'

અમારો મ્હેમાન જરા નીચો નમ્યો અને ટેબલપર પડેલું 'મુંબાઈ સમાચાર' લીધું અને તેમાંથી વચેના પાના પર અમારી નજર ખેંચતાં બોલ્યો 'આપે આ વાંચ્યું લાગતું નથી એટલેજ મ્હારા આવવાનો હેતુ સમજાયો નહી. હું તો સમજ્યો કે દરેક જણ મ્હારી અને મ્હારા કમનસીબની વાત કરતું હશે. જુઓને હું વાંચુંઃ ખાસ્સા મોટા અક્ષરે છાપ્યું છે.

'લક્ષ્મીનાગરનો ભેદી મામલો. જાણીતા કોન્ટ્રૅક્ટરનું ગુમ થવું. ખુન થયું હોવાની મજબુત માન્યતા. સુધરેલો ગુન્હેગાર!' અને એની હકીકત મુજબ પોલીસ મ્હારી પાછળ પડી ચુકી છે અને હું જ્યાં હઇશ ત્યાંથી શોધી કાઢીને મ્હને પકડયા વીના રહેશે નહીં. હું અહીં આવ્યો છું એનો પત્તો પણ એ લોકોને મળી ચુકેલ છે. વાર માત્ર વૉરંટ સહી થવા ગયું હશે તે આવવાની લાગે છે. અરેરે! એ ગજબ સાંભળીને મ્હારી માતાનું હૃદય વિદીર્ણ થઈ જશે! અને–' દુઃખની હાય મારી બે હાથે તેણે પોતાનું મોઢું ઢાંકી દીધું.

આવા ભયંકર ગુન્હાનો જેને માથે આરોપ હોવાનો પોલીસને શક હતો તે જુવાનને જોઈ મ્હને કંઇક અનુકંપા આવી. એ ખુબસુરત ગભરૂ જુવાને આવું ભયંકર કાર્ય જો કર્યું હોય તો શી રીતે કરી શકયો હશે એ મ્હને ન સમજાયું એની ઉમર ભાગ્યે ૨૭ વરસથી વધારે હશે. એનો સુંદર પોશાક અને તેમાંયે તેના ખીસામાંથી જણાઇ આવતાં ધંધાદારી કાગળીયાં જોઇને આવો સુશિક્ષીત માણસ આવી જાતનું કામ કરેજ નહીં એમ માનવાને મ્હારૂં દીલ લલચાયું.

'આપણા હાથમાં જે થોડો ઘણો વખત છે તેનો ઉપયોગ કરવો જોઇએ!' જયંતે કહ્યું, 'નટવર! તું જરા એ ફકરો વાંચી બતાવ તો–' મ્હેં છાપુ લીધું. મોટા મથાળા નીચે કેસની ઘણી ખરી વીગતો આપી હતી.

**'કાલે રાતના, કે પછી આજે સવારના પહોરમાં લક્ષ્મીનગરમાં એક ગજબનાક બનાવ બન્યો લાગે છે. રતનજી કોન્ટ્રૅક્ટરનુ નામ વર્ષો થયા**

પરાઓમાં જાણીતું છે. એઓ પચાસ બાવનની બુજરગ ઉમરના હોઈ એક-લવાઈ જીંદગી ગુજારતા હતા. લક્ષ્મીનગરમાં થોડુંક થયાં રતનલૉજ નામનો બંગલો બાંધીને તાજેતરમાંજ તેઓ ઠરી ઠામ થયા હતા. થોડો વખત થયાં ધંધાધાપામાંથી તેઓ ફારગ થયા જેવાજ હતા. ગરીબાઈમાંથી તેઓ ખંત મહેનત અને અક્કલથી માતબર થયા હતા. એમના બંગલાની પાછળની વિશાળ જગ્યામાં હજી થોડુ ઘણું કામ કરાવવાનું હોવાથી ઇમા-રતી લાકડાંના ગંજ મારેલા હતા. રાતના બારેક વાગ્યે એકાદ ગંજ લાગી ઉઠયો અને તેની ખબર ચારે બાજુ આપવામાં આવી વાંદરેથી આગનો બંબો આવી લાગ્યો પણ તે આવતા પહેલાં સુકાં લાકડાં ભડભડાટ બળી ગયાં અને એક ઢગલો સાફ થઇ ગયો આ તબકકા સુધી જાણે કે સાધારણ આગ લાગી હોય તેમ મનાતુ હતુ પણ તે પછી મળેલી ખબર મુજબ એ એક ભયંકર કાવતરૂં હોવાનો પોલીસને મજબુત શક છે. આગની બુમ પડયા છતાં અને આટલું બધું ગોધ્યારૂ મચ્યા છતાં શેઠ રતનજી કોન્ટ્રૅકટર ત્યાં દેખાયા નહી એટલે એમની સાધારણ રીતે પુછપરછ કરવામાં આવી અને તપાસ કરતાં જણાયું કે એમનુ બીછાનુ એમનં એમ જ હતું. તેઓ સુતા હોય એમ જણાતુ નહતું. એમના ખાનગી ઓરડામાંની તીજોરીનું બારણુ ખુલ્લુ હતુ અને તેમાંનાં કેટલાંક કાગળયાંઓ વેરવીખેર હાલતમાં અફરાતફરી થયેલાં પડેલાં હતાં. બે માણસો વચ્ચે ભયંકર બથ્થંબથા અને ખુનખાર બાઝાબાઝી થઇ હોવાનાં નીશાન અને લોહીના ડાઘ પણ આજુ-બાજુ પડેલા જણાતા હતા, એક ઓકની ઉંચી જાતની લાકડી લોહીના ડાઘ વાલી મળી આવી હતી. એમ ખબર મલી છે કે કાલે રાતના મોડે સુધી મરનાર રતનજી કાંઈક જરૂરી કામમાં કોઈ સાથે ગુંથાયલા હતા અને પેલી લોહીના ડાઘવાળી લાકડી એમના એ મહેમાનનીજ હતી. એમના એ મહે-માન મેડાઝસ્ત્રીટવાળા સોલીસીટરો મેસર્સ મહેતા એન્ડ મીસ્ત્રીની પેઢીના ભાગીદાર મી૦ દયાળજી મીસ્ત્રી હોવાની ખબર મળી છે. એમની પાસે મરનાર કાંઈક કાયદાને લગતી સલાહ લેવા ગયા હતા અને પોતાની સાથે ઘેરે બોલાવી લાવ્યા હતા. પોલીસને પાકકે પાયે શક છે કે આ ગુન્હો કોઇ ગંભીર પ્રકારનો બન્યો છે અને તેમાં હેરત પમાડનારૂં ગજબનાક કાવતરૂં રચાયેલું છે.

આએ લખાણુ છાપવા જતાં અમોને ખાસ ખબર મલી છે કે મી૦ દયાળજી મીસ્રીને રતનજી કોન્ટ્રૅકટરને કરપીણ રીતે મારી નાખવાના

આરોપસર પકડવામાં આવ્યા છે. અને એઓ પકડાયા ન હોય તો એટલું તો ખાત્રીપુર્વક જણાવીયે છીએ કે વૉરંટ નીકળી ચુકયું છે અને આ છાપુ બહાર પડે ત્યાં સુધીમાં તો મુંબાઈની ચબરાક પોલીસે એમને પકડી લીધા હશે. એ વીષે પુરતી તપાસ ધમધોકાર ચાલી રહી છે, બે જણ વચ્ચેની બથ્થંબથાની નીશાનીઓ ઉપરાંત પાછળની બારીએથી કોઈ ભારી ચીજ ઘસડીને લઇ જવાઇ હોય એવા ઘસરકા છે, અને તે ત્યાંથી લઇ જઇને લાકડાંઓમાં નાખી હોય એવા લીસોટા છે. પોલીસનું માનવું એવું છે કે મરનારને બરાબર કુંદીપાક જમાડીને બાંધી કરીને લાકડાં ભેગા બાળી દેવામાં આવ્યા છે. ગુન્હો ગંભીર પ્રકારનો દીસે છે, અને બાહોશ ઇન્સ્પેકટર જમશેદજી માદન એની પાછળ તનતોડ મહેનત કરી રહ્યા છે.'

જયન્તે આખો રીપોર્ટ શાંત ચીતે સાંભળ્યા કર્યો.

'જરૂર, એમાં કેટલાક મુદ્દા ઉપયોગી અને નવા છે તેની ના ન પડાય' એણે પોતાની હંમેશની ઢબે મ્હને કહ્યું, અને પછી અમારા તરફ ફરીને બોલ્યો 'જ્યારે આટલી બધી ખાત્રીથી વાત થાય છે ત્યારે આપ શી રીતે હજી છુટા રહી શકયા છો તે કહેશો મી. મીસ્ત્રી!'

'હું ઘાટકોપરમાં શાન્તિભુવનમાં રહું છું. મારા કુટુંબમાં મારાં માતાપિતા અને એક નાની બ્હેન સિવાય બીજું કોઈ નથી. હજી મ્હારાં લગ્ન થયેલાં નથી. ગઇ કાલે ઘણે મોડે સુધી મરનાર રતનજી કૉન્ટ્રૅક્ટર સાથે કંઇક જરૂરી કામ હોવાથી મેં ઘાટકોપર જવાનો વિચાર માંડી વાળ્યો અને મુંબાઇમાં જ મ્હારા એક મિત્ર જે નેશનલ હિંદુ લૉજમાં રહે છે તેમને ત્યાં જઇને ઘણા દીવસથી મળ્યો ન હોવાથી રાત રહેવાનો વિચાર કર્યો. આ બાબતની ખબર મ્હને રજ માત્ર પણ ખબર ન હતી, પણ જ્યારે સવારના મ્હારા મિત્રે અમેરીકન પીચર્સ જોવાને માટે મુંબાઇ સમાચાર મંગાવ્યું ત્યારે જ એના ઉપર નજર ફેરવતાં આ ભયંકર હકીકત મ્હારા જાણવામાં આવી અને એનાથી હું એટલો બધો ગભરાઈ ગયો કે સીધો તમારી પાસે દોડી આવ્યો. જો હું અત્યારે મ્હારી ઓફીસમાં કે ઘાટકોપર હોત તો પોલીસે મ્હને કયારનોએ પકડયો હોત. એક માણસ મારી પાછળ

પાછળ આવતો હતો અને મને શક છે કે તેણે મારો પીછો પકડયો—અરે ભલા **ભ**ગવાન ! જુવો તો ખરા કોણ છે ? '

કોઇ અમારા દરવાજા પરની ઘંટડી વગાડતું હતું. બારણું ઉઘાડવામાં આવ્યું અને તરતજ ઈન્સ્પેકટર **જમશેદજી માદન** ધીમે પગલે જરા મુખડું મલકાવતા અંદર દાખલ થયા. પોલીસના બે સીપાઇઓ બહાર ઉભા હોય એમ મ્હને લાગ્યું.

' મી૦ દયાળજી **મીસ્ત્રી** ખરૂંને ? ' **જમશેદજી** બોલી ઉઠયા.

એ સાંભળતાં વેંતજ અમારા અસીલનું મોઢું હદ બહાર ફીકકું પડી ગયું.

' **લ**ક્ષ્મીનગરવાળા **શેઠ રતનજી કોન્ટ્રેકટ**રનું ખુન કરવાના આરોપસર હું તમને કેદ કરૂં છું. '

દયાળજી **મીસ્ત્રી**એ દયાજનક ચહેરે અમારા તરફ જોયું અને તેના ઉપર જાણે સો મણુ પત્થરનો ભાર પડયો હોય તેમ ખુરસીમાં ફસડાઇ પડયો.

' જરા થોભો, મી૦ **જમશેદજી**' જયન્તે કહ્યું. ' અરધો કલાક આમ કે તેમ જાય તેમાં કાંઈ ખાટું મે,ળુ થઈ જવાનું નથી. એઓ આ બાબતની ખરી અને વિગતવાર હકીકત અમને કહેવાની તૈયારીમાં હતા એટલામાં તમે આવી પહોંચ્યા. એ હકીકતથી બધી ગેરસમજ દૂર થશે એમ માનવામાં હું ભુલ કરતો નથી.'

' એમાં ગેરસમજ જેવું કાંઈજ નથી. બધી વાત દીવા જેવી ચોકખી છે.' **જમશેદજી**એ કહ્યું.

' તો પણ એ હકીકત સાંભળવામાં શી હરકત છે ? '

' ભલે તમારી મરજી હોય તો એટલો વખત એવણને આપવામાં મ્હારે કાંઇજ હરકત નથી ! અને તમારા જેવાની માગણી મ્હારાથી ઓછીજ નકારાવાની હતી ! પણ એટલું તો ખરૂં કે એવણ પોતાની હકીકત કહે તે દરમીઆન મ્હારે અહીંયાં રહેવું જોઇએ, અને એ હકીકતનો વખત આવે એમની વિરૂદ્ધ પુરાવામાં

પણ ઉપયોગ કરવામાં આવે એ એમને મારે પહેલેથીજ જણાવી દેવું જોઇએ.'

'એના જેવું રૂડું બીજું કંઈ નહિ.'

'મ્હારૂં કહેવાનું એક જ છે કે આપે મ્હારી હકીકત ધ્યાન દઇને સાંભળવી અને ખરૂં શું છે તે જાણવા પ્રયત્ન કરવો.'

જમશેદજીએ પોતાની ઘડીઆળ તરફ જોયું ને બોલ્યો: 'હું તમને અરધો કલાક આપું છું; એટલો વખત તમારી હકીકત કહેવાને પુરતો છે.'

'મ્હારે પહેલેથીજ જણાવવું જોઇએ,' દયાળજી મીસ્ત્રીએ પોતાની હકીકત કહેવી શરૂ કરી 'કે હું રતનજી કોન્ટ્રેકટર વિષે બહુજ થોડું જાણું છું. ઘણા વર્ષો પહેલાં મ્હારાં માતાપિતા એમને સાધારણ રીતે ઓળખતાં એમ મ્હારૂં માનવું છે કારણ કે નાનપણમાં કોઇ વખત એ નામ મેં બોલાતાં સાંભળ્યું હતું. ગઇ કાલે હું મારી ઑફીસમાં બેઠો હતો તે વખતે મ્હારા સીપાઈએ એ નામનો કાર્ડ લાવીને જ્યારે મ્હારા ટેબલ ઉપર મુકયો ત્યારે મ્હને ઘણી નવાઇ લાગી. મ્હારી જીંદગીમાં મેં એવણને કદીએ જોયા ન હતા. તરતજ એવણ આવ્યા અને જ્યારે મ્હેં જે કારણસર એ મ્હને મળવા આવ્યા હતા, તે કારણ જાણ્યું ત્યારે મ્હારી અજાયબીનો પાર રહ્યો નહી. એમણે એક નોટબુકના કેટલાંક છુટાં પાનીયાં કે જેના ઉપર પેન્સીલથી કંઇક ઉતાવળમાં લખ્યું હતું, તે મ્હને આપ્યાં, અને બોલ્યા: 'એ મ્હારૂં વીલ છે. મારી ઇચ્છા છે કે તમે એને રીતસર અને કાયદાસર ઘડી આપો. એ દરમીઆન હું અહીંયા બેસું છું. કોઇબી હીસાબે એ કામ આજે પતી જવું જોઇએ.' એમ કહીને એમણે પેલાં કાગળીયાં જયન્તને આપ્યાં.

'હું એને ઠીક કરીને કાયદેસર રીતે ગોઠવવા બેઠો અને તમે સાંભળીને અજબ થશો કે થોડી ઘણી આડીઅવળી બક્ષીસો બાદ

કરતાં એમણે પોતાની સઘળી મીલ્કત એમના મરણ બાદ મ્હને મળે એવી વીલમાં ગોઠવણ કરી હતી ! એ બુઢા બાવાની આંખો અજાયબીમાં મ્હેં એમના તરફ જોયું ત્યારે મારી એ દશાને હસતી હોય એમ મ્હને લાગ્યું ! વીલની વીગતો વાંચીને એક વખત તો મ્હને એમ થયું કે હું ભાનમાં છું કે સ્વપ્નું જોઉં છું ?! પણ એમણે મ્હને ધીરેથી સમજાવ્યું કે એમણે પોતાની આખી જીંદગી કુંવારાપણામાંજ ગાળી હતી, અને એમનાં સગાં વહાલાં સર્વે સ્વર્ગમાં સીધાવી ગયાં હતાં, એટલે કોઇ અતલગના વારસના અભાવે એવણની પસંદગી, પોતાની જુવાનીમાં તેઓ મ્હારાં માબાપને ઓળખતા હોવાથી અને વારંવાર મ્હારે માટે સારૂં બોલાતું હોવાથી પોતાની આખીયે મીલ્કત મ્હને આપી જવાપર ઉતરી હતી. અલબત, આ અણધાર્યા સંજોગોમાં મ્હારે તો એમનો અંતઃકરણપુરવક ઉપકાર માનવાનો હતો થોડા વખતમાં વીલ તૈયાર થઈ ગયું. એમણે મતું માર્યું, મ્હારા કારભારીએ સાક્ષી કરી. એ વીલ આ રહ્યું, એ અને પેલા નોટબુકના કાગળો તમારી પાસે રાખો. મી૦ જયન્ત,' એમ કહીને એણે ભુરાશ પડતા રંગના કાગળો ઉપર લખાયલું વીલ જયંતને આપ્યું.

'પછી મ્હને રતનજી કોન્ટ્રૅક્ટરે કહ્યું કે એવણ પાસે મકાનોને લગતા પુષ્કળ દસ્તાવેજો, વેચાણખતો તેમજ ગીરોખત અને બીજાં જરૂરી ઓાચરીયાંઓ પડયાં હતાં તે જોઇ લેવાની તેમના વારસ તરીકે મારી અનિવાર્ય ફરજ હતી. એમણે એમ પણ કહ્યું કે એ બધી બાબત એક વખત બરાબર નક્કી થઇ જાય અને બધુ કામ સંતોષકારક રીતે પતી જાય તો એમના જીવને નીરાંત વળે. એ કામને લઈને એમણે મ્હને પોતાની સાથે લક્ષ્મીનગર જવાનું દબાણ કર્યું. એમના બહુ આગ્રહને લઈને મ્હેં એમની સાથે જવાનો વિચાર કર્યો અને મ્હારા પિતાજીને એ બાબતનો સંદેશો મ્હારાથી ઘેર પાછા ફરતાં મોડું વહેલું થાય એ કારણને લીધે મ્હેં મોકલવા માંડયો ત્યારે એમણે કહ્યું: 'જોની દીકરા ! હમણાં આ બાબતને લગતી

કંઇબી વાત એ લોકને કરવાની જરૂર નથી. બધું પતી જાય એટલે એમને વાત કરવાને હરકત નથી. એ સાંભળીને એ જરા આભા બનશે અને જોવાની આપણને મઝા પડશે.' એ વાત એમણે મ્હને બબ્બે વખત ભાર દઇને કરી અને કેટલાક જરૂરી કામને લઇને મ્હારૂં આવવાનું મોડું થશે અથવા તો વખતે નહી પણ આવી શકાય એવો સંદેશો તેમના રૂબરૂજ મ્હેં મ્હારા સીપાઈ મારફતે મ્હારા પિતાજીને મોકલાવ્યો અને એટલું તો આપ પણ કલ્પી શકશોજ કે એમના જેવા વયોવૃદ્ધ માણસને આવા નાજુક સંજોગોમાં હું નાખુશ પણ કેવી રીતે કરી શકું ! તેઓ મ્હારા હીતેચ્છુ હતા અને એમની ઇચ્છાને માન આપીને મ્હારે એમને રાજી રાખવા જોઇએ એ પણ આપ સમજી શકશો. મ્હારી સાથે આ પ્રમાણે વાત કરી તેઓએ મ્હને રાત્રે નવ વાગ્યે લક્ષ્મીનગરમાં રતનલૉજ નામને એમને બંગલે મળવાનું કહી ગયા અને રાતનું વાળુ પણ એમને ત્યાંજ કરવાનો આગ્રહ કર્યો. એમને કેટલુંક જરૂરી કામ ન હોત તો તેઓ મ્હને પોતાની સાથે લઇને તરતજ લક્ષ્મીનગર ઉપડયા સિવાય રહેત નહી. સાત સવાસાત થયા હતા અને મ્હને પણ સ્હેજસાજ આરામએશની જરૂર હતી એટલે ઑફીસમાંથી નીકળી હું દરીયા કિનારે ચર્ચગેટથી ચર્નીરોડ સુધી ધીરેધીરે ચાલતો ચાલતો ગયો અને લગભગ કલાકેક આમતેમ લટાર મારવામાં વીતાવી ચર્નીરોડથી આઠ વીસની અંધેરી લોકલમાં બેઠો. નવમાં દસ કમે બાર સ્ટેશને ઉતરી રતનજી શેઠે આપેલી વિગતો પરથી અને થોડી ઘણી પૂછપરછ કરી એમનો બંગલો શોધી કાઢયો અને ત્યાં જઇને બારણું ખખડાવ્યું.

'તે કોણે ઉઘાડયું ?' જયન્તે પૂછ્યું.

'એક આધેડ વયની બાઇએ. અને મ્હને મ્હારૂ નામ પૂછ્યું જે મ્હેં એને કહ્યું.'

'પછી તમને રતનજી શેઠે આવીને આવકાર આપ્યો ?'

'હાજી ?'

મી. **મીસ્ત્રી**એ પોતાના કપાળ ઉપરનો પરસેવો રૂમાલથી લુછતાં એ રસિક દાસ્તાન આગળ ચલાવ્યું:

'અમે વાળુ કર્યા પછી તેઓ મ્હને પોતાના ખાસ બેસવાના જૂદા ઓરડામાં લઈ ગયા, તેમાં એક બાજુએ એક મોટી તીજોરી હતી. તે તેમણે ઉઘાડી અને તેમાંથી દસ્તાવેજોનો એક મોટો થોકડો બહાર કહાડ્યો. અમે બંને જણે થઇને તે વાંચ્યા, વિચાર્યા અને બાજુએ મુક્યા. એ થોકડો પુરો કરતાં સ્હેજ અગીયાર સાડાઅગીયાર થયા હશે. એમણે મ્હને તે વખતે કહ્યું હતું કે આટલું મોડું થવાથી માણસ બાણસની ઉંઘમાં ખલેલ કરવાની જરૂર નથી, એમ કહી તેમણે મને પાછળને બારણેથી બહાર જવાને કહ્યું. એ બારણું આખો વખત ઉઘાડું હતું. જ્યારે આગળનાં બારણાં રસોઇયણે બંધ કર્યા હતાં અને તે પોતાના ખંડમાં જઇને ઉંઘી ગઈ હતી. જતી વખતે મ્હેં મારી લાકડી શોધવા માંડી પણ તે કંઈ જડી નહી. 'હરકત નહી દીકરા! એ કંઈ આડી અવળી મુકાઈ ગઈ હશે. હું એ શોધીને તારે માટે ઠેકાણાસર રાખી મુકીશ' એમ એમણે મ્હને કહ્યું, એટલે હું તરતજ બહાર નીકળ્યો. એ વખતે તેઓ પેલા બધાં દસ્તાવેજો તેમજ ઓચરીઆઓ ઠાકઠાક કરવામાં રોકાયલા હતા. અને તીજોરીઓ મુકવાને માટે ખુલ્લી રાખેલી હતી. મ્હને માંડમાંડ છેલ્લી લોકલ મલી અને ઘાટકોપર જવાનુ બની શકે એમ ના હોવાથી **નેશનલ હિન્દુ લૉજ**માં મ્હારા મિત્રના મહેમાન થવાનું ઉચીત ધાર્યું. પરાઆમાં રહેતા હોવાથી અવાર નવાર આવા પ્રસંગો આવવાને લીધે મ્હેં એને આગળથી કહી રાખેલું હોવાથી અને ત્રણ ચાર વખત આવી રીતે એને અરધા રાતે ઉઠાડી ત્રાસ આપેલો હોવાથી એને પણ મ્હારા આ રીતે જવાથી નવાઈ લાગે એવી ન હતી. રાત્રે મોડા સુવા છતા બરાબર છ વાગ્યે ઉઠી દરરોજ દોઢ માઇલનુ ચક્કર લઇ આવવાની મ્હારી નિયમીત ટેવને લીધે સવારમાં છ વાગે મારી આંખ ઉઘડી ગઈ. મ્હારો મિત્ર રૂ બજારમાં સારી રીતે સંડોવાયલો હોવાથી

અમેરીકન પીચર્સ જોવાને સદાએ અધીરો રહેતો. એટલે એણે છાપાવાળા પોરીઆને વારેઘડીયે છુટે હાથે ખુશબક્ષીસ આપીને રાજી રાખેલો હોવાથી તે એને બરાબર છ સવા છએ છાપુ પહોંચાડતો હતો. નસીબજોગે મુંબાઈ સમાચારના એક રીપોર્ટર ત્યાંની પોલીસ ચોકી પાસે રહેતા હોવાથી તેમણે પોતાને મળેલા તાજા સમાચારનો પહેલી તકે સદુપયોગ કરેલો હોઈ તે મારા વાંચવામાં આવતાં મ્હારાં મોતીયાં મરી ગયાં અને લોહી ઠંડું પડી ગયું! એ ભયંકર બનાવ શી રીતે બન્યો હશે તેની મ્હને કલ્પના પણ નથી આવતી!'

'બીજું કંઈ પૂછવાનું છે? મી૦ જયન્ત!' જમશેદજી માદને પૂછ્યું. આ લાંબા દાસ્તાન દરમીઆન એવણનાં ભવાં બે ત્રણ વખત ઉંચાં ચ્હડી ગયાં હતાં.

'હું ઘાટકોપર જઈ આવું ત્યાં સુધી તો કાંઈજ નહીં'.

'ઘાટકોપર કે લક્ષ્મીનગર?' જમશેદજીએ પૂછ્યું.

'ઘાટકોપર, બાવા! ઘાટકોપર,' જયન્તે હસતાં હસતાં કહ્યું. જમશેદજીને જયન્તના આ જવાબથી ભારે અજાયબી લાગતી હોય એમ મ્હને જણાયું.

'મી૦ જયન્ત! મ્હારે જરા તમારી સાથે એકાદ બે વાત કરવાની છે.' જમશેદજી જયન્તને એટલું કહી અમારા અસીલ તરફ ફરી તેને કહ્યું. 'મી૦ મીસ્ત્રી, મ્હારા બે કોન્સ્ટેબલો આપની બહાર રાહ જુવે છે અને ગાડી પણ ઉભી રહી છે માટે પધારો.'

તે બીચારો નિસાસો નાખતો ઉઠયો. અને અમારા તરફ જોતો જોતો બહાર નીકળ્યો. પોલીસ અમલદારો તેને ગાડીમાં બેસાડી લઈ ગયા.

જયન્ત પેલા વીલના ખરડાનાં કાગળીયાં બહુજ ધ્યાન દઈને જોતો હતો.

'આ દસ્તાવેજની બાબતમાં કેટલાક બહુ ઉપયોગી મુદાઓ છે એમ તમને નથી લાગતું મી૦ માદન?' તેણે એ જમશેદજીને બતાવતાં પૂછ્યું.

જમશેદજીએ એના તરફ કંઈ ન સમજાતું હોય એવી રીતે જોયું.

'એની શરૂઆતની કેટલીક લાઇનો વાંચી શકાય છે તેમજ બીજા પાનીયાની વચ્ચેની અને છેક છેલ્લેની થોડી ઘણી લીટીયો પણ વંચાય છે એ અક્ષરો છાપેલા જેવા ચોકખા છે પણ વચ્ચેના અક્ષર ઘણા ખરાબ છે. ત્રણ જગ્યાએ તો મ્હારાથી મુદલે વાંચી શકાય એવું નથી' જમશેદજીએ જવાબ આપ્યો.

'એ ઉપરથી આપ શું ધારી શકો છો?' જયન્તે પૃછ્યું.

'તમોને શું લાગે છે? બાવા!'

'મ્હારૂં એમ માનવું છે કે એ ખરડો ગાડીમાં લખાયેલો છે. સારા અક્ષર સ્ટેશન આવતાં લખાયલા હોય એમ લાગે છે. ખરાબ અક્ષરો ગાડી ગતિમાં આવતાં અને હાલતાં લખાયલા છે અને તદન ખરાબ અક્ષર ગાડીએ પાટો બદલતી વખતે કે વળાંક લેતી વખતે લખાયેલા છે અને હસ્તાક્ષરનો નિષ્ણાત એને જોતાં વેંતજ કહી શકે કે એ એકાદી લોકલ ગાડીમાં લખાએલા છે. ખાસ કરીને એ એવા સ્ટેશનો વચ્ચે લખાયા છે કે જ્યાં સ્ટેશનો પાસે પાસે છે અને સાંધા તેમજ વળાંક વધારે પ્રમાણમાં છે. એમ ના હોત તો આ અક્ષરો એ સ્થીતિમાં લખાએલા ન હોત. મ્હારા માનવા પ્રમાણે એ લખાણ **ખાર** અને **માહીમ** એની વચ્ચે લખાએલું હોવું જોઇએ.'

જમશેદજી એ સાંભળી હસવા લાગ્યો.

'તહમારી કલ્પના સાથે મ્હારી તો અક્કલેય ચાલી શકતી નથી, મી૦ જયંત' એણે જવાબ આપ્યો, 'પણ એ વાતને આ કેસ સાથે શું લાગે વળગે છે?'

'એ એમ પુરવાર કરે છે કે ગઈ કાલે મરનાર રતનજી કોન્ટ્રૅક્ટરે લોકલ ટ્રેનમાંજ પોતાના વીલનો મુસદો ઘડયો હતો એમ મી૦ **મી**સ્ત્રી કહે છે તે વાતને એ સંપુર્ણ ટેકો આપે છે. મરનાર જેવો જમાનાનો ખાધેલો માણસ પોતાના વીલ જેવો અગત્યનો દસ્તાવેજ આવી રીતે ઉતાવળમાં અને લોકલ ટ્રેનમાં ઘડવાનો વિચાર કરે

એ શું તમને નવાઇ જેવું નથી લાગતું ? એ એમ પુરવાર નથી કરતું કે એની વ્યવહારીક દ્રષ્ટિએ એને મન કોડીનીયે કિંમત ન હતી ? એક માણસ પોતાનું વીલ એવી રીતે તૈઆર કરે ત્યારે મ્હારા અનુમાન મુજબ એના મનને એનો અમલ થવાનો વખત આવશે જ નહિ એ બાબતની ખાત્રી હોવી જોઇએ.'

'ત્યારે એમજ કહોને કે એણે પોતાને હાથેજ સોનાપુરની ટીકીટ કઢાવી લીધી ?'

'એમ ! તમે એમ માનો છો ?'

'તમે નથી માનતા ?'

'હા એ ન બનવા જેવું નથી. પણ એ બધી વિગતો હજી સ્પષ્ટ દેખાતી નથી.'

'કેમ બાવા ! આય આટલું દીવા જેવું ચોકખું છે તોબી તમુને હજી તે શી વીગતો જોઈએ છીએ ? આ એ જુવાન માણસ અચાનક એમ જાણેચ કે અમુક બુઢો મરી જાય તો એની આખીયે ઇરિકામત એને મળે એમ છે, પછી એ શું કરે છે ? કોઇ બી હિસાબે આડું અવળું બુઢ્ઢાજીને સમજાવી એની સાથે એ ઘેર જાય છે. કંઇબી કામ કહાડી ઘરનાં બીજાં માણસો સુઈ જાય ત્યાં સુધી પેલાને વાતમાં રોકી રાખે છે, અને એકાંતનો લાભ લઇ બુઢ્ઢાજીની ડોકી મરડી નાંખે છે. અને લાકડાંના ઢગલામાં ઉંચકીને ફેંકી દઇ એવણુને ફુંકી મારે છે. અને ઠંડે કલેજે ગાડીમાં બેસી પસાર થઇ જાય છે. એ ઓરડામાંના લોહીના ડાઘ અને આય ભાઇ સાહેબની લાકડી ઉપરના લોહીના ડાઘ જો કે બહુ આછા છે તોપણ બરાબર દીસી આવે એવા છે. બનવાજોગ છે કે એવણે એમ માન્યું હશે કે પોતાના આખા કામ દરમિઆન લોહીનું એક ટીપું પડયું નહિ હોય, પણ ખુદાની ગેબી લાકડીને કોણ પહોંચી વળે એમ છે ! કોઈબી હિસાબે એ આછા પાતળા ડાઘ રહી ગયા છે અને એવણને ગુન્હેગાર પુરવાર કરવાને એ સઘળુંએ પુરતું છે. આથી વધારે સીધો અને

સાદો બીજો કેસ ભાગ્યેજ હશે! પછી તે વળી બીજી કઇ વિગતો તમારે જોઈએ છીએ ?'

'જુઓને મી૦ જમશેદજી, એમાં ઘણી કડીઓ ખુટતી લાગે છે.' જયંતે કહ્યું 'તમે જરાક તમારી કલ્પનાના ઘોડા એમ દોડાવી ન મુકો, જરા તમારી જાતને એ જુવાન માણુસની સ્થીતિમાં મુકી જુઓ. તમે શું કરશો ? જે દિવસે તમારા લાભમાં એણે વીલ કર્યું તે દિવસેજ એ અજાણ્યા ગૃહસ્થનું ખુન કરવાનું પસંદ કરશો ખરા ! એ બે બનાવો આટલા જલ્દી બને તો કોઇ પણ માણુસને સંશય આવે એવો વિચાર એના જેવા એક જુવાન સોલીસીટરને નહિ આવ્યો હોય ? વળી જ્યારે ઘરના બીજા નોકરો જાણે છે કે તે મોડે સુધી ઘરમાંજ છે ત્યારે એવી રીતનું પગલું લેવું એ પસંદ કરે ખરો ? એ ઉપરાંત મડદું છૂપાવવાને જે માણુસ આટલી કાળજી રાખે તે પોતાની લાકડી એવી રીતે બેદરકારીથી રહેવા દે એ વાત તમારા મગજમાં શી રીતે ઉતરે છે ? તમને એમ નથી લાગતું કે તમારી દીવા જેવી ચોકખી વાતમાં આટલાં આટલાં અંધકારનાં કાળાં ધાબાં છે ?'

'લાકડીની બાબતમાં તો એમ માની શકાય કે એને એ બાબતનું ધ્યાન પણ નહિ રહ્યું હોય. ઘણી વખત એક માણુસ જે કામ તે ઠંડે કલેજે કરે તે આવી સ્થીતિમાં મગજના ઉશ્કેરાટને લીધે કરી શકતો નથી. મુડદાની વ્યવસ્થા કર્યા પછી ગાડી પકડવાને એ અધીરો થયો હશે, અને લાકડીની વાત વિસરી ગયો હશે એ સિવાય બીજો કંઇ સાબુત મુદ્દો હોય તો બનાવો.'

'અરે બાવા ! એક નહી પણ એકવીસ છે.' જયન્તે કહ્યું. 'દાખલા તરિકે એમ પણ બનવાજોગ છે કે પેલો મરનાર આ ગૃહસ્થને પોતાના કિમતી દસ્તાવેજો બતાવતો હોય તે વખતે, એક ત્રાહીત માણુસ રસ્તે જતાં તે જોઈ જાય છે, અને સોલીસીટરના ગયા પછી એકદમ ઘરમાં દાખલ થઇ, ત્યાં પડેલી લાકડી ઉપાડી

લઇ કોન્ટ્રૅક્ટરને મારી નાખે છે, અને એના શરીરને લાકડાના ઢગલામાં ફૂંકી મારી ચાલ્યો જાય છે.'

'પણ એ એના શરીરને બાળી શું કામ નાખે ?'

'મી૦ **મી**સ્ત્રી શું કામ બાળી દે ?'

'કંઈ પણ પુરાવો ન જડે તે માટે.'

'એજ રીતે પેલો માણસ પણ ખુન થયું છે એ વાત પર ઢાંકપીછોડો કરવા. બીજું શું ?'

'તો પછી એ કાંઇ પણ લઈ કેમ નથી ગયો ?'

'કારણ કે એ કાગળો એવા હતા કે એ એનાથી બજારમાં વેચીજ ન શકાય એટલે એણે રહેવા દીધા.'

**જ**મશેદજીએ પોતાનું ડોકું ધુણાવ્યું અને તેના દેખાવ પરથી મ્હને એમ જણાયું કે જ્યંતની આ કલ્પનાઓથી અને જવાબોથી તેને મુદલે સંતોષ થયો ન હતો.

'હરકત નહિ બાવા! તમે તમારા આ ત્રાહીત માણસની પુંઠ પકડો, અને એને પકડી શકો ત્યાં સુધી અમે તો આએ મી૦ **મી**સ્ત્રીની સાથેજ અમારૂં કામ આગળ ચલાવશું, ખરા ખોટાનું પારખું વખત આવે થઈ રહેશે. મી૦ જયંત આએ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે જ્યાં સુધી અમોને ખબર છે ત્યાં સુધી કાગળીયાંઓને બીલકુલ અડકવામાં આવેલાં નથી અને ગુન્હેગાર સિવાય બીજા કોઇને પણ એમ વરતવાને કારણ નથી. ગુન્હેગાર વીલ પ્રમાણે તો મરનારના વારસ હોવાથી એ બધુંએ એનાજ હાથમાં આવવાનું હોવાથી એને ઓચરીયાં ફેંદવાની તસ્દીબી શા માટે લેવી જોઇએ ?'

'અલબત્ત, પુરાવો તમારા અનુમાનને સારી રીતે ટેકો આપે છે, એની ના પાડી શકાય નહિ, પરંતુ હું તો એટલું જ બતાવવા માગું છું કે એ સિવાય બીજાં અનુમાનો પણ કરી શકાય એમ છે. હરકત નહિ, તમે કહોછો તેમ વખત આવે સૌ થઈ રહેશે. સાહે-

અજી, વળી પાછા સાંજ પહેલાં તો મળવાનાજ છીએ. લક્ષ્મીનગર આવ્યા સિવાય અમારો કંઇ છૂટકો થવાનો છે!'

'સાહેબજી બાવા.'

જમશેદજીના ગયા પછી જયંત ઉઠયો, અને પોતાના આ નવા કામકાજને લગતી તૈઆરીઓ કરવા લાગ્યો.

'નટવર! આપણે સૌથી પ્હેલા ઘાટકોપર જઇને તપાસ કરવી જોઇએ.'

'લક્ષ્મીનગર કેમ નહિ?' મ્હેં પૂછ્યું.

'કારણ કે મ્હારૂં એવું માનવું છે કે પ્હેલાં બની ગયેલા કોઈ વિચિત્ર સંજોગોને લીધે આ બીજો બનાવ બનવા પામ્યો છે અને એમાં ગુન્હાનો પ્રકાર ગંભીર હોવાથી પોલીસનું ધ્યાન બીજે દોડી શકતું નથી. બીજા બનાવને લગતી વિગતો જાણતા પહેલાં પ્હેલા બનાવને લગતી સંપૂર્ણ વિગતો જાણવી બહુ ઉપયોગી છે. એ જાણ્યાથીજ વિચિત્ર સંજોગોમાં કરવામાં આવેલું આ વીલ અને એકા-એક આપવામાં આવેલા આ વારસાની વાત ઉપર કાંઇક પ્રકાશ પડશે. કંઈ નહિ તો આપણને ઘણું જાણવાનું તો જરૂર મળશે. ત્હારે આવવાની જરૂર નથી. સાંજ સુધીમાં તો હું આવી જઇશ, પછી શું કરવું તે આપણે નક્કી કરીશું.'

એ પાછો ફર્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. જે ઉંચી આશા-ઓથી એ ગયો હતો તે પૂરી પડી ન હતી, એમ એનો ચહેરો કહી આપતો હતો. અરધો પોણો કલાક આશાઓશ લીધા પછી એણે મને કહ્યું:

'નટવર! કંઇજ સમજ પડતી નથી! પેલા જમશેદજીને બહા-દુરીથી કહ્યું તો ખરૂં પણ ઘડીભર એમ માનવાને જીવ લલચાય છે કે એનું અનુમાન ખરૂં છે. મ્હારી બધી માન્યતાઓ એક બાજુએ જાય છે જયારે આ બનાવો તેનાથી તદ્દન વિરૂદ્ધ વાત પુરવાર કરે છે. જયુરીને સમજાવવા જેવી અને મ્હારી માન્યતાઓ પ્રમાણે તેના

મન ઉપર ગુન્હેગાર નિર્દોષ છે એ વાત ઠસાવવા જેટલી જરાએ હિંમત મ્હને આવી નથી.'

'તું **ઘાટકોપર** જઇ આવ્યો ?'

'હા જી. ત્યાં ગયો કે તરતજ મ્હને ખબર પડી કે મરનાર **રતનજી** ઘણો પાજી માણસ હતો. **મીસ્ત્રી**નો બાપ પોતાના દીકરાની તપાસ કરવા **મુંબાઇ** ગયો હતો, એની મા ઘેર હતી. એ બિચારી પોતાના દીકરાના દુઃખની વાત સાંભળી સમસમી ઉઠી હતી, એણે એવો ગુન્હો કર્યો હોય એવું એના માનવામાં જરા પણ આવતું ન હતું, મરનાર **રતનજી**ના આવા અણધાર્યો અંતને લઇને તેને જરાકે અરે થઈ હોય એમ લાગતું ન હતું. ઉલટી એ તો એને માટે ઘણું એ અજાણતાં ઘસાતું બોલી, અને એવી રીતે બોલતાં એના દીકરાએ સાંભળી હોય તો જરૂર એને એની પ્રત્યે હદપારનો તિરસ્કાર આવ્યા સિવાય ન રહે. 'એ માણસના રૂપમાં જીવતો જાગતો શયતાન હતો, અને નાનપણથીજ એની હરામખોરીનો પારજ ન હતો.' એવું એમણે મ્હને કહ્યું.

"તમે એને નાનપણથી ઓળખતાં હતાં ?" મ્હેં એમને પૂછ્યું.

"હું એને બરાબર ઓળખતી હતી, વાત એમ બની કે મ્હારો વિવાહ પહેલાં એની સાથે થયો હતો. એવામાં એને માટે મ્હારા પિતાજીએ કેટલીક વિચિત્ર ફરીયાદો સાંભળવાથી એ વિવાહ તોડી નાખીને બીજે ઠેકાણે સગાઈ કરી હતી.' આંખમાં આંસુ સાથે તેણે મ્હને એ વાત કરી.

'પણ હવે તો તે બધુંએ વિસરી જઈ ને એણે એની બધીયે મીલ્કત તમારા દીકરાને આપી છે.' મ્હેં ધીરે રહીને કહ્યું.

"મ્હારે કે મ્હારા દીકરાને એની મીલ્કતમાંથી એક પાઇ પણ ન ખપે, જેણે મ્હારા દીકરાને આવી રીતે હેરાન કર્યો હશે તેને **પરમેશ્વર** પૂછશે, મ્હારો ગરીબ ગાય જેવો દીકરો એ મુવા ગોધાનું ખૂન કરે તે કદીયે માની શકાય એવી વાત નથી.'

'ત્યાર પછી એ હકીકત ઉપર મ્હેં ઘણોએ વિચાર કર્યો પણ કંઇ પણ બંધબેસતું અનુમાન નીકળી શક્યું નહી, એટલે ત્યાંથી બારોબાર હું લક્ષ્મીનગર ગયો.'

'ત્યાં જઇને રતન લૉજવાળો બંગલો શોધી કહાડયો. એ બેઠા ઘાટનો બે માળનો બંગલો છે અને એની આગળની બાજુએ નવો તૈયાર કરેલો સુંદર બગીચો આવેલો છે. તેની જમણી બાજુએ રસ્તાથી થોડેક દૂર લાકડાંના ઢગલા મારી મુકેલા છે. આગ ત્યાંજ લાગી હતી. મ્હારી નોટબુકમાં એનો મેં જેવો તેવો નકશો દોરેલો છે તે ઉપરથી તને સમજ પડશે. આ ડાબી બાજુયે બારી છે, તે રતનજીના ખંડમાં પડે છે. રસ્તાપરથી એમાં જોઈ શકાય છે. મ્હને જરા સંતોષ થાય એવું એ એકજ પ્રમાણ મળ્યું છે. હું ગયો ત્યારે જમશેદજીની સ્વારી ત્યાં ન હતી. એટલે એના 'હેડ કોન્સ્ટેબલે' મ્હને આવકાર આપ્યો. તે લોકોએ મહાભારત શોધ કરી હતી. એમણે બળી ગયેલાં બટન શોધી કહાડેલાં હતાં. એ બધું મ્હેં ધ્યાન દઇને જોયું. પછી બગીચો પણ તપાસ્યો, કોઈ ભારે ચીજ ઘસડીને લઇ ગયા હોય એ સિવાય બીજી કોઇ પણ ચીજનું નિશાન મ્હને મ્હારી આખીયે તપાસ દરમિઆન જણાયું નહિ. પછી મ્હેં પેલા લોહીના ડાઘ તપાસ્યા, તે તદ્દન નહિ જેવા હતા. છતાં તાજાજ હતા. લાકડી ઉપર ત્રણ લોહીનાં આછાં નિશાન હતા. લાકડી આપણા અસીલની હતી એ બાબતમાં તો શંકા કરવા જેવું હતુંજ નહિ. એ પણ એ વાત કબુલ કરે છે. બે માણસનાં પગનાં નિશાન સાદડી ઉપર જણાતાં હતાં. પણ ત્રીજા માણસની કંઈ પણ નિશાની ન હતી.

'પછી મ્હેં તીજોરીમાંથી પોલીસે બહાર કાઢીને રાખેલી બધી ચીજો તપાસી. એ બધી ટેબલપર પડી હતી. કેટલાક કાગળો પાકી-ટોમાં સીલ કરીને રાખેલા હતા. એમાં બેએક પાકીટો પોલીસે ઉઘાડયાં હતાં પણ તેમાં કાંઇ કિંમતી કાગળો જણાતા ન હતા. મરનારની બેંકની ચોપડી જોતાં એની પાસે ઝાઝો પૈસો હોય એમ

જણાતું ન હતું. પણ મ્હને એમ લાગ્યું ખરૂં કે બધાં કાગળીયાં ત્યાં ન હતાં, કેટલાંક કિંમતી કાગળીયાં ને દસ્તાવેજો જેના વિષે બીજા કાગળોમાં નોંધ હતી તે જડતાં ન હતાં. આ હકીકત જો આપણે પુરવાર કરી શકીએ તો એ જમશેદજીના અનુમાનો વિરૂદ્ધ જાય છે, કારણ કે પોતે થોડા વખતમાંજ વારસ તરિકે જે ચીજ મેળવનાર છે તે ચીજ શા માટે ચોરી કરીને લઇ જાય?

'છેવટે મ્હેં એની રસોઇયણને મળીને એ જે જાણતી હોય તે પૂછવા વિચાર કર્યો. એનું નામ **દીવાળી** હતું, અને એ જમાનાની ખાધેલી તથા પહોંચેલી માયા લાગતી હતી. મ્હારૂં માનવું છે કે એ કાંઇક વધારે જાણે છે અને ધારે તો પ્રકાશ પાડી શકે એમ છે પણ એ બહુ ખંધી લાગે છે. એણે કહ્યું કે સાડા નવના સુમારે કોઇક અજાણ્યા ગૃહસ્થને—જેની એના શેઠ વાટ જોતા હતા, તેને—ઘરમાં લીધો હતો. અને મોડે સુધી એના શેઠ એ અજાણ્યા ગૃહસ્થ સાથે વાત કરતા હતા. એનો ઉંઘવાનો વખત થવાથી એ સાડા દશેક વાગે સુઈ ગઇ હતી. રાતના આગ આગની બુમો સાંભળી તે જાગી ઉઠી હતી. પછી એને ખબર પડી કે એના શેઠને કોઇએ મારી નાખ્યા હતા. 'એને કોઇ સાથે અદાવત હતી?' એમ મ્હેં પૂછતાં એણે કહ્યું કે: 'અદાવત તો સહુનેય હોય છે પણ મારા શેઠ એવા સીધા માણસ હતા કે પોતે ભલા ને પોતાનું કામ ભલું. કોઇની સાથે ઝાઝી લપ્પન છપ્પને નહી.' પછી મેં પેલાં બળી ગયેલાં બટન બતાવ્યાં ત્યારે એણે કહ્યું કે એના શેઠે પહેરેલા પહેરણનાંજ તે બટન હતાં. લાકડાં ઘણા દીવસથી તપેલાં હોવાથી ભડભડાટ લાગી ગયાં હતાં અને એ ત્યાં ગઈ ત્યારે તો ભડકે ભડકા નીકળતા હતા. એને એવું લાગ્યું ખરૂં કે અંદર કંઇક મડદા જેવું બળતું હોય. એવીજ કાંઇ ગંધ આવતી હતી એમ એને ને બીજા માણસોને પણ લાગેલું. કાગળીયાંની કે મરનારની ખાનગી વાતોની એને કંઇ ખબર ન હતી.

'એટલે **નટવર**, આપણે તો લીલે તોરણે પાછા ફર્યા છીએ.

મ્હારી ખાત્રી છે કે આખોએ કેસ ખોટો છે. મી૦ **મીસ્ત્રી** તદન નિર્દોષ છે છતાં બધોયે પુરાવો એની વિરૂદ્ધ જાય છે! પેલી હરામખોર રસોઇયણ જરૂર જે જાણે છે તે બધુંયે સાચું કહેતી નથી પણ હરકત નહિ, બધુંયે ધીમે ધીમે આપણે શોધી કાઢીશું.'

'પણ પેલો તો ઝપાટાબંધ કામ લે છે અને આપણે ઉતાવળ નહી કરીએ તો મી૦ **મીસ્ત્રી**ની બીચારાની ગરદન મરાઈ જશે. એની સામે મજબુત પુરાવા છે અને જ્યુરીના મન પર એ ઠસાવી એને ગુન્હેગાર ઠરાવવા માટે એથી વધુ વિગતો કે પુરાવાની જરૂર નથી.'

'પણ **નટવર**! પેલા ગુમ થતા કાગળોની વાત ધ્યાનમાં રાખી આપણે અનુમાનો બાંધીએ તો? એની બેંકની ચોપડી જોતાં મ્હને એમ લાગ્યું કે એણે **દ્વારકાંદાસ** નામના ગૃહસ્થને ગયે વર્ષે ઘણી મોટી રકમના ચેક આપ્યા હતા. અને એને લીધેજ એની સ્થીતિ નબળી પડી ગઈ હતી. એ **દ્વારકાંદાસ** કોણ છે? અને એની સાથે મરનારનો શો ધંધો ચાલતો હતો? તેમજ એ એનો કેવી રીતે લેણદાર થયો હતો? તે જો ખબર પડે તો ઘણી ગુંચ ઉકલે. આ કામમાં એનો હાથ હોય એ સંભવિત છે ખરૂં. **દ્વારકાંદાસ** વખતે કોઈ દલાલ હોય, પણ એવું કંઇ ખાત્રીપૂર્વક કહી ના શકાય. મ્હારો વિચાર બેંકમાં જઇને એ ચેકોને લગતી તપાસ કરવાનો છે અને ચેકોનાં નાણાં કેવી રીતે પગાર કરવામાં આવ્યાં હતાં, તે જાણવાનો છે. અલબત, આ રીતે કામ લેતાં ઘણો વખત વહી જશે અને તે દરમિઆન વખતે પેલો **જમશેદજી** ઉતાવળો થઇને કોર્ટમાં ન દોડી જાય તે પણ જોવાનું છે.'

તે રાત્રીએ **જયંત**ને ઉંઘ આવી હશે કે કેમ તેની પણ મ્હને શંકા છે; કારણ કે સવારમાં ચ્હા પીતી વખતે એના મ્હોઢા ઉપર ફીક્કાશ હતી. અને આંખો ભારે થઇ હતી. ટેબલ ઉપર એક ચિઠ્ઠી પડેલી હતી તે એણે મ્હને આપી. અને પૂછયું: 'આ ઉપરથી તું શું ધારે છે? **નટવર**!'

એ લક્ષ્મીનગરથી જમશેદજીએ લખી હતી અને નીચે પ્રમાણે હતી:

'ધન્ની અગતની કેટલીક નવી વિગતો મલી છેજી અને તેથી મી૰ **મીસ્ત્રી** સામેનો કેસ આસાનીથી પુરવાર કરી શકાશે. આશા રાખુછ જે તમે હવે ખાલી તકલીફ નહી ઉઠાવશો—**જમશેદજી.**'

'વાત ગંભીર બનતી જાય છે.' મ્હેં કહ્યું.

'હારે! જમશેદજીને તો એવી ટેવજ પડી છે.' જયંતે હસતાં હસતાં કહ્યું, 'એમ તે કંઇ હાથ લીધેલું કામ મુકી દેવાય છે! તેના અગત્યના પુરાવા બેધારી તરવાર જેવા કેમ ના હોઇ શકે? ચાલ જલદી નાસ્તો કરી લે. નટવર, આપણે જઇને જોઇયે તો ખરા કે એ નામદારે કેવડો મોટો મોર માર્યો છે?'

મ્હેં જલદી જલદી ચાપાણી પતાવી લીધાં. અને અમે બંને જણ બનતી ઉતાવળે લક્ષ્મીનગર પહોંચી ગયા. અમને જોતાંજ જમશેદજીએ કહ્યું: 'કેમ મી૰ જયંત તમારૂં કામ કેટલે સુધી આવ્યું? તમારો પેલો આદમી જડયો કે નહી?'

'હજી તો હું કંઇ નિર્ણય ઉપર નથી આવ્યો'. મ્હારા મિત્રે જવાબ આપ્યો.

'અમે અમારો નિર્ણય ગઇ કાલેજ કર્યો છે અને અમારાં બધાં અનુમાન ખરાં પડયાં છે તમે જોશો એટલે તમારી પણ ખાત્રી થયા સિવાય નહિ રહે.'

'બહુ સારી વાત છે.' જયંતે હસતાં હસતાં કહ્યું.

જમશેદજીના હરખનો પણ પાર ન હતો. તેઓ પણ મોટેથી હસ્યા.

'દરેક વખતે કાંઇ બધાં અનુમાન સાચાંજ પડયા કરે એવું કંઈ ઓછુંજ બન્યા કરે છે! કેમ બોલ્યા નહિ? ડૉકટર સાહેબ! જરા આ બાજુ આવો, અને હું બતાવું તે જુઓ, એટલે **મીસ્ત્રીએ** આ ગુન્હો કર્યો છે તે વાતની આપને ખાત્રી થઇ જશે.'

પોતાનું કામ પતાવ્યા પછી તે અમને એક હૉલમાં દોરી ગયો.

'મી૦ **મીસ્રી** પોતાની ટોપી લેવા અહીંયાં આવ્યા હોવાજ જોઇએ. એવણ **હેટ** પહેરે છે, અને તે તથા લાકડી તેમણે અહીયાંજ કેથે રાખેલાં, એટલે તે લેવાને એ આવે એ સમજી શકાય એવી વાત છે. હવે આય જુઓ'—એમ કહીને એમણે દીવાસળી સળગાવી, અને ભીંતપર એક જગ્યાએ લોહીનો આછો ડાઘ પડેલો બતાવ્યો. એ સાધારણ ડાઘ જેવો ન હતો પણ લોહીમાં બોળાયલા અંગુઠાનું બરાબર નિશાન હતું. આખા ખંડમાં પુરતો પ્રકાશ આવતો ન હતો, એટલે દીવાની મદદ સિવાય એ ડાઘ દેખાઈ આવવો મુશ્કેલ હતો.

'તમારા સુક્ષ્મદર્શક કાચથી મી૦ **જયંત** એને જરા તપાસી જુઓ તો.'

'હું એજ કરૂં છું.'

'બે અંગુઠાની છાપ કદીયે એક સરખા હોતી નથી એતો તમે જાણો છોજ!'

'એવું કંઇક સાંભળ્યું છે તો ખરૂંજ.'

'ભલે! બાવા! ભલે! ત્યારે જરા આ બે ચીજ બરાબર જોશો? આએ મી૦ **મીસ્રી**ના અંગુઠાનું મીણ ઉપર લેવામાં આવેલું નિશાન છે તે અને આએ ડાઘ બન્ને મળે છે ખરા?'

એણે એ મીણનું નિશાન ડાઘ પાસે રાખ્યું કે તરતજ અમારી ખાત્રી થઈ ગઇ કે એ બન્ને નિશાન એકજ અંગુઠાનાં હતાં. અને તે પારખવાને સુક્ષ્મદર્શક કાચની મદદ લેવાની જરાયે જરૂર ન હતી. મ્હારી ખાત્રી થઈ ગઇ કે અમારા કમનસીબ અસીલનું હવે તો આવીજ બન્યું હતું.

'હવે તો કંઈ બાકી નથી રહેતું ને? આ મુદ્દો પૂરતો છે.' જમશેદજીએ કહ્યું.

'હાજી, એ પુરાવો પૂરતો છે.' મ્હેં પણ ઉમેર્યું.

'અને એ પુરાવો છેવટનો છે.' જયંતે જણાવ્યું.

એના અવાજમાં મ્હને કંઇક વિચિત્રતા લાગી, એટલે મ્હેં એના તરફ જોયું. એનો ચહેરો ચંચળ થઇ ગયો હતો અને ચમકી ઉઠયો હતો.

'અરે ભલા ભગવાન ! આમ કોણે ધાર્યું હતું ! ખરેખર! બાહ્ય દેખાવો પણ માણસને એટલા બધા ભુલાવામાં નાખી દે છે કે માણસે પોતાના નિર્ણયો ઉપર વધારે પડતું વજન રાખવું જોઇતું નથી. ખરી વાતને? મી૦ જમશેદજી !'

'ખરી વાત કહી. વધારે પડતું વજન આપ્યાથી પાછળથી પસ્તાવું પડે છે' એના બોલવામાં જયન્તની મીઠી મજાક હતી.

'કુદરતનો કેટલો ઉપકાર માનવો જોઇએ, કે તેણે આ જુવાન માણસને ગુન્હો કરીને પોતાના લોહીઆળા હાથના અંગુઠાનું નિશાન અજાણતાંયે ભીંત ઉપર પડાવ્યું. પણ જમશેદજી, આ ડાઘ કોણે શોધી કહાડયા ?'

'પેલી રસોઇયણ છે ને, તેણે મ્હારા કોન્સ્ટેબલનું એ તરફ ધ્યાન ખેંચ્યું હતું.'

'ક્યારે ?'

'કાલે રાત્રે. એ વખતે એ ત્રીજોરીવાળા ખંડમાં ચોકી કરતો હતો.'

'પણ ગઈ કાલે એ પોલીસની નજરે કેમ ના પડયો ?'

'આપણને હૉલમાં એવું બારીકાઇથી જોવાનું ઓછુંજ કંઇ કારણ મળ્યું હતું ? મુળે હૉલ અંધારો, અને તેમાં વળી ડાઘ પણ ઓતાડી જગ્યાએ પડેલો છે.'

'એ તો જાણે સમજ્યા! પણ હું એમ પૂછું છું કે ગઇ કાલે એ ડાઘ હતો ખરો ?'

જયંત જાણે ગાંડો થયો ના હોય એવી રીતે જમશેદજીએ એના તરફ જોયું. મ્હને પણ એની રીતભાત નવાઇભરી લાગી.

'હું નથી ધારતો કે રાતના વખતે જેલ તોડીને મીસ્ત્રી અહીંયાં આવ્યો અને પોતાની વિરૂદ્ધ પુરાવાની મજબુતી માટે આએ લોહીનાં

નિશાન કરી ગયો હોય ! દુનીઆના કોઇ પણ નિષ્ણાતને હું આવ્હાન કરૂં છું કે એનામાં તાકાત હોય તો તે એમ કહે કે આ નિશાન ગુન્હેગારનાં અંગુઠાનાં નથી.'

'એ તો બેશક એના અંગુઠાનાંજ નિશાન છે.'

'ત્યારે પછી ખાલી માથાફોડ કરવાની શી જરૂર છે ? ચાલો બાવા, મ્હારે તો હજી મ્હારો રિપોર્ટ તૈઆર કરવાનો છે.' એમ કહીને અમારી પાસેથી એ ગયો.

'નટવર, હવે કંઇક આશા રાખી શકાય ખરી.'

'શાની ?' મ્હેં પૂછયું.

'આ જમશેદજીની આખીયે ઇમારત તોડી પાડવાની.'

'એમ ! જયંત ! એ શું સંભવીત છે ?'

'જરૂર. હું જાણું છું ત્યાં સુધી એ નિશાન ત્યાં ન હતું. આખોએ હૉલ હું તપાસી ગયો હતો. નટવર ! ચાલને જરા આટલા તેટલામાં ફરીએ'

અમે બહાર નીકળ્યા અને આમતેમ ફરવા લાગ્યા. જયંતની નજર વારે ઘડીયે બંગલાની બાંધણી ઉપર અને ખાસ કરીને ઉપરના ઓરડાઓ તરફ જતી હતી. થોડીવાર પછી અમે આખોએ બંગલો જોઈ વળ્યા.

'નટવર ! આ કેસમાં કેટલીક વિગતો ઘણી વિચિત્ર છે. હવે આપણે આ જમશેદજી બાવાને સમજાવી લેવા જોઇશે: એવણે આપણી થોડા વખત ઉપર જરા છેડતી કરી હતી અને મનમાં ખાંડ ખાતા હતા પણ આપણે એનો વ્યાજ સાથે બદલો વાળી આપવો જોઈએ. હવે તો મ્હારાં અનુમાન જરાયે ખોટાં નથી. ચાલો જોઇએ એવણ શું કરે છે ?'

અમે ગયા ત્યારે જમશેદજીનો રિપોર્ટ લખાતો હતો.

'કેમ રિપોર્ટ તૈઆર કરો છોને ?'

'હાસ્તો.'

'તમને એમ નથી લાગતું કે તમે બહુ ઉતાવળ કરો છો ? હજીયે હું તો ધારૂં છું કે પુરાવા જોઈએ તેટલા મજબુત નથી.'

મ્હારા મિત્રના શબ્દનો શો અર્થ થતો હતો, તે **જમશેદજીની** જાણ બહાર ન હતું. એની જગ્યાએ બીજો માણસ હોત તો એણે જરા પણ કોઠું આપ્યું ન હોત. એણે પોતાનું હૉલ્ડર બાજુએ મૂક્યું અને મ્હારા મિત્ર તરફ તે ઈન્તેજારીથી જોયું.

'તમારા કહેવાનો માયનો શું છે ? મી૦ **જયંત**.'

'એજ કે એક મુદ્દાનો સાક્ષીજ હજી તમે નથી શોધી શક્યા.'

'તમને જડ્યો છે ?'

'હું ધારૂં છું.'

'ક્યાં છે ?'

'જ્યાં હોય ત્યાં ખરો ! તમારી પાસે અહીં કેટલા કોન્સ્ટેબલ છે ?'

'ત્રણ.'

'સરસ ! ત્રણ એ ને ત્રણ આપણે. એ ત્રણે સશક્ત અને બુલંદ અવાજ કરી શકે એવા તો છેને ?'

'અલબત, મજબુત અને સશક્ત હોવાની તો ખાત્રી આપું છું પણ, બુલંદ અવાજની શી જરૂરીઆત છે તે જરા સમજાતું નથી.'

'સમજાશે, એ અને બીજુ બધુંયે સમજાશે.' **જયંતે** કહ્યું. 'જરા એમને બોલાવો તો.'

પાંચેક મીનીટમાં ત્રણે સિપાઈઓ આવી લાગ્યા.

'બહારની બાજુ પરાળ-ભાતના પેંડાની ગંજી છે તેમાંથી બે પેંડા લઈ આવો તો' **જયંતે** એક સિપાઇને કહ્યું ને બીજાને બે એક બાલદી પાણી લઇ આવવાનું કહ્યું. 'નટવર, ત્હારી પાસે દીવાસળીની પેટી તો છેને ?'

મ્હેં હા પાડી. એ શું કરતો હતો તે અમને સમજાતુંજ ન હતું, કોઈ જાદુનો ખેલ ખેલ કરવાનો હતો કે શું એમ મ્હને લાગ્યું.

અમને એ બીજે માળે આવેલા હૉલમાં લઈ ગયો. તેની આ-ગળની બાજુ ઓસરી હતી અને તેમાં થઇને બીજી બાજુ આવેલા ત્રણ નાના ખંડોમાં જવાતું હતું, એ ત્રણે ખંડ તાજેતરમાં અવાવરૂ પડેલા હતા.

'ભીંતથી જરા છેટે પેંડા મુકો અને નટવર! પેટી લાવ તો–'

જમશેદજીનો ચહેરો ગુસ્સાથી લાલ બમ જેવો થઈ ગયો હતો.

'આય શું નાલ્લા પોરીયાની કાની ચેંડાં કાઢોચ મી૦ જયંત! આવો નકામો ફેસ્તો કરવા કરતાં જે કરવું હોય તે સીધે સીધું કરોની.'

'જરા ધીરા પડો! બાવા! વખત આવે આ બધુંયે સમજાશે. જરા મ્હારા ઉપર વિશ્વાસ રાખતાં શીખો. જેવો જેનો વખત, હજી થોડીવાર ઉપરજ તમે અમારાં ઓછાં છાલછોતરાં કાઢયાં હતાં? નટવર! જરા આ બારી ઉઘાડ, અને પેલું ઘાસ પેટાવ.'

મ્હેં એમ કર્યું, અને ઘાસમાંથી ભડકા તથા ધુમાડા નીક-ળવા માંડયા.

'હવે આપણે જોઈએ કે તમારો સાક્ષી આવે છે કે નહી! ચાલો, હવે હું ત્રણ કહું એટલે આગ આગની બૂમ મારો. જુઓ, એક, બે, ત્રણ–'

'આગ લાગીરે! આગ લાગી!' અમે બધીએ બૂમાબૂમ પાડી મૂકી.

'એમજ, જરા મોટેથી.'

'આગ લાગીરે! આગ લાગી!'

'ફરી એકવાર બુલંદ અવાજે.'

'આગ લાગીરે! આગ લાગી, દોડો રે દોડો!' અમારો ઘાંટો આખા લક્ષ્મીનગરમાં સંભળાયો હશે.

એટલામાં એક નવાઇ જેવો બનાવ બન્યો. ઓસરીમાં એક

ભીંત જેવી દેખાતી જગ્યામાંનું એક છૂપું બારણું એકાએક ઉઘડ્યું, અને તેમાંથી એક બાંધી દડીનો બુઢ્ઢો માણસ બહાર આવ્યો.

'ફુક્કડ!' જયંતે કહ્યું 'નટવર! પાણી રેડ, પાણી રેડ, મી૦ જમશેદજી! આએ તમારા મોટામાં મોટા સાક્ષી શેઠ રતનજી કોન્ટ્રૅક્ટર.'

જમશેદજીએ એ નવા આવનાર તરફ જોયું. અંધારામાંથી તે એકાએક પ્રકાશમાં આવ્યો હોવાથી અરબડીયાં ખાતો હતો. એનો દેખાવ જીવતી જાગતી બદમાશી અને કીનાખોરીના નમુનારૂપ હતો.

'તમે અહીંયા અત્યાર સુધી શું કર્યાં કરતા હતા?' જમશેદજીએ એને પૂછ્યું. એના ગુસ્સાભર્યા દેખાવથી જરાએ ન ગભરાતાં રતનજીએ ખડખડાટ હસતાં હસતાં કહ્યું: 'મેં કંઇ નુકશાન કર્યું નથી.'

'શું બોલ્યા? તમારો સુધલો ઠેકાણે છે કે નહી? પેલા બીચારા નિર્દોષ માણસને ફાંસીએ લટકાવી દેવાનો તાગડો કર્યો ને કે'ઓછ કે કંઈ નુકશાન કર્યું નથી. આએ ગૃહસ્થ નહી હોત તો તમે તમારી હરામખોરીમાં ફાવી ગયા હોત!'

'નહિરે બાવા! હું તો એવણની મશ્કરી કરતો હતો!'

'શું બકોચ! આવી ઘાતકી મશ્કરી! કોન્સ્ટેબલ! એવણને નીચે લઈ જાવ, મી૦ જયંત' બધા ગયા પછી એણે કહ્યું, 'મ્હારા સિપાઇઓના દેખતાં હું કંઇ બોલ્યો નહી, પણ ખરેખર! આજે તમે મ્હારી આબરૂ બચાવી છે; અને તે ખાતે તમારો જેટલો આભાર માનું તેટલો થોડો છે. જો આએ બદમાસ એની મુરાદમાં ફાવી ગયો હોત તો મ્હારી આબરૂના કાંકરા થયા વગર રહેત નહિ.'

જયંતે હસીને એનો બરડો થાબડતાં કહ્યું:

'કાંકરા થવાને બદલે, ભલા માણસ! ઉલટું તમારૂં નામ આએ પરાક્રમથી ઘણુંજ પંકાશે. હવે પેલા રિપોર્ટમાં થોડાક ફેરફારો કરો અને તમારૂં ખાતું કાનની બુટી ઝાલી કબુલ કરશે કે જમશેદજી જેવો કોઈ ચબરાક માણસ નથી.'

'તમારૂં નામ આવે તેમાં તમને વાંધો છે ?'

'અરે રહેવા દ્યોને. મ્હારૂં નામ લખવાની જરૂર નથી ! કેમ નટવર, વખત આવે તું કંઈ ઓછોજ ભૂલી જવાનો છે ! ચાલો, હવે આ હરામખોર કયા દરમાં ભરાઈ રહ્યો હતો તે જોઇએ.'

પાતળાં પાટીયા અને પ્લાસ્ટરનું પાર્ટીશન કરીને એક નાની સરખી છૂપી ઓરડી બનાવવામાં આવી હતી અને એને એક છૂપું બારણું હતું. અંદર નજીવું ફરનીચર, થોડો ઘણો ખોરાક, પુરતું પાણી, પાંચ સાત ચોપડીઓ અને કેટલાંક કાગળીયાં હતાં.

'બિલ્ડીંગ કોન્ટ્રૅક્ટર હોવાનો આજ મોટો ફાયદો છે ! કોઇ પણ માણસની મદદ સિવાય એણે આ છૂપાવાની જગ્યા તૈઆર કરી લાગે છે, એની રસોઇયણ એ વાત જાણે છે, છતાં એણે આપણને જરા પણ ખુલાસો કર્યો નથી. એને પણ પકડવી જોઇએ.'

'હું એ ગોઠવણ કરૂં છું.'

થોડી વારે જયંતે કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરી જમશેદજી પાછો આવ્યો.

'મી૦ જયંત તમને આ છૂપા રહેઠાણની શી રીતે ખબર પડી ?'

'પહેલાં તો મ્હને કંઇજ સમજાયું ન હતું. જે પુરાવાથી તમે દોરવાયા હતા તે સિવાય બીજું કાંઇ મ્હને જડી શકયું ન હતું. બધા બનાવો ગુન્હેગારની વિરૂદ્ધ જતા હતા, છતાં પણ એ નિર્દોષ હોવાની મ્હારૂં મન ખાત્રી આપતું હતું; પછી આજે સવારના હૉલમાં અંગુઠાનું ભીંત ઉપર નિશાન જોઈ મ્હેં કહ્યું તે તો યાદ છે ને ? એજ વખતે મ્હારા અનુમાનને વધારે મજબુતી મળી, અને આ કામમાં જરૂર રતનજીએ કંઇક ભારે ગોટાળો કર્યો છે તેની મ્હને ખાત્રી થઈ. એ જીવતો જાગતો હોઇ આ મકાનમાંજ કોઇ સ્થળે ભરાઈ બેઠેલો છે એમ મ્હેં ખાત્રીપૂર્વક માન્યું, અને ભરાઇ બેસવા જેવી જગ્યા આ મકાનમાં છે કે કેમ એની પણ તપાસ કરી. એ નિશાન રાતને

વખતે પોતાની છૂપાવાની જગ્યામાંથી બહાર નીકળી રતનજીએ કર્યું હતું, કારણ કે આગલે દીવસે એ જગ્યા મ્હેં તપાસી ત્યારે એવું કાંઇ પણ નિશાન ભીંત ઉપર ન હતું. મ્હારી તપાસમાં બીજે માળના પેલા બે ઓરડાની વચ્ચેની ભીંતની પહોળાઈ જરા અસાધારણ લાગી એટલે મ્હારી ખાત્રી થઈ કે એ ત્યાંજ ભરાઈ બેઠેલો હોવો જોઇએ અને પછી મ્હારા મગજમાં તમે સવારે ટાણો મારેલો તે વ્યાજ સાથે પાછો આપવાનો વિચાર થયો; એટલે આ ખોટી આગની બૂમ પડાવવાનું મન સાથે ઠરાવ્યું. રતનજી ગમે તેવો સાબુત ભેજાંનો માણસ હોય તોપણ જ્યાં ઉપરા છાપરી આગની અનેક બૂમ પડે ત્યાં એની હિંમત ટકી શકે નહિ અને એ ઉંદરની માફક પોતાના દરમાંથી બહાર આવ્યા સિવાય રહે નહિ. એ પ્રમાણે બન્યું છે એ તો આપણે નજરે જોઈ ગયા.'

'હવે કેટલાક ખુલાસા કરવા જેવા રહે છે તે જોઇએ. પહેલું તો ગુન્હાનું કારણ. રતનજીનો કીનાખોર ચ્હેરો એ પુરવાર કરવાને પુરતો છે. વરસોની વાત ઉપર એનો વિવાહ દયાળજી **મી**સ્ત્રીની માતા સાથે કરવામાં આવેલો પણ તે એ નામદારની ખરાબ ચાલચલગત અને ઉદ્ધત સ્વભાવને લીધે તોડી નાખીને બીજે ઠેકાણે કર્યો હતો. તે વખતનું વેર મનમાં રાખીને આટલે વર્ષે એ બાઇના આ એકના એક દીકરાને ફાંસીએ લટકાવી દેવાનો એણે તાગડો રચ્યો અને તેમાં એના સંજોગોએ એને બનતી મદદ કરી. મી૦ **મી**સ્ત્રીની હકીકત અક્ષરે અક્ષર ખરી છે, તેના બહાર ગયા પછી આ હરામખોરે પોતાનું પહેરણ અને એક બે કપડાં તથા પાડોશમાંના મી૦ **પેદ્રુ**ના ભુંડનાં એકાદ બે ગલુડીયાં આગમાં હોમી દીધાં. અને આપણે જોયું તે મુજબ બધું બરાબર ગોઠવી ભાઇસાહેબ દરમાં ભરાઇ બેઠા.

'એનો વિચાર આખો કેસ પુરો થઈ રહે અને **મી**સ્ત્રીને સજા થાય પછી ધીરે રહીને અહીંયાંથી વંજો માપી જઇ દ્વારકાંદાસના બનાવટી નામથી **સેન્ટ્રલબેં**કની **અ**મદાવાદની શાખામાં પોતે ઉઘાડેલા ખાતામાંથી પૈસા ઉપાડી કોઈ ભળતેજ ઠેકાણે જઇ ઠરી ઠામ પડવાનો

હતો. દ્વારકાંદાસને નામે એણે ગયે વર્ષે મોટી રકમના ચેક ફાડયા હતા તે ઉપરથી મ્હારૂં ધ્યાન તે બાબતની તપાસ કરવા તરફ દોરાયું હતું.'

'એ બધા ઉપરાંત એક અગત્યનો સવાલ તો એ હતો કે આવડા મોટા માણસનું મડદું બાળી દેવામાં આવે, તેની રાખમાંથી બટન જેવી નાની સરખી ચીજ જડે તેમજ ગઠાગઠા જેવા થોડા પદાર્થો જડે, છતાં એક પણ હાડકું નજરે ન પડે એનું કારણ શું? એવડું મોટું એનું શરીર શું હાડકાં વગરનું બનેલું હશે? એ એકજ વાત દીવા જેવી રીતે પુરવાર કરતી હતી કે રતનજીનું ખૂન થયું ન હતું અને એને આપણને સમજાવવામાં આવ્યું તેમ લાકડાની ગંજીમાં બાળવામાં આવ્યો ન હતો. હવે બીજું કંઇ પૂછવાનું રહે છે?'

'નહિરે બાવા! તમારો ઘન્નોજ ઉપકાર થયો.'

'નટવર, ચાલ તો, મ્હને તો કકડીને ભુખ લાગી છે.'

*

# શારદાસદન

અમારા પ્રીન્સેસ સ્ટ્રીટના મકાનમાં અનેક માણસો આવ્યા ગયા હશે પણ જે રીતે ડૉ. હસમુખરાય અલ્લમૌલા, એમ, એ. પી, એચ, ડી. વિગેરે વિગેરે આવ્યા તે રીતે ભાગ્યેજ કોઈ આવ્યું હશે. નાના સરખા કાર્ડમાં માય નહિ એટલી બધી લાંબી-લાંબી એ. બી. સી. ડી. ના બધા અક્ષરો વપરાયા હોય એવી ડીગ્રીઓ વાળું એમનું કાર્ડ અંદર મોકલાવીને તરતજ એ અમારા ખંડમાં દાખલ થયા. જેવું એમની પાછળ બારણું બંધ થયું તેવાજ એ એક ટેબલ સાથે અથડાઈ પડયા. અને ધબ દઇને જમીનપર પડી ગયા. તરતજ મૂર્છા આવી. એમનું ઉંચા કાઠાનું વૃદ્ધ શરીર જમીનપર ચત્તાપાટ પડયું હતું.

અમે બેઉજણ એકદમ ઉઠયા. જયંતે ઉશીકુ લાવીને માથા નીચે મુકયુ અને મ્હેં દવા લઇને માથે ઘસવા માંડી તથા થોડીક મોંઢામાં રેડી. જીંદગીમાં કવચિત આવતા ભયંકર ઝંઝાવાતમાં એ વૃદ્ધ વિદ્વાન ઝડપાયા લાગતા હતા અને બે ત્રણ દિવસની સખત ચિંતા અને

ભૂખના માર્યા એ નખાઈ ગયા હતા. એજ કારણને લીધે એમને ચકરી આવીને મૂર્છા આવી હતી.

'શાથી આમ થયું ? **નટવર** !' જયંતે પૂછ્યું.

'પુષ્કળ ચિંતા, ભુખ અને થાકને લીધે.' નાડી બહુ ધીમે ચાલતી હતી અને તેના પર હાથ રાખીને તપાસતો હું ઉભો હતો. ધીરેધીરે એની ગતિ થોડી થોડી વધતી જતી હતી.

'**માણેકપુર**થી રીટર્ન ટીકીટ કઢાવી છે.' એમનું પાકીટ જોઇને જયંત બોલ્યો. 'ત્યાંથી એ ઘણા જલદી નીકળ્યા લાગે છે. હજી હવે બાર વાગશે.'

આંખનાં પોપચાં હાલવા લાગ્યાં અને ધીરે રહીને આંખો ઉઘડી. એમણે અમારા તરફ જોયું અને પછી ધીરે રહીને ઉભા થયા. શરમને માર્યે એમનું મ્હોં લાલલાલ થઈ રહ્યું હતું.

'માફ કરજો મી. જયંત ! મ્હને જરા ચક્કર આવી ગયાં ! મહેરબાની કરી એકાદ પ્યાલો દુધ મંગાવો તો—મ્હને આપનું એટલું જરૂરનું કામ છે કે તારથી જોઇતી અસર નહિ થાય એમ માનીને હું જાતે જ તમારી પાસે આવ્યો છું.'

'આપ જરા સ્વસ્થ થાવ—'

'હવે કાંઇ હરકત નથી. મ્હને આટલી નબળાઈ શા રીતે આવી તે સમજાતું નથી ! વળતી ગાડીએ મ્હારે તમને મ્હારી સાથે **માણેકપુર** લઈ જવા છે.'

જયંતે ડોકું હલાવ્યું.

'મ્હારા મિત્ર ડૉ. **નટવર** આપને કહી શકશે કે હું કેટલો કામમાં રોકાયલો છું. ઘણા અગત્યના કામ સિવાય મ્હારાથી **મુંબાઈ** છોડી બહાર જવાય એમ નથી. **પોર્ટ ટ્રસ્ટ** ડૉકયુમેંટસવાળો અને **સાઠયે**વાળો ખૂનકેસ થોડા વખતમાં નીકળશે અને એમાં મ્હારી હાજરીની અનિવાર્ય જરૂર છે.

'તેની ના નહિ પણ મ્હારૂં કામ હદપારની જરૂરીઆતનું છે.

તમે **સર** ધનગોપાળના એકના એક દીકરા **મનમોહનલાલના** હરણ વિષે સાંભળ્યું નથી ?'

'ક્યાં ? પેલા ગયે વખતે પ્રધાન હતા તે ?'

'એજ. એ વાત બહાર ન પડે તે માટે પુરતો બંદોબસ્ત કર્યો હતો છતાં સમાચારમાં થોડી ઘણી વિગત છપાઇ ગઇ હતી. એટલે વખતે આપને ખબર પડી હોય એમ મ્હારી ધારણા હતી.'

જયંતે પોતાનો હાથ લંબાવી બુકકેસ પરથી 'ધ'ની ફાઇલ કાઢી અને સર ધનગોપાળની હકીકત કાઢી ને વાંચવા માંડીઃ

'સર ધનગોપાળ ગિરીજાપ્રસાદ દિવાન, ત્રીજા બૅરોનેટ, ધનવિલા ઍસ્ટેટ, ધનપુરના જાગીરદાર, સરદાર કાલિકાપ્રસાદનાં પુત્રી વિજ્યાલક્ષ્મી સાથે પરણેલા. સંતતિઃ પુત્રઃ મનમોહનલાલ, જાગીર અને મીલોની પુષ્કળ આવક, કેળવણી ખાતાના પ્રધાન, ઍસેમ્બ્લીના લીડર, એકઝીકયુટીવના મેમ્બર—'

'ઘણા મોટા વગવાળા અને લક્ષ્મીની સંપૂર્ણ કૃપા મેળવવા ભાગ્યશાળી થયેલા. આપના કૌશલ્ય અને ચાતુર્ય વિષે મ્હેં ઘણું સાંભળ્યું છે મી. જયંત ! અને મ્હારે આપને કહેવું જોઇએ કે સર ધનગોપાલે જે કોઈ એમનો પુત્ર ક્યાં છે તે જણાવે તેને સાઠ હજાર રૂપીયાનું ઈનામ આપવાનું જાહેર કર્યું છે અને એને કોણ લઈ ગયું છે અથવા લઈ જવામાં કોનો હાથ છે એ કહેનારને પંદર હજાર રૂપીઆનું ઇનામ આપવાનું જણાવ્યું છે.'

'એ ઘણી સારી રકમ છે.' જયંતે જવાબ આપ્યો. 'નટવર ! આપણે ડૉ. અલ્મૌલાની સાથે જઈશું ને ?'

મ્હેં હા કહી. એવામાં દૂધનો પ્યાલો તથા થોડો નાસ્તો આવ્યો.

'આપ એ જરા ખાઇ લો, અને પછી શી રીતે અને કયારે એ છોકરો ગુમ થઇ ગયો તે તથા આપની શાળાને એ બનાવ સાથે શો સંબંધ છે અને ત્રણ ત્રણ દિવસથી તમારી ચિંતાનો પાર નથી એ બધી વિગતો ખુલાસેથી જણાવજો.'

અમારા મ્હેમાને દૂધ તથા નાસ્તો લીધો એટલે શરીરમાં થોડી ઘણી સ્ફૂર્તિનો સંચાર થયો.

'**શારદાસદન**' એ પ્રાથમિક શાળા છે.' ડૉ. **અલ્મૌલા**એ જરા ટટાર થઇને કહેવા માંડયું. 'અને હું એનો સ્થાપક તથા સંચાલક છું એ શરૂઆતમાં કહેવું જોઇએ. મ્હારાં પુસ્તકો વિષે આપે સાંભળ્યું હશે છતાં કહેવું જોઇએ કે પ્રાથમિક શિક્ષણ અને બાલ સાહિત્યને લગતાં મ્હારાં અનેક પુસ્તકો ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યાં છે. ઘણા માબાપોની ચિંતા ટાળે એવી એ સાહિત્યની હારમાળાઓ મ્હેં પ્રકટ કરી છે એટલે મ્હારૂં નામ ગુજરાતની કોઇપણ વ્યક્તિને ભાગ્યેજ અજાણ્યું હશે. આને લીધે મ્હારી શાળામાં ઘણા સારા માણસોના દીકરાઓ ભણવા આવે છે અને રહે છે. શાળાને અંગે ઉંચામાંઉંચી જાતની સગવડ વાળુ બૉર્ડિંગ હાઉસ છે એટલે શાળાના બધા વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. **સર વિનુભાઇ**, **રાવ બહાદુર રામનારાયણ**, **સરદાર ગીરધારીલાલ** વિગેરે જાણીતા માણસોના દીકરાઓ મ્હારી શાળામાં રહીને અભ્યાસ કરે છે. મ્હારી સંસ્થાનાં મ્હારે મોઢે વખાણ ન કરવાં જોઇએ પણ સારા ગુજરાતમાં એ અજોડ છે એમ એને માટે કહેવાય છે. ત્રણ અઠવાડીઆં ઉપર **સર ધનગોપાળે** પોતાના ખાનગી મંત્રી મી. **કાન્તિલાલને** મોકલીને કહેવરાવ્યું કે એમનો વિચાર એમના એકના એક પુત્ર **મનમોહનલાલને** મ્હારી શાળામાં દાખલ કરવાનો છે. મ્હેં એ વાતની હા પાડી ત્યારે મ્હને ભાગ્યેજ ખ્યાલ હતો કે એને લીધે મ્હારી આબરૂ અને જીવનને સખત ફટકો લાગવાનો પ્રસંગ આવી લાગશે.

'જાન્યુઆરીની ત્રીજી તારીખે એ આવ્યો. તે દિવસથી શાળાનું નવુ સત્ર શરૂ થતુ હતુ. એ ઘણો મળતાવડો છોકરો હતો અને થોડા વખતમાંજ અમારી સાથે હળી ગયો. મ્હારે આપને કહેવું જોઇએ—એમ કહેવામાં હું કાંઈ ખોટું નથી કરતો, કારણકે અવિશ્વાસથી ખરી સહાય મળી શકતી નથી—કે એ બિચારો ઘેર સુખી ન હતો. એ એક

જાણીતી વાત છે કે **સરસાહેબ**નો સંસાર સુખી નથી. એમના લગ્ન પછી **લેડી વિજયાલક્ષ્મી** પોતાને પિયર **કલી**કટમાં રહે છે. બાળક સારી રીતે સમજણું થાય તે પહેલાંજ એ બનાવ બની ગયો હતો છતાં આખર કરે તોયે માતાની ગોદ ભાગ્યેજ વિસરાય એવી હોય છે. ધનવિલા છોડયા પછી એ વધારે આનંદી અને મળતાવડો થયો હતો અને એવા સુધારાને માટેજ **સરસાહેબે** એને મ્હારી શાળામાં મોકલ્યો હતો. પંદર દિવસમાં તો એ ઘણોજ ફેરવાઇ ગયો હતો.

'એ છેલ્લો ૧૮ મી તારીખે જણાયો હતો—સોમવારે રાત્રે એને બધાએ જોયો હતો. એનો ખંડ બીજે માળે હતો અને એક બીજા મોટા ખંડમાં થઇને તેમાં જવાનો માર્ગ હતો. એ મોટા ખંડમાં બે બીજા વિદ્યાર્થીઓ સુઇ રહેતા હતા. આ છોકરાઓએ કાંઇ પણ અવાજ સાંભળ્યો નથી એમ તેઓ ખાત્રીથી જણાવે છે એટલે એ ભાઇસાહેબ એ રસ્તે થઇને ગયા હોય એમ લાગતુ નથી. એ એની પથારીમાં સુઇ ગયો હતો એમ પથારી પરથી લાગે છે. જતી વખતે શાળામાં પહેરવાનાં બધાં કપડાં એણે પહેર્યાં લાગે છે. એના ખંડમાં કોઇ દાખલ થયું હોય એમ લાગતુ નથી કારણકે જરા જેટલી ગરબડ કે બૂમ અથવા અવાજ થાય તો પણ એની જોડેના ખંડમાં સુનાર બે છોકરાઓમાંનો મોટો છોકરો **ચંદુલાલ** જાણ્યા સિવાય ન રહે. એ ઘણો ઓછુ ઉંઘનાર અને ચાલાક છોકરો છે.

'જ્યારે **મનમોહનલાલ**ની ગેરહાજરી વિષે મ્હને ખબર મળી ત્યારે મ્હેં બધા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને નોકરોને એકઠા કરીને હાજરી લીધી. તે વખતે ખબર પડી કે **મનમોહનલાલ** ઉપરાંત બીજી પણ એક વ્યક્તિ ગેરહાજર હતી. **હરબિલાસ નંદા** નામનો હિંદી શિક્ષક પણ ગેરહાજર હતો. એનો ખંડ પણ બીજે માળે હતો પણ તે મકાનને બીજે છેડે હતો. એ ખંડમાંથી **મનમોહનલાલ**ના ખંડમાં નજર જાય એવું હતું. એની પથારી પણ ઉપયોગમાં લેવાયલી લાગતી હતી. પણ જતી વખતે એણે પુરતાં કપડાં પહેર્યાં ન હતાં. એ ભીંત

પર ચઢાવેલી વેલને પકડીને ઉતર્યો હતો અને જ્યાં એ ઉતર્યો ત્યાં એનાં પગલાં પડેલાં હતાં. થોડે દૂર એક નાના છાપરા નીચે એની સાઇકલ રાખવામાં આવતી હતી તે પણ એની સાથેજ ગઈ લાગતી હતી.

'એ છેલ્લાં બે વર્ષથી મ્હારી સાથે હતો અને ઘણી સારી ભલામણો સાથે આવ્યો હતો. એ જરા અતડો હતો અને વિદ્યાર્થીઓનો બહુજ થોડો ચાહ મેળવી શક્યો હતો. એ બેઉની હજી સુધી કાંઇજ ભાળ નથી મળી. આજે ગુરૂવાર થયો છતાં મંગળવારે સવારે જે સ્થીતિ હતી તેમાં રજ પણ ફેર પડ્યો નથી. અમે તરતજ ધનવિલામાં તપાસ કરી. એ શાળાના મકાનથી બહુ દૂર નથી એટલે એકાએક ઘર સાંભળવાથી એ નાસી ગયો હોય, પણ ત્યાં એ ગયોજ ન હતો. સરસાહેબ તો એ વાત સાંભળીને ઘણા ગભરાઇ ગયા છે. મ્હારી સ્થીતિ પણ ત્હમે નજરે જુઓ છો એટલે કૈં કહેવા જેવુ નથી. મી. જયંત! તમારી શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરીને આ કામ હાથમાં લઈ પાર પાડી આપશો તો તમારો ઉપકાર નહિ ભૂલું.'

જયંતે ધ્યાન દઇને બધી હકીકત સાંભળી હતી. એમાં એને રસ પડ્યો હતો અને એને ઉત્સાહ આપે એવા કેટલાક મુદ્દા આ કામમાં હોય એવું એને લાગતું હતું. એણે પોતાની નોટ કાઢી અને કેટલીક નોંધ કરી લીધી.

'ત્હમે મ્હારી પાસે જલદી ન આવ્યા એ ઘણું ખોટું કર્યું છે.' એણે ગંભીર પણે કહ્યું. 'ઘણો વખત નકામો જવા દીધા પછી તમે મારી પાસે આવો છો! પેલાં પગલાં અને વેલ જોઇને મ્હને કેટલી મદદ મળી હોત તેનો ત્હમને ભાગ્યેજ ખ્યાલ આવે એમ છે!'

'એ માટે હું ઠપકાપાત્ર નથી મી. જયંત! સરસાહેબ બને ત્યાં લગી વાત છૂપાવવા માગતા હતા. એમની કૌટુંબિક કહાણી બત્રીસીએ ચઢે એ જોવા એ રાજી ન હતા. એ વાતની એમને ઘણી ચીડ છે.'

'પણ પોલિસ તપાસ તો થઈ હશે ને?'

'જરૂર. અને એ તદ્દન નિષ્ફળ નિવડી છે. એ લોકો તદ્દન વિરૂદ્ધ દિશામાં કામ કરવા મંડયા. એમ ખબર મળી કે જોડેના સ્ટેશનપરથી એક શિક્ષક તથા વિદ્યાર્થી સવારની ગાડીમાં જતા જણાવાની ખબર મળવાથી એમણે એ દિશામાં તપાસ કરી. એ લોકો લાલપુરમાં પકડાયા પણ તે તો કોઇ ભલતાજ માણસો નીકળ્યા. ગઈ કાલે સાંજે એ ખબર મળી એટલે હદપારની ચિંતામાં આખી રાત વિતાવી આજે સવારની ગાડીએ હું અહીં આવવા નિકળ્યો, અને ગાડીમાંથી ઉતરીને સીધો તમારી પાસે આવ્યો.'

'પેલા શિક્ષકની તપાસમાં પોલિસ ગઈ તો પણ ત્યાંની તપાસ તો ચાલુ હતી ને?'

'બીલકુલ નહિ.'

'એટલે ત્રણ દહાડા નકામા ગયા. અને કામ ઉલટું ચુંથાયું!'

'ખરી વાત છે પણ શું કરીએ?'

'જે કરવું ઘટેતેજ્તો! બીજું શું? હું જાતેજ તપાસ ચલાવીશ. મી૦ નંદાને મનમોહનલાલ સાથે કાંઇ સંબંધ હતો?'

'નાજી.'

'એ એના વર્ગમાં હતો?'

'નાજી, એક બીજા સાથે બોલવાનો વહેવાર પણ ભાગ્યેજ હશે.'

'એ ઘણું નવાઈ જેવું છે! છોકરા પાસે સાયકલ હતી?'

'નાજી.'

'એ સિવાય બીજી સાયકલ ખોવાતી ન હતી?'

'નાજી.'

'ચોક્કસ?'

'ખાત્રીપૂર્વક.'

'તમે એમ તો નથી કહેવા માગતા ને કે આ હિંદી શિક્ષક એ છોકરાને ખોળામાં બેસારીને સાઇકલપર બેસી નાસી ગયો?'

'બીલકુલ નહિ.'

'તો તમે એમના જવા વિષે શી કલ્પના કરો છો ?'

'સાઇકલ તો બહાના ખાતર લીધી હશે. એથી કોઈ પણ ઉંધે રસ્તે દોરવાય એમ માન્યું હશે અને આડી અવળી છૂપાવી બેઉ પગે ચાલી નીકળ્યા હશે.'

'બનવાજોગ છે. પણ એ ખોટુ બહાનું ગણાય. ખરૂંને ? એ સિવાય બીજી બાઈસીકલો ત્યાં ન હતી ?'

'ઘણીયે પડી હતી.'

'જો એ લોકો સાઇકલપર ગયા છે એમ મનાવવું હોત તો એકને બદલે બે શા માટે ન સંતાડે ?'

'એમ પણ કરી શકે.'

'અને કરવું જોઇએજ. એટલે બહાનાની વાત બંધબેસતી નથી. પણ એ એકજ બનાવ કામની શરૂઆત કરવા માટે પુરતો છે. અને સાઇકિલ એ સહેલાઇથી છૂપાવી કે નાશ કરી શકાય એવી વસ્તુ તો નથીજને ! બીજો એક સવાલ, ગુમ થયો તેને આગલે દિવસે એ છોકરાને કોઇ મળવા આવ્યું હતું ?'

'નાજી.'

'કંઇ કાગળ બાગળ ?'

'હાજી. એક કાગળ આવ્યો હતો.'

'કોના તરફથી ?'

'સરસાહેબ તરફથી.'

'તમે વિદ્યાર્થીઓના કાગળો વાંચો છો ?'

'નાજી.'

'તો પછી એ સરસાહેબનો હતો એ શાથી જાણ્યું ?'

'એનાપરના સરના નામના એમ્બૉસિંગ પરથી અને સરસાહેબના અક્ષરો પણ ઓળખાય એવા હતા. વળી એ કાગળ લખ્યાનું એ પોતે પણ કબુલ કરે છે.'

'એ પહેલાં એને કાગળ ક્યારે મળ્યો હતો ?'

'પાંચસાત દહાડા ઉપર.'

'કલીકટનો કાંઈ કાગળ હતો ?'

'નાજી. એક પણ નહિ.'

'મ્હારા સવાલનું કારણ તો સમજાયું ને ? કાંતો એને બળજબરીથી લઈ જવામાં આવ્યો હોવો જોઇએ અથવા તો એ રાજીખુશીથી ગયો હોવો જોઇએ. એ રાજીખુશીથી જાય તો એવું કાંઇપણ લલચાવનારૂં કારણ હોવું જોઇએ. જો કોઇ એને મળવા ન આવ્યું હોય તો એવી લલચાવનારી વિગત કાગળ મારફત આવી હોવી જોઇએ. એટલે એની સાથે કોને કાગળપત્રનો વહેવાર હતો તે પૂછું છું.'

'મ્હને લાગે છે કે હું આપને ઝાઝી મદદ નહિ કરી શકું. એની સાથે સરસાહેબ સિવાય બીજા કોઇને કાગળપત્રનો વહેવાર મ્હારી જાણમુજબ ન હતો.'

'અને એ ગુમ થયો તેજ દિવસે એમણે એને કાગળ લખ્યો. બાપ દિકરા વચ્ચે બહુ સારો નાતો હતો ?'

'સરસાહેબ ભાગ્યેજ કોઈ સાથે મળતાવડા હશે. એમને એમનાં રાજકારણનાં કામોમાંથી ઘણી થોડી ફુરસદ મળે છે એટલે એવી માયા ને મમતાને એમના જીવનમાં સ્થાન નથી. બાકી એના પ્રત્યે ઠીક લાગણી બતાવે છે.'

'પણ છોકરો એમના કરતાં એની માતાને વધુ સંભારે છે ?'

'હાજી.'

'એણે એમ કહેલું ?'

'નાજી.'

'ત્યારે સરસાહેબે ?'

'અરે ભલા ભગવાન ! નાજી.'

'ત્યારે આપને શી રીતે ખબર પડી ?'

'મ્હારે એમના ખાનગી મંત્રી કાન્તિલાલ સાથે જરા એ બાબત વાત થઈ હતી. એણે સરસાહેબની લાગણી વિષે મ્હને કેટલીક ખાનગી હકીકત કહેલી.'

'એમ બાબત છે! પેલો સરસાહેબનો કાગળ એના ગુમ થયા પછી એના ખંડમાંથી જડેલો?'

'નાજી. તે એ પોતાની સાથે લઈ ગયો લાગે છે. મી૰ જયંત! હવે આપણે ઉપડવાનો વખત થવા આવ્યો છે.'

'હરકત નહિ. આપણે પા કલાકમાં સ્ટેશને પહોંચી જઈશું. જો તમે તાર કરવાના હો તો મ્હારા સંબંધી કાંઇ લખના નહિ. લોકોને એમજ માનવા દો કે હજી લાલપુર તરફજ તપાસ ચાલે છે. એ દરમિઆન શાંતિથી હું મ્હારી તપાસ ચલાવીશ. મ્હારા અને નટવર જેવા માણસોને તપાસ કરવા જેવું શાળાની નજીક નહિ મળે એમ નથી.'

એ દિવસે સાંજે અમે માણેકપુર થઇને શારદાસદનમાં પહોંચી ગયા. અમે ત્યાં ગયા ત્યારે સાંજ પડી ગઇ હતી. અમે ગયા એટલે શાળાના સેક્રેટરીએ ડૉ. અલ્મૌલાને કાંઇક કાનમાં કહ્યું તેથી એ નવાઇ પામીને બોલ્યા:

'નામદાર સરસાહેબ અહીં આવેલા છે. એઓ પોતે અને એમના ખાનગી મંત્રી કાન્તિલાલ બન્ને વાંચનગૃહમાં છે. ચાલો આપણે એમને મળીએ.'

મ્હેં એમનું છાયાચિત્ર અનેક વખત જોયું હતું પણ રૂબરૂમાં મળવાનો આ પહેલોજ પ્રસંગ હતો. એમના ચહેરામાં ઘણો ફેરફાર લાગતો હતો. વૃદ્ધાવસ્થાને લીધે એ હશે એમ મારૂં માનવું હતું. અમે દાખલ થઇને બેઠા એટલે એમણે ડૉ. અલ્મૌલા સામે જરા કરડી નજર કરી. એમની પાસે એક જુવાન માણસ ઉભો હતો તે એમનો ખાનગી મંત્રી કાન્તિલાલ હોય એમ લાગ્યું. એ જુવાન ચબરાક તથા ખંધો લાગતો હતો. એણેજ બોલવાની શરૂઆત કરી.

'તમને મુંબાઇ જતા અટકાવવા અમે આજે સવારના અહીં આવ્યા હતા પણ અમે આવીએ તે પહેલાં તમે ઉપડી ગયા હતા. તમારો ત્યાં જવાનો હેતુ આ કેસની વ્યવસ્થા મી૦ જયંતને આપવાનો હતો. સરસાહેબને નવાઇ લાગે છે કે એમને પૂછ્યા સિવાય આ પગલું ભરવાને તમે કેમ પ્રેરાયા ?'

'જ્યારે મ્હને ખબર પડી કે પોલિસ કાંઇ ન કરી શકી.'

'સરસાહેબ એમ માનતા નથી.'

'પણ મી. કાન્તિલાલ—'

'આપની જાણબહાર તો નથીજ કે સરસાહેબની ઇચ્છા આ કામમાં ખાલી બત્રીસીએ ચઢવાની નથી. જેટલા ઓછા માણસોના જાણવામાં એ વાત આવે તેટલું વધારે સારૂ એવી આપણે વાત થઇ હતીને ?'

'તો પછી એનો પણ ઉપાય થઇ શકશે.' ડૉ. અલ્મૌલાએ ગભરાઇને કહ્યું. 'જેવી રીતે જયંતરાય આવ્યા છે તેવીજ રીતે કાલે સવારની ગાડીમાં મુંબાઇ પાછા ફરશે.'

'એમ બનવું મુશ્કેલ છે ડૉક્ટર સાહેબ !' જયંતે મોટેથી કહ્યું 'એમ બનેજ નહિ. અહીંની તાજગી આપનારી હવાનો લાભ હું અહીં સુધી આવ્યો છું તો શા માટે ન લઉં ? અહીં રહીને શાંતિથી મ્હને રસ પડે એવું કામ કરીશ. પછી તમારે ત્યાં અથવા બીજે ગમે ત્યાં રહીને. તમને જ્યાં ઠીક લાગે ત્યાં.'

બિચારા વૃદ્ધ વિદ્વાનની સ્થીતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી હતી. એની ગભરામણનો પાર ન હતો. એવામાં પોતાના ઘોઘરા અવાજે સરસાહેબે કહ્યું:

'કાન્તિલાલે કહ્યું તે બરાબર છે મી૦ અલ્મૌલા, કે તમે મ્હને વાત કર્યા પછી મુંબાઇ ગયા હોત તો ઠીક થાત. પણ જ્યારે તમે મી. જયંતને બધી વાત કરી છે ત્યારે આપણે એમની મદદ

લેવીજ જોઈએ. બીજે કોઇ સ્થળે રહેવા કરતાં મી૦ જયંત, આપ ખુશીથી ધનવિલામાં પધારશો તો મ્હને આપની મ્હેમાનગતી કરવાનો લાભ મળશે.'

'આપની કૃપા છે એટલું પુરતું છે નામદાર!' જયંતે જવાબ આપ્યો. ધનવિલા કરતાં જે કામે હું આવ્યો છું તેને આ સ્થળ સાથે વધુ સંબંધ છે એટલે અહીં રહેવાથી કામને ઘણી મદદ મળશે.'

'જેવી આપની મરજી. મ્હારી અથવા કાન્તિલાલ પાસેથી આપને જે મદદ જોઇતી હશે તે મળી શકશે.'

'બનતા સુધી એ બાબત મ્હારે આપને ધનવિલામાંજ મળવું પડશે. એ દરમિઆન આપના પુત્રના આકસ્માક હરણ વિષે આપનું શું અનુમાન છે તે જણાવવા કૃપા કરશો?'

'મ્હેં કાંઇજ અનુમાન બાંધ્યું નથી એટલે શું કહું?'

'મ્હારે કેટલાક અંગત સવાલ પૂછવા પડે તે માફ કરજો નામદાર' પણ એમ કર્યા સિવાય છૂટકો નથી. આ કામ સાથે લેડી સાહેબને કાંઇ સંબંધ હોવાનો આપને શક છે ખરો?'

મ્હોડાપર વિષાદની છાયા સાથે સરસાહેબે જવાબ આપ્યો:

'નાજી.'

'બીજું અનુમાન એમ થઇ શકે કે એનું હરણ કોઇએ આપની પાસેથી પૈસાની સારી જેવી રકમ કઢાવવા માટે કર્યું હોય. એવી કોઇ માગણી આપને કોઇએ કરી છે?'

'નાજી.'

'આપે જે દિવસે એ ગુમ થયો તે દિવસે એક પત્ર લખેલો?'

'નાજી. એને આગલે દિવસે.'

'બરાબર છે. પણ એ મળ્યો તો ગુમ થવાને દહાડેજને!'

'હા.'

'એ કાગળમાં એવું તો કાંઇ નહિ હતું ને કે જેથી એને આ પગલું ભરવાનું મન થાય ?'

'નાજી. બિલકુલ નહિ.'

'આપે એ કાગળ જાતે ટપાલમાં રવાના કર્યો હતો ?'

સરસાહેબ જવાબ આપે તે પહેલાં એમનો ખાનગી મંત્રી જરા ગરમ થઇને વચ્ચે બોલી ઉઠ્યો:

'એ કાગળ બીજા કાગળો સાથે એમણે ટેબલપર રાખ્યો હતો અને મ્હેં ટપાલમાં રવાના કર્યો હતો.'

'તમારી ખાત્રી છે કે આ કાગળ બીજા કાગળો સાથે હતો ?'

'હા. મ્હેં એ જોયો હતો.'

'આપ નામદારે તે દિવસે કેટલા પત્રો લખેલા ?'

'વીસ થી ત્રીસ. મ્હારે ઘણો પત્રવ્યવહાર કરવો પડે છે. પણ આ સવાલો નિરૂપયોગી નથી જણાતા ?'

'નહિજી.' જયંતે જવાબ આપ્યો.

'મ્હેં તો' સરસાહેબ બોલ્યા. 'પોલિસને તેનું ધ્યાન દક્ષિણ તરફ આપવાની સૂચના આપી દીધી છે. હું કહી ગયો કે લેડી આ કામમાં ભાગ લે એમ નથી પણ છોકરાની વૃત્તિઓ એના તરફ વધારે ખેંચાતી હતી એટલે એ પેલા હીંદી શિક્ષકની મદદ અને સંભાળ નીચે એ બાજુ ગયો હોવો જોઇએ. હવે હું ધનવિલા તરફ જઇશ. મી૦ અલ્મોલા.'

મ્હેં જોયું કે જયંતને હજી કેટલાક સવાલ પૂછવાના હતા, પણ સરસાહેબના વર્તન પરથી જણાયું કે અમારી મુલાકાત પુરી થતી હતી. એમ પણ મ્હને સમજાયું કે સરસાહેબના અભિમાની આત્માને તેની અંગત બાબતોની ચુંથણીથી વ્યથા થઈ આવી હતી અને જયંતના નવા સવાલો એ વ્યથા વધુ ઉંડી બનાવે એવું એમને લાગતું હતુ અને એ વાત એમને પસંદ ન હતી.

**સરસાહેબ** અને એમનો ખાનગી મંત્રી **ધનવિલા** તરફ જવા રવાના થયા એટલે **જયંત** એકદમ પોતાને કામે લાગવાને ઉઠયો.

એણે એ છોકરાવાળો ખંડ બારીકાઇથી તપાસ્યો, અને ફક્ત એક નિર્ણય, કે એ બારી વાટે નીચે ઉતર્યો હતો તે કરવા સિવાય બીજું કાંઇજ થઈ શકયું નહિ. હિંદી શિક્ષકના ખંડમાંથી પણ કંઇ જાણવા જેવું પ્રાપ્ત ન થયું. એની બાબતમાં એક જગ્યાએ લતા મરડાઈ ગઇ હતી એ ઉપરથી એ એનું વજન ઝીલી શકવાને અશક્ત હતી એમ લાગ્યું. દિવાની મદદે અમે એ જ્યાં ઉતર્યો હતો તે જગ્યાએ એની એડીનાં નિશાન જોયાં. એ સિવાય બીજાં કાંઈ ચિન્હો અમને નજરે પડયાં નહિ.

રાત અજવાળી હતી એટલે **જયંત** ઘરબહાર નીકળી પડ્યો અને રાત્રે છેક અગીઆર વાગે પાછો ફર્યો. એ દરમિઆન એણે આજુ-બાજુની ભૌગોલિક પરિસ્થીતિનો અભ્યાસ કરી લઇને કામ ચલાઉ નકશો તૈઆર કરી લીધો હતો. એ લઇને તે મ્હારા ખંડમાં આવ્યો અને મ્હને સમજાવવા લાગ્યો.

'આ કેસમાં કેટલાક રસિક મુદ્દાઓ જણાય છે, **નટવર**! સૌથી પહેલાં તો આપણે ભૌગોલિક પરિસ્થીતિ જોઈ લેવી જોઇએ. આપણી તપાસમાં એ અત્યંત ઉપયોગની વાત છે.'

'આ નકશો જો.' **જયંતે** આગળ ચલાવ્યું.' એમાં આ સ્થળે નિશાની કરી છે ત્યાં **શારદાસદન** આવ્યું છે. ત્યાં આગળ હું ટાંકણી ખોસુ છું. હવે આ લીટીઓ મોટો રસ્તો અથવા સડક બતાવે છે. એ શાળા પાસે થઇને પૂર્વ પશ્ચિમ જાય છે અને એકેક માઇલ સુધી બેઉ બાજુ એકકે ફાંટુ નથી ફુટતુ. હવે ધ્યાન દઇને જો. એ બેજણ જો સડકને રસ્તે ગયા હોય તો આ સિવાય બીજો રસ્તો છે નહિ.'

'બરાબર છે.' મ્હેં કહ્યું.

'અને નસીબજોગે એ રસ્તે એ રાતે કોણ ગયું ને કોણ નહિ તેની બરાબર હકીકત આપણને મળી શકે છે. આ જગ્યાએ જ્યાં



મારી આંગળી છે ત્યાં રાતના બારથી સવારના છ વાગ્યા સુધી પોલિસનો પહેરો હતો અને એક સિ-પાઈ ચોકી કરતો હતો. એ કહે છે કે એક મીનીટ પણ એ પોતાના પહેરા-પરથી ક્યાંઇ ગયો નથી અને એ ખાત્રીપૂર્વક જ-ણાવે છે કે એની નજરે પડયા સિવાય ભાગ્યેજ એવો માણસ કે છોકરો પસાર થઇ શકે. એવું કોઇ એ રસ્તે ગયુંજ નથી. મ્હેં હમણાંજ એની સાથે વાત કરી જોઈ છે અને મ્હને એ વિશ્વાસ રાખવા લાયક માણસ લાગે છે. એ હિસાબે એ રસ્તો બંધ થાય છે. હવે બીજી બાજુ જોઇએ. એ તરફ થોડે દૂર 'વિશ્રાંતિગૃહ' નામનું એક હૉટલ છે. ત્યાં ચહા તથા નાસ્તો અને ખાવાનું તથા વખતે રહેવાનું પણ મળે છે. કમનસીબે હૉટલવાળાની બૈરી એ રાત્રે સખત બિમાર હતી એટલે એને સારૂ ડૉકટરને બોલ-વવા એક જણને **માણેકપુર** મોકલ્યો હતો અને તેની રાહ જોઇને એ લોકો જાગતા બેઠા હતા. એમનું કહેવું એમ છે કે આપણે વાત કરીએ છીએ તેવું કોઈ એ રસ્તે ગયું જ નથી. જો એમની વાત બરાબર હોય તો એ બાજુનો રસ્તો પણ બંધ થાય છે. અને આપણો

ખાત્રીથી માની શકીએ કે આપણા માણસો એ રસ્તે નાસી ગયા નથી. બરાબર છે ને ?'

'પણ સાયકલ છે તે ?' મ્હેં કહ્યું.

'એ વિષે પછી વિચાર કરીએ છીએ. હવે જો એ બેઉ જણે સડકનો ઉપયોગ કર્યો નથી તો કયે રસ્તે ગયા ? પુર્વ અને પશ્ચિમ દિશા જાય તો ઉત્તર કે દક્ષિણ દિશા બાકી રહે. પછી એ ઉત્તરે કે દક્ષિણે ગયા હોવા જોઇએ એમ માની શકાય. હવે એ બાબત વિચાર કરી જોઇએ. દક્ષિણ દિશાએ જોઇશું તો નાનાં મોટાં ખેતરો, કેટલીક જગ્યાએ મોટી મોટી વાડો અને આગળ જતાં કોતરો છે એટલે એ રસ્તો એમણે લીધો હોય એ સંભવિત નથી. અને તું કહે છે તેમ સાયકલ સાથે છે એટલે એનો ઉપયોગ પણ થાય એવું નથી. એ વિચાર પડતો મુકવો જોઇએ. હવે રહી ઉત્તર દિશા. આ સ્થળે આંબાવાડીયું છે. અને એની ઉત્તરે વેરાન જગ્યા છે. કોઈ કોઈ સ્થળે ઘાસ ખુબ ઉગે છે અને મેદાનમાં એક જગ્યાએ તુટક તુટક વહેળો પણ છે. આઠથી દસ માઇલિ સુધી એ મેદાન લંબાયલું છે. એની એક બાજુએ ધનવિલા આવેલો છે. એ સડકને રસ્તે દસ માઇલ થાય છે પરંતુ આ મેદાન વટાવીને જઇએ તો ફક્ત છ જ માઇલિ દૂર છે. એ આખુ મેદાન નિર્જન છે. પાંસદસ ભરવાડના નેસ સિવાય ભાગ્યેજ બીજી વસ્તી હશે. એ લોકો પણ ઘેટાં બકરાં રાખીને પડયા રહે છે. ધનવિલા નજીક ચંદ્રનગર જવાની સડક છે. આ જગ્યાએ રસ્તાની એકબાજુ અન્નપુર્ણાગૃહ નામનું એક દક્ષિણીનું હૉટેલ આ-વેલું છે. આ બાજુનાં હૉટલ ચહા પાણી અને જમવાની સગવડ ઉપરાંત રહેવાની પણ વ્યવસ્થા કરી આપે છે એ જરાક નવાઇ જેવું છે. આ હિસાબે આપણા સજ્જનો ઉત્તર દિશામાં ગયા હોવા જોઇએ નટવર !'

'પણ પેલી સાયકલ—'

'જરા ધીરો પડ ભાઇ ! ધીરો પડ. સારો સાયકલીસ્ટ સડક ન

હોય તોયે જઈ શકે છે. એ મેદાનમાં પણ પગદંડા જોઇએ તેટલા છે ને વળી ચંદ્રમા બરાબર માથે હતો એટલે હરકત જેવું કાંઈ જ ન હતું. જોતો ખરો, કોણ દરવાજો ખખડાવે છે?'

થોડી વારે ડૉ. અલ્મૌલા અંદર આવ્યા. એમના હાથમાં બાળકના માથાની ટોપી હતી.

'આખરે આ જડી છે! હવે એનો પત્તો લાગતાં વાર નહિ લાગે! આ સરસાહેબના દિકરાની ટોપી છે.'

'એ ક્યાંથી જડી?'

'પેલા મેદાનમાં થોડા દહાડાપર રબારીઓ ઉતર્યા હતા. એ મંગળવારે ગયા. આજે પોલિસે એમનો નેસ તપાસ્યો તો તેમાંથી એ નીકળી આવી.'

'એનો એ લોકોએ શો ખુલાસો કર્યો?'

'એ હરામખોરો જુઠ્ઠું બોલ્યા! કહે છે કે એમને એ મંગળવારે સવારના મેદાનમાંથી જડી. એ બદમાશોને ખબર છે કે એ એઉજણ ક્યાં છે? એ બધા હમણાં પોલિસના કબજામાં છે મી. જયંત! એટલે હરકત નથી. કાયદાની બ્હીકે અથવા સરસાહેબની ઉદારતાને લીધે એમને માની જવા સિવાય છૂટકો નથી.'

'એમ થાય તો ઘણું સારૂં.' જયંતે જવાબ દીધો અને ડૉ. અલ્મૌલા ગયા પછી મ્હને કહ્યું: 'આ વાત આપણા અનુમાનને ટેકો આપે છે નટવર! એ લોકો મેદાન તરફ ગયા છે અને આપણી તપાસ એ બાજુ શરૂ થવી જોઈએ. પોલિસે આ રબારીઓને પકડવા સિવાય કાંઈ કર્યું લાગતું નથી. આ જો નટવર! અહીંયાં એક વહેળો છે. એ તુટક તુટક વહે છે એટલે ઘણી જગ્યાએ કાદવ હોય છે. શાળા અને ધનવિલાની વચ્ચે એ ઘણો પથરાઇ ગયો છે ને કાદવ પણ ઠીક છે. એટલે બીજે ઠેકાણે જોવા કરતાં આપણે ત્યાં તપાસ કરવી જોઇએ. એ સ્થળ શું કહે છે તે પહેલાં સાંભળી લેવું જોઇએ સમજ્યોને નટવર! કાલે સવારે આપણે જઈશું.'

બીજે દિવસે સવારે મ્હારી આંખ ઉઘડે તે પહેલાં જયંત મ્હારી પાસે આવીને બેઠો હતો. એ બહાર જઈ આવેલો જણાતો હતો અને પાછો મ્હને લઈને ઉપડવા માગતા હતો.

'મ્હેં સાઈકલ રાખવાનું ઠેકાણું તથા પેલું આંબાવાડીયું તપાસ્યાં છે. ચાલ હવે નટવર! તારે વાસ્તે દૂધ તૈયાર રખાવ્યુ છે, જરા જલદી કર નહિતો પછી તાપ થઈ જશે.'

એના ચહેરા પર ઉત્સાહ હતો અને પોતાનું કામ જલદી આટોપી લેવાની હૈયામાં ધગશ હતી. હું જલદી પરવાર્યો અને અમે બેઉ બહાર નીકળ્યા.

આંબાવાડીયુ છોડી અમે આગળ વધ્યા એટલે મેદાન વધુ ને વધુ સપાટ થતું લાગ્યું. કોઈ કોઈ ઠેકાણે કેરડા કે ચણીબોરનાં નાનાં મોટાં જાળાં સિવાય ભાગ્યેજ બીજાં ઝાડ કે ઝાંખરાં જણાતાં હતાં. એ રસ્તે પેલા બેઉ જણ નાસી છૂટયા હોય એ સંભવિત લાગતું હતું. થોડે દૂર ગયા એટલે ધનવિલાનું ભવ્ય મકાન જરા તરા નજરે પડતું હતું. જો પેલો પોરિયો નાસી છૂટયો હોય તો આ રસ્તે ઘર તરફ ગયા સિવાય ન રહે, અને એમ જાય તો કાંઇકે નિશાન જડયા સિવાય ન રહે. આગળ વહેળો હતો એટલે ત્યાં એનાં પગલાં પડયાં હોવાં જોઈએ; પણ એ સ્થળે પહોંચીને તપાસ કરવા છતાં એનાં કે હિંદી શિક્ષકનાં પગલાં અમને જડયાં જ નહિ. સેંકડો ઠેકાણે બકરાં ને ઘેટાંનાં પગલાં તથા ભરવાડનાં પગલાં પણ કોઈક જગ્યાએ જણાયાં પણ બીજું કાંઈ જડયું નહિ. ગાયોનાં પગલાં પણ દેખાતાં હતાં. એ સિવાય બીજું કાંઈ દેખાયું નહિ.

'ચાલો જરા આગળ.' જયંતે કહ્યું. આ વહેળે વહેળે આગળ વધીએ.' અમે જરા આગળ વધ્યા એટલે જયંતની નજર કાદવમાં ઉંડા ઉતરેલા એક લીસોટા પર પડી.

'આખરે આપણે ફાવ્યા!' હું બોલી ઉઠયો.

'એમ લાગે છે છતાં જોઇએ તો ખરા.' જયંત બોલ્યો અને પાસે જઈને જોવા લાગ્યો. એણે ડોકુ ધુણાવ્યું. આનંદને બદલે ચિંતાની રેખા એના વદન પર દેખાઈ.

'સાઇકલ ખરી પણ આપણે જોઈએ છીએ તે સાઇકલ નહિ. જૂદી જૂદી બેંતાલીસ જાતનાં સાઇકલોનાં ટાયરોનાં નિશાન મ્હને ખબર છે. આ નિશાન ડનલોપ ટાયરનું છે. મી. નંદાની સાયકલનું ટાયર **પામર્સ**નું હતું એ બાબત ગણિત શિક્ષક મી. **અ**મુલખરાયે મ્હને ધ્યાન રાખીને કહ્યું હતું. એટલે આ નિશાન મી. **નં**દાની સાયકલનું નથી.'

'ત્યારે પેલા છોકરાની સાઇકલનું હશે.' મ્હેં જણાવ્યું.

'એની પાસે સાઇકલ હતી એમ આપણે પુરવાર કરી શકીએ તો બનવાજોગ ખરૂં. પણ એ આપણે કમનસીબે પુરવાર કરી શક્યા નથી. આ નિશાન શાળા તરફથી આ બાજુ જનાર કોઇ સાયકલ વાળાનાં છે.'

'કે પછી શાળા તરફ જતાં પડેલાં છે?'

'ના બાપુ ના! આ જરા ઉંડું ઉતરેલું નિશાન પાછલા પૈડાનું છે એટલે એ શાળા તરફથી આ બાજુ જતાં પડેલાં છે. એ આપણી તપાસને લગતાં હોય કે ન હોય છતાં આપણે જરા આગળ તપાસી જોઈએ.

અમે એની પાછળ પાછળ ચાલ્યા પણ સો બસો વાર ગયા પછી સુકી જમીન આવી એટલે આગળ વધી શકાયું નહિ. એ નિશાન અદશ્ય થતાં હતાં. એટલે પાછા ફરીને આગળ વધ્યા. થોડે દૂર એનાં એજ નિશાન દેખાતાં હતાં પણ ઘણી જગ્યાએ એના પર ગાયોનાં પગલાં પડયાં હતાં. તે પછી બીજાં નિશાન ન હતાં. એ સાઇકલનાં નિશાન આંબાવાડિયા તરફ જતાં લાગતાં હતાં. અમે જરા આગળ ચાલ્યા અને જયંત વિચાર કરવા તથા જરા વિશ્રાંતિ લેવા બેઠો.

'એમ પણ બનવા જોગ છે **નટવર** !' થોડીવારે એણે કહ્યું. 'કે કોઈએ ઉંધે રસ્તે દોરવવા સાઇકિલનાં ટાયર બદલી પણ નાખ્યાં હોય ! એ વિચાર જેને આવ્યો હોય તેને મુબારકબાદી આપવી જોઈએ. એ વિચાર હાલ પડતો મુકી આપણે વહેળાની વધુ તપાસ કરીશું તો ઠીક થશે. હજી ઘણો ભાગ જોવાનો બાકી છે.'

અમે અમારી તપાસ આગળ વધારી. થોડીવાર પછી અમને અમારી ધીરજ અને ખંતનો બદલો મળી રહ્યો.

વહેળામાં થઈને પહેલાં જોઈ ગયા તેવોજ બીજો એક લીસોટો જતો હતો. એ જોઈને જ **જયંત** આનંદમાં આવી ગયો. તારના બંડલનું ગુંચળું ભાર દઈને ગબડાવ્યું હોય એવી નિશાની કાદવમાં પડેલી હતી. એ **જયંત**ના કહેવા મુજબ **પામર્સ**ના ટાયરનાં નિશાન હતાં.

'આ મી. **નં**દાની સાઇકિલ લાગે છે **નટવર** !' **જયંત** બોલી ઉઠયો. 'આપાણું અનુમાન બંધ બેસતું લાગે છે !'

'એ ખાતે તને ધન્યવાદ ઘટે છે. **જયંત** !'

'પણ હજી તો આપણે ઘણું શોધી કાઢવાનું બાકી રહે છે. ચાલો, આ જ્યાં દોરી જાય ત્યાં જઈએ. વખતે એ પણ બહુ દૂર જતું નહિ હોય !'

એ બાજુનો વહેળાનો વિભાગ ખુબ પથરાઈ ગયેલો હોવાથી ઠેક ઠેકાણે ખાબોચીયાં અને કાદવ હતો તેથી થોડે થોડે અંતરે અમને રસ્તો જડતો રહ્યો અને ઠીક ઠીક આગળ વધી શકયા.

'તને જણાય છે **નટવર** ! કે સાઇકિલ પર બેસનાર ખુબ જોસથી એને દોડાવી જતો હોવો જોઈએ. એમાં શંકાને સ્થાન જ નથી. આ જોયું. બેઉ ટાયર સ્પષ્ટ દેખાય છે. બેઉ બરાબર સરખાં ઉંડાં પડયાં છે. એ શું બતાવે છે ? બેસનારે પોતાના શરીરનો ભાર હૅન્ડલ પર પણ સારી રીતે નાખ્યો છે અને એમ કયારે કરે ? જ્યારે ખુબ જોસથી દોડવું હોય ત્યારેજ ! અરે બાપરે ! એ પડી ગયો લાગે છે !'

થોડે સુધી આડી અવળી વાંકીચુંકી લાઈનો હતી. પછી થોડાં પગલાં દેખાતાં હતાં અને આગળ પાછાં ટાયરનાં નિશાન શરૂ થતાં હતાં.

'બાજુએ પડયો લાગે છે!' મ્હેં એ જોઈને કહ્યું.

જયંતે ફુલની એક ડાળખી તોડી. એનાં પીળાં ફુલ પર લાલ, ઘેરા કીરમજી રંગના ડાઘ હતા. રસ્તા પર અને આજુબાજુ લોહીનાં ગડપચાં પડીને સુકાયાં હોય એમ લાગતું હતું.

'બહુ ખોટું થયું!' જયંત બોલી ઉઠયો. 'મામલો ગંભીર જણાય છે! નટવર! નકામાં પગલાં પાડી મુકીશ નહિ. જો આ શું દેખાય છે? એ ઘાયલ થઈને પડયો. ઉભો થયો. સાઇકલ પર ફરી ચઢયો અને આગળ વધ્યો. પણ બીજું નિશાન જ નથી! આ રસ્તે ઢોર કયાંથી? એને સાંઢીયાએ તો નહિ જ માર્યો હોય! તદ્દન અસંભવિત! ત્યારે બીજાં નિશાન કેમ જણાતાં નથી! ચાલો આગળ ધપ્યા જઈએ. નટવર! હવે આ ડાઘા અને ટાયરનાં નિશાન એમ બે સાધનો થયાં, એટલે હવે ભૂલા નહિ પડીએ.'

પણ અમારે ઘણે દૂર જવું ન પડયું. ટાયરનાં નિશાન ફંટાતાં લાગ્યાં. એકાએક મ્હારી નજર કોઈ ચળકતી ચીજ પર પડી. જાળામાં કંઈક ચળકતું હતું. અમે પાસે ગયા તો એ સાયકલ હતી એમ લાગ્યું. એને બહાર કાઢી. પામરનાં ટાયર હતાં, એક પેડલ વળી ગયું હતું, અને એનો આગળનો આખો ભાગ લોહીથી ખુબ ખરાડાયલો હતો. જાળાની એક તરફ એક ખાસડુ દેખાયું. અમે આગળ જઇને જાળાની બીજી બાજુ જોયું તો એ કમનસીબ સાયકલસવાર પડયો હતો. એ પુરતી ઉંચાઈનો, ભરજુવાન માણસ હતો. એના ચસ્માનો એક ગ્લાસ ભાંગી ગયો હતો. એના મૃત્યુનું કારણ માથામાં ખુબ જોસથી પડેલો એક સખત ફટકો હતો. એનાથી એની ખોપરી તુટી ગઈ હતી. એવો સખત ફટકો પડયા છતાં એ આટલે દૂર સુધી આવી શકયો એ એની સંપૂર્ણ તંદુરસ્તી અને પુષ્કળ શારીરિક શક્તિની સાબીતી આપનારી વાત હતી. એણે પહેરણ અને ધોતીયું

પહેર્યાં હતાં. માથે ટોપી પણ નહતી, તથા કોટ પણ નહતો. એ પેલો હિંદી શિક્ષક મી. નંદા હતો એમ અમે ખાત્રીપૂર્વક માન્યું.

જયંતે એનું શરીર તપાસીને જોયું. થોડી વાર સુધી એણે વિચાર કરી જોયો. અને એના એ વિચારોથી અમારી તપાસમાં ઘણી મદદ મળશે એમ મ્હને લાગ્યું.

'કોણે આ પગલું ભર્યું હશે એ જાણવું જરા કઠણ છે નટવર !' જયંતે કહ્યું 'પણ મ્હારો વિચાર આપણી તપાસ આગળ ધપાવવાનો છે, આપણે ઘણા મોડા છીએ અને એક મીનીટ પણ ગુમાવવી આપણને પોષાય એમ નથી. છતાં આ બાબતની આપણે પોલિસને ખબર આપવી જોઇએ, તથા આ ભાઈની દફનક્રિયાને લગતી ગોઠવણ પણ કરવી જોઇએ.'

'એ ગોઠવણ હું માથે લઉં છું.'

'પણ તારી તો મ્હારે ઘણી જરૂર છે. જરા થોભ. પેલો કોઈ લાકડાં કાપે છે એને બોલાવ તો. એને આપણે ડૉ. અલ્મોલા પાસે મોકલીએ.'

હું એ માણસને બોલાવી લાવ્યો અને જયંતે એને સમજાવીને ડો. અલ્મોલાપર ચીઠ્ઠી લઈને મોકલ્યો.

'હવે નટવર ! આપણે વિચાર કરીએ. બે નિશાન આપણને આજે જડયાં. એક તો પામર્સ સાઇકલનું અને એનું પરિણામ આપણે જોઇ ચૂકયા. બીજું ડનલોપનું એની તપાસ જેવી તેવી થઈ. વધુ તપાસ કરતા પહેલાં આપણે શું જાણીએ છીએ તે વિચારી જઇએ અને બીનજરૂરી વિગતો તારવી કાઢીએ.'

'પહેલાં તો પેલો પોરિયો પોતાની રાજીખુશીથી બહાર નીકળ્યો. એ બારીએથી ઉતર્યો અને આગળ ચાલ્યો; કાંતો કોઈની સાથે કે પછી એકલો. એ વાતતો બરાબર છેને ?'

મ્હેં ડોકું હલાવ્યું ને હા કહી.

'ઠીક, હવે આ સાહેબની હાલત જોઈએ. છોકરે નાસી જતી વખતે પુરતાં કપડાં પહેર્યાં હતાં એટલે શું કરતો હતો અને શું કરવાનું હતું એનું એને પુરૂં ભાન હતું પણ આ હિંદી શિક્ષક એમને એમ નિકળ્યો છે એટલે એને એકાએક નિકળવું પડેલું.'

'ખરી વાત છે.'

'તોપછી એ એમ કેમ નીકળ્યો ? કારણ કે એણે પોતાની બારીમાંથી કોઇ છોકરાને નાસતાં જોયો. એને પેલા છોકરાને પકડી પાડવાનો ને પાછો ઝાલી લાવવાનો હતો એટલે વખત ગુમાવ્યો પાલવે એમ ન હતું. એ ઝટ લઇને ઉતર્યો ને પોતાની સાયકલ લઇને પાછળ પડયો અને એમ કરતાં મૃત્યુને ભેટયો.'

'એમ લાગે છે ખરૂં.'

'હવે જરા વિચાર કરવા જેવી બાબતપર આવીએ. સ્વાભાવિક રીતે એવી રીતે નાસી જતા છોકરાને એની પાછળ દોટ મુકીને પકડી પાડવાનો હોય. અને એને પકડી પાડતાં વાર ન લાગે. પણ મી. નંદા એમ ન કરતાં સાયકલ લે છે. મ્હને મળેલી ખબર મુજબ એ બહુ સારો સાયકલીસ્ટ હતો. છોકરા પાસે નાસી જવા માટે બહુ ઉતાવળે જઈ શકાય એવું સાધન છે એવી ખાત્રી થયા સિવાય એ સાઇકલનો ઉપયોગ ન કરે એતો સમજાય છે ને ?'

'તો પછી બીજી સાયકલ હોવી જોઇએ.'

'આપણે વિચાર આગળ ચલાવીએ. શાળાથી પાંચ માઇલ દૂર એ મરણ પામે છે. ગોળી વાગવાથી નહિ એ ધ્યાન રાખવાની વાત છે નટવર ! કારણકે એટલો નાનો છોકરો પણ પિસ્તોલ ફોડી શકે. પણ મી. નંદાનું મરણ માત્ર એક જીવલેણ ફટકાથી થયું છે. એ ફટકો મારનાર મજબુત બાંધાનો ને શક્તિ સંપન્ન માણસ હોવો જોઇએ. એટલે એ છોકરાને નસાડવામાં એવા એક માણસનો હાથ હતો. અને એ નાસભાગ પણ ઘણી ત્વરીત હોવી જોઇએ કારણ કે એ લોકોને પકડી પાડતાં એક કુશળ સાયકલીસ્ટને પણ પાંચ માઇલ

દોડવું પડયું. પણ નટવર! આ બનાવ વાળી જગ્યાની આજુબાજુ જોઇએ છીએ તો શું દેખાય છે? ઢોરનાં થોડાંક પગલાં. બીજુ કાંઈ જ નહિ! મેં પચાસ વાર સુધી ચારે બાજુ જોયું પણ કંઈજ ન હતું. પેલા બીજા સાઇકિલીસ્ટનો આ ખૂનમાં હાથ લાગતો નથી. એ ભયંકર બનાવવાળા સ્થાનની એકકે બાજુ માણસનાં પગલાં બીલકુલ જણાતાં નથી!'

'જયંત! એ અસંભવિત જેવું નથી લાગતું?'

'ઠીક કહ્યું' એણે જવાબ આપ્યો. 'એમ લાગે એવું ખરૂં! હું કહું છું એ રીતે તો એમજ લાગે છે, એટલે હું કોઇ સ્થળે ભૂલ કરતો હોઈશ. એ બધુ તેં પણ જોયું છે એટલે તું કોઈ બીજુ અનુમાન કરી શકે છે?'

'એણે પડી જવાથી પોતાની ખોપરી તોડી નાખી હોય.'

'આવી નરમ કાદવવાળી જમીનમાં? નટવર!'

'તો તો બીજુ કાંઈ સમજાતું નથી!'

'છટ્ છટ્ આવા તો કંઇક કોયડા આપણે ઉકેલ્યા છે! આપણી પાસે પુષ્કળ વિગતો એકઠી થઇ છે. માત્ર એનો રીતસર ઉપયોગ જ કરવાનો છે. ચાલો, પામર્સ ટાયરે જે કહેવાનું હતું તે કહ્યું હવે ફરી પાછા ડનલોપને પુરૂ સમજી લઇએ.'

અને અમે પાછા પહેલાં હતા ત્યાં આવ્યા, જરા આગળ પાછળ તપાસ કરતા આગળ વધ્યા. અમને એનો છેડો ન જડયો. એ ઠેઠ ધનવિલા સુધી જઇએ તો પણ જડે નહિ એમ લાગ્યું. એની પાસે જ ચંદ્રનગર જતી સડક હતી એટલે એ ત્યાંથી આવવાનું અનુમાન થાય એમ હતું,

અમે ચાલતા ચાલતા પેલા અન્નપુર્ણાગૃહ નજીક આવી પહોંચ્યા. જયંત એકાએક પડતો પડતો મને વળગી પડયો. એને પગની ઘુંટીનું દરદ ઉપડી આવ્યું હતું અને એની શક્તિ હરાઈ જતી હતી.

ખોડંગતો ખોડંગતો એ પેલા **અન્નપુર્ણાગૃહના** દરવાજા નજીક મ્હારી સાથે આવ્યો. ત્યાં આગળ જ એક બાંધી દડીનો જાડો સરખો ચાળીસેક વરસની ઉંમરનો દક્ષિણી ગૃહસ્થ ઉઘાડે માથે હાફકોટનાં ખીસ્સાંમાં હાથ ઘાલીને ઉભો હતો.

'કાય મી. **રામચંદ્રરાવ પાટીલ**! કસા આહે!' જયંતે એને જોઈને પૂછ્યું.

'કોણ આહે તુમ્હી? માઝે નાંવ તુમ્હાલા કોણી સાંગીતલા?' પેલા ગૃહસ્થે જરા નવાઈ પામીને પૂછ્યું. એની આંખોમાં ખંધાઈ હોય એમ સ્પષ્ટ જણાતું હતું.

'તમારા માથા પરના પાટીયામાં એ લખેલું છે મી. **પાટિલ**! અને ઘરનો માલિક કાંઇ ઢાંકયો રહે છે! તમારી પાસે ગાડી-બાડીનું સાધન છે ખરૂં? **ભાઉ**!'

'માઝે જવળ નાહિ.'

'મારો પગ જમીન પર મુકાતો નથી.'

'જમીન પર નકો ઠેવા.'

'પણ ચલાતુ નથી–'

'તરી ઉડી મારા–કૂદકા મારો.'

મી૦ **પાટિલની** વર્તણુક ઘણીજ અસભ્ય હતી પણ જયંતે તે હસવામાં ઉડાવા માંડી.

'જુઓને મી. **ભાઉ**! હું જરા સકંજામાં આવી ગયો છું, બાકી મ્હને કાંઈ દરકાર નથી,'

'મ્હને પણ ક્યાં દરકાર છે?' **ભાઉએ** જવાબ દીધો.

'પણ કામ ઘણુંજ જરૂરી છે. જો તમે મ્હને તમારી સાઇકલ જરા વાપરવા દેશો તો તમને દસની નોટ આપીશ.'

**ભાઉની** આંખ ચમકી.

'તમારે ક્યાં જવું છે?'

'**ધનવિલામાં**.'

'સર સાહેબનું કામ હશે ?' બાડી આંખે અમારા સામે ટીકીને પૂછયું

જયંત હસીને બોલ્યો:

'અમને જોઇને એ નામદાર ખુશી થશે.'

'કેમ ?'

'કારણ કે અમે એમના ગુમાયલા દિકરાના સમાચાર લઇને જાઈએ છીએ.'

'કાય ? તુમ્હી તે કામગીરી પર આહે ?'

'હાજી. છેલ્લી લાલપુરમાં એની ભાળ મળી હતી. થોડા વખતમાં એ અહીં આવી જવો જોઈએ.'

વિજળીની ઝડપે એના ચહેરા પર કંઇક ફેરફાર થઈ ગયો. એ તરતજ અમારી સાથે નરમાશથી બોલ્યો:

'મ્હારે એમની સાથે વેર ઝેર નથી. ઉલટો એમણે મ્હને કોઈ ભામટા ભુટ્ટાચોરનું કહેવું માની કાઢી મૂકયો હતો! પણ એમનો દિકરો લાલપુરમાં જડયો સાંભળી હું ઘણો ખુશી થયો છું. એ ખબર ધનવિલામાં પહોંચાડવા તમને જરૂર મદદ કરીશ.'

'મોટી મહેરબાની થઈ! મ્હારા સાહેબ! પણ પહેલાં જરા નાસ્તા પાણીની ગોઠવણ કરી આપશો તો મહેરબાની થશે! પછીથી સાઇકલ આપજો,'

'પણ મારી પાસે સાઇકલ નથી.'

જયંતે દસની નોટ ધરી.

'મી ખરાચ સાંગતો. માઝે જવળ સાઈકલ નાહિ. પાહિજે તર તુમ્હાલા દોન ઘોડે દેતो.'

'ખરા, ખરા,' જયંતે કહ્યું. 'જરા નાસ્તાની ગોઠવણ કરો ભાઉ! આપણે પછી વાત કરીશું.'

અમને એક ખંડમાં મુકીને મી. ભાઉ ગયા કે તરતજ જયંતના પગની ઘુંટીનું દરદ એકદમ ઓછુ થઈ ગયું. રાત પડવા આવી

હતી અને સવારના પહોરમાં બહાર નીકળ્યા પછી કાંઈ ખાધુ ન હતુ એટલે ભૂખ ખૂબ લાગી હતી. ખાવાનું આવ્યુ અને અમે એને બરાબર ન્યાય આપ્યો. ખાતાં ખાતાં પણ એક બે વાર **જયંત** વિચારમાં પડી ગયો અને ઉઠીને બારીએ જઇ આવ્યો. એક વાર તો ત્યાં ઉભા રહીને આજુબાજુ ધ્યાન દઇને નજર પણ કરી. એની પાસે વાડો હતો અને એક બાજુ આધે કોઢ હતી. બીજી બાજુ તબેલો હતો. ખાઇ રહીને પાછો **જયંત** એજ બાબત વિચાર કરતો હતો તેમાંથી એકાએક ઉઠયો અને બોલ્યો:

'અરે ભલા **ભ**ગવાન! **નટવર**! હવે સમજાયું! એમજ હોવું જોઈએ. ત્હને ગાયોનાં પગલાં જોયાનું યાદ છે ને **નટવર**!'

'હારે! ઘણાંય.'

'ક્યાં?'

'બધેય. વહેળામાં, રસ્તે અને વળી પેલો મી. **નંદા** ઘાયલ થયો ત્યાં પણ.'

'બરાબર છે, હવે **નટવર**! **આટલુ** બધુ રખડયા પણ એકકે ગાય તેં જોઈ?'

'જોયાની ખબર નથી.'

'એ નવાઈ જેવું નથી? **નટવર**! કે ગાયોનાં અનેક પગલાં આપણે આખે રસ્તે જોઇએ છીએ છતાં ગાય જણાતીજ નથી?'

'હાસ્તો, નવાઈ જેવું તો ખરૂં.'

'હવે **નટવર**, જરા યાદ કર, એ પગલાં તને બરાબર યાદ છે?'

'હા, ધ્યાન છે ખરૂં.'

'જો એ આમ હતા, **નટવર**!' એમ કહીને **જયંતે** કાંકરા ગોઠવ્યા. : : : : 'અને કેટલીક વખત આમ હતા : · : · અને આમ પણ ·.·.·. એ ત્હને યાદ છે?'

'બરાબર યાદ નથી.'

'પણ મ્હને છે. એ હું સોગંદ ખાઈને કહી શકુ એમ છું. છતાં આપણે ફુરસદે જઇને એ બાબતની ફરીથી ખાત્રીથી કરી લઇશું. એ વિષે અનુમાન ન કરી શકયો એ પણ મ્હારીજ મુર્ખાઇને ?'

'અને હવે શું અનુમાન બાંધે છે ?'

'કે એ ગાયો બહુ નવાઈ જેવી છે કે જે ચાલે છે, દોડે છે. કુદે છે અને ઠેકડા મારે છે. આ જાતની યુક્તિ શોધનારને ધન્યવાદ આપવો જોઇએ. એ કાંઇ જેવા તેવા ભેજાનું કામ નથી ! પેલા પોરિયા સિવાય જુએ એવું કોઇ નથી. ચાલો જરા આમ ઉતરીને જોઇએ તો ખરા.'

અમે બારી વાટે વાડામાં ગયા. ભાંગ્યા તૂટયા તબેલામાં બે તાજા ઘોડા બાંધેલા હતા. જયંતે એકનો પાછલો પગ ધીરેથી પકડીને ઉંચકી જોયો. જોઇને ખડખડાટ હસી પડયો.

'જૂના નાળ પણ ફરી જડયા લાગે છે! નાળ જૂનાને ખીલા નવા! એ પણ નવાઇ જેવું નથી લાગતુ? નટવર! ચાલ પણે જઇએ તો ખરા !'

અમારી દરકાર કર્યા સિવાય પેલો છોકરો પોતાનું કામ કર્યે ગયો. જયંતની ચકોર નજર આમતેમ ફરતી હતી. એકાએક પાછળ કોઇનો અવાજ સંભળાયો અને અમે જોયું તો રામચંદ્રરાવ ગુસ્સે થઇને અમારી સામે જોતો ઉભો હતો.

એના હાથમાં લોખંડની મજબુત લાકડી હતી. એ એણે એવી અપમાનજનક રીતે અમારી સામે ધરી કે મ્હને મારા ખીસ્સામાં હાથ નાખવાની અને રીવોલ્વર પકડવાની ફરજ પડી.

'કાય બાબા! ઇથે કાય કરતાત ?' એણે મોટેથી પૂછયું.

'કેમ ભાઉ ! ગભરાવો છો કેમ ! અમે તો તમારો વાડો જોતા હતા' જયંતે હસીને જવાબ આપ્યો.

ભાઉ જરા ખમચાયો અને મોઢા પર ખોટુ ખોટુ સ્મિત લઈ આવ્યો. એના ગુસ્સા કરતાં પણ હસવું ઉલટું ખરાબ લાગતું હતું.

'ભલે, ભલે જુઓને પણ મીસ્તર, મલા હે રીત અગદી પસંદ નાહી! માઝી રજા સિવાય ઇથે ગેણ્યાચી તુમચી રીત વાઈટ આહે! આતા તુમ્હી ખુશાલ જા.'

'અરેબાવા! એટલા બધા ગરમ ન થઇ જઇએ!' જયંતે કહ્યું 'અમે તો જરા ઘોડા જોતા હતા પણ કંઈ નહિ, છેવટે ધીરે ધીરે હું ચાલી શકીશ. બીજું શું? ખરુંને નટવર!'

'હાસ્તો.'

'અને ધ્રુનવિલા કાંઈ દૂર નથીને?'

'દોન માઇલ અસેલ ફાર લાંબ નહિ.' એમ કહીને અમે બહાર નીકળી રસ્તે પડયાં ત્યાં સુધી **ભાઉ** અમારા પર નજર રાખતો ઉભો રહ્યો.

અમે બહુ દૂર ન ગયા. રસ્તાનો વળાંક આવ્યો એટલે જયંત એકદમ ઉભો રહ્યો અને બોલ્યો:

'હવે આગળ જવાની જરૂર નથી, **નટવર**! આપણે ત્યાં ઠીક તાજા થયા. હવે એ જગ્યા છોડી જઇએ એ ઠીક નથી લાગતું.

'મ્હને પણ કંઇક શંકા થાય છે કે આ મી૦ **ભાઉ** બધીવાત જાણતો લાગે છે. એ બડો ખંધો અને હરામખોર માણસ જણાય છે.'

'એમ બાબત છે! તારો પણ એવો અભિપ્રાય બંધાય છે? એની પાસે ઘોડા છે ને કોઢ છે. એ જગ્યા નજર રાખવા જેવી ખરી. હો! આપણે ફરીથી એની મુલાકત લેવી જોઇશે.'

એની નજીક ડુંગરી હતી અને જમીન બધી પથ્થરીઆ હતી અમે બાજુએ ફર્યા ને ડુંગરી પર ચઢવા લાગ્યા. ધ્રુનવિલા તરફ નજર કરી તો એક સાઇકલીસ્ટ પૂરપાટ પોતાની સાઈકલ દોડાવતો આવતો જોયો.

'નીચે બેસ, **નટવર**!' કહીને જયંતે મારો ખભો દાબ્યો, અમે નીચે બેઠા એટલામાં પેલો માણુસ પૂર ઝડપે અમારી નજીક સડક

પર સાઇકલ દોડાવી ગયો. ધૂળના ગોટાની અંદર એ પાતળો અને ઉંચો માણસ હોય એમ મ્હને લાગ્યું. એનું મોઢું ખુલ્લુ હતુ અને આંખો ફાટેલી હતી. મી૦ કાન્તિલાલ—સર સાહેબના ખાનગી મંત્રીનું કોઇએ હાસ્યરસિક ચિત્ર દોર્યું હોય એવો એનો દેખાવ હતો. એને હજી કાલે રાત્રેજ જોયો હતો એટલે ચહેરો બરાબર યાદ હતો.

'સરસાહેબનો ખાનગી મંત્રી!' જયંતે મ્હને કહ્યું. 'ચાલ નટવર, જોઇએ તો ખરા કે એ શું કરે છે?'

અમે કૂદતા કૂદતા ડુંગરીપર આગળ વધ્યા. એક પથ્થર પરથી બીજાપર ને બીજાપરથી ત્રીજાપર. પછી એવી જગ્યાએ બેઠા કે જ્યાંથી અન્નપૂર્ણાગૃહનું દ્વાર બરાબર દેખાય. પેલી સાઇકિલ બારણા પાસે ભીંતને અઢીંગીને રાખેલી હતી. મકાનમાં કોઈ આમતેમ ફરતુ ફરતુ દેખાતુ ન હતુ, કે બારીએ પણ કોઇ દેખાતુ ન હતુ. ધીરે ધીરે અંધારૂ થતુ ગયું અને અમે ધનવિલા તરફથી બે દિવા આ તરફ આવતા જોયા. થોડી વારે ઘોડાની ખરીઓ સંભળાઈ, અને બહુ ઝડપથી એક ગાડી આવી.

'એ ઉપરથી શું ધારે છે? નટવર!' જયંતે મ્હને પૂછ્યું.

'કોઇ નાસી જતું હોય એમ લાગે છે.'

'એ ગાડીમાં એકજ માણસ હતો. એ કાન્તિલાલ તો નથી કારણકે એતો પણે ઉભો છે.'

અંધારામાંથી લાલ લાઇટ દેખાઈ અને કાન્તિલાલ બહાર દેખાયો. એ કોઇની રાહ જોતો હોય એમ લાગ્યું. અને થોડીવારે બીજુ કોઈ આવ્યું. બારણાં બંધ થયાં અને બહાર અંધકાર છવાઇ રહ્યો. થોડીવાર પછી પહેલા માળના આગલા ખંડમાં અજવાળુ થયું.

'આ અન્નપૂર્ણા ગૃહમાં કોઈ ભેદી બનાવ બનતો લાગે છે! નટવર!' જયંતે જણાવ્યું.

'બનાવજોગ છે. એનું હોટલ પેલી બીજી બાજુ છે એટલે આ તરફ શું થાય છે એ ભાગ્યેજ કોઇને ખબર પડે.'

'ખરી વાત છે. આતો ખાસ અલગ રાખેલી જગ્યા છે. આ વખતે અને એવે ઠેકાણે પેલો કાન્તિલાલ ત્યાં શું કરી રહ્યો છે? એને ત્યાં કોણ મળવા આવ્યું છે? ચાલ, નટવર, જરા જોખમ તો છે પણ એ ખેડીને આપણે એટલી તપાસ તો કરવીજ જોઇએ.'

અમે બેઉ નીચે ઉતર્યા અને લપાતા છૂપાતા દરવાજા નજીક જઈ પહોંચ્યા. સાઈકલ હજી ભીંતને અઢીંગીને રાખેલી પડી હતી. જયંતે દિવાસળી સળગાવી એનાં ટાયર જોઇ લીધાં. એ ડનલોપ ટાયર હતાં. અમારી ઉપરની બારીમાંથી પ્રકાશ પડતો હતો.

'મ્હારે સ્હેજ ડોકીયુ કરી લેવું છે, નટવર! તું જરા નમીને ભીંતને અઢીંગી ને ઉભો રહે તો હું તારા ખભાપર ચઢીને ડોકીયુ કરી લઉં.'

મ્હેં એમ કર્યું અને એના પગ મ્હારા ખભાપર ટેકાયા. એણે જરાક ડોકીયું કર્યું અને નીચો બેસી ગયો.

'ચાલ દોસ્ત, ચાલ' એણે કાનમાં કહ્યું. 'આપણો શુકરવાર વળી ગયો. આપણું કામ પતી ગયું. ચાલ હવે. શાળાનું મકાન ઘણું દૂર છે એટલે જેટલા જલદી નીકળીશું તેટલા વહેલા પહોંચી જઈશું.

એણે રસ્તે જરા પણ વાત ન કરી. અમે મેદાન વટાવી શાળાની નજીક થઇને માણેકપુર સ્ટેશને ગયા પણ એક અક્ષરેય એ ન બોલ્યો. એણે સ્ટેશને જઇ થોડાક તાર કર્યા. રાતના મોડેથી એને ડૉ. અલ્મૌલાને આશ્વાસન આપતાં મ્હેં સાંભળ્યો. એ બિચારાને હિંદી શિક્ષકના ભેદી ખૂનથી ઘાણું લાગી આવ્યું હતું. પછી એ મ્હારા ખંડમાં આવ્યો ને કહેવા લાગ્યો: 'બધુ ઠીક ચાલે છે, નટવર! અને જો પ્રભુકૃપા હશે તો કાલે સાંજ સુધીમાં આપણે આ ભેદ ઉકેલી મુંબાઈ પાછા ફરી શકીશું.'

બીજે દિવસે સવારે અમે બેઉ જણ ધનવિલામાં ગયા. અમને એના ભવ્ય દિવાનખાનામાં આવકાર આપી બેસાડવામાં આવ્યા. સરસાહેબનો ખાનગી મંત્રી કાન્તિલાલ અમારી પાસે આવ્યો. કાલે રાત્રે એના ચહેરા પર જોયેલાં ભયનાં ચિન્હો હજી પણ દેખાતાં હતાં.

'આપ સરસાહેબને મળવા આવ્યા છો? હું ઘણો દિલગીર છું પણ વાત એમ છે કે એ નામદારની તબીઅત નાદુરસ્ત છે! ગઇ-કાલના સમાચારથી એમને ઘણોજ આઘાત થયો છે. તમારી એ શોધ વિષે ડૉકટર સાહેબે કાલે ખબર મોકલાવી હતી.'

'પણ મ્હારે એમને મળવું જ પડશે મી. કાન્તિલાલ!'

'પણ એ એમના ખંડમાં છે–'

'તો હું ત્યાં જઇશ.'

'હું ધારું છું કે એ સુતા હશે.'

'હરકત નહિ.'

'જયંતના જવાબથી કાન્તિલાલની ખાત્રી થઈ કે એની સાથે વાદ કરવો નકામો છે એટલે બોલ્યોઃ

'બહુ સારૂ મી. જયંત, આપ અહીં આવ્યા છો એ વિષેની હું એ નામદારને ખબર પહોંચાડુ છુ.'

અર્ધોએક કલાક રાહ જોવરાવીને એ નામદાર પધાર્યા. એમનો ચહેરો નખાઈ ગયો હતો. પરમદિવસે જોયા તેમાં અને આજના દેખા-વમાં આસમાન જમીનનો ફરક પડેલો જણાતો હતો. અમને એમણે માનભર્યો આવકાર આપ્યો અને પોતે પોતાના ટેબલ આગળ બેઠા.

'બોલો, મી. જયંત!–' એમણે શરૂઆત કરી.

જયંતની નજર એમના ખાનગી મંત્રી પર ઠરેલી હતી. એ પોતાના શેઠની બાજુએ ઉભો હતો.'

'જો આપ નામદાર ને હરકત ન હોય તો–'

'ભલે, ભલે, તમે જાઓ કાન્તિલાલ, બોલો મી. જયંત! તમારે શું કહેવું છે?'

કાન્તિલાલ બહાર ગયો અને બારણું બંધ થયું ત્યાં સુધી જયંત થોભ્યો.

'વાત એમ છે નામદાર! કે મ્હારા મિત્ર ડૉ. નટવરને અને મ્હને ડૉ. અલ્મૌલાએ ખાત્રી આપી હતી કે આ કેસમાં આપ નામદારે

ઇમામ આપવાનું જાહેર કર્યું છે. એ હકીકત બરાબર છે એમ આપની પાસેથી મ્હારે જાણવું છે.'

'એ વાત ખરી છે મી૦ જયંત!'

'અને એ ઇનામના, જે કોઇ માણુસ આપનો પુત્ર ક્યાં છે તે બાબત ખરી ખબર આપે તેને આપ સાઠ હજાર રૂપીઆ આ-પવાના છો.'

'એમજ.'

'અને બીજા પંદર હજાર જે કોઇ માણુસ આ કામમાં કોનો હાથ છે અને કોના કબજામાં આપનો પુત્ર છે એ કહે તેને આપ-વાના છો.'

'બરાબર છે.'

'બીજા ઇનામમાં એને કોણ લઇ ગયું તથા અત્યારે એ કોના કબજામાં છે એ વિષેની ખબર આપવાનો સમાવેશ થાય છે.'

'હા બાપુ!' અધીરાઇથી સરસાહેબે કહ્યું. 'જો તમે તમારૂં કામ બરાબર કરશો મી. જયંત! તો તમારે પૈસા સંબંધી ફીકર કરવા કરવા જેવું નહિ રહે.'

'આપ નામદાર કૃપા કરીને પેલી ચેકબુક લઇ પંચોતેર હજારનો ચેક લખી આપશો તો મહેરબાની થશે. ક્રૉસ ઑાર્ડર હશે તો પણ ચાલશે.'

સરસાહેબ જરા ટટાર થયા અને મ્હારા મિત્ર સામે ધ્યાન દઈ જોઈ રહ્યા.

'આ શી મશ્કરી કરવા માંડી છે મી. જયંત! આ તે કાંઈ બનાવવાનો વખત છે?'

'હું ખરૂં કહું છું નામદાર. મ્હારી વાત મ્હેં ગંભીરતાથી જ કહી છે.'

'એટલે તમે શું કહેવા માગો છો?'

'હું એમ કહું છું કે એ ઈનામો મ્હને મળવાં જોઇએ. આપનો પુત્ર કયાં છે અને એ કોના કબજામાં છે તે હું જાણું છું.'

સર સાહેબનું મ્હોં ફીકકુ પડી ગયું.

'કયાં છે ?'

'એ ગઈ કાલે રાત્રે, અહીંથી બે માઇલ દૂર, અન્નપૂર્ણાગૃહમાં હતો અને અત્યારે પણ ત્યાંજ હોવો જોઇએ.'

સરસાહેબ સફેદ પૂણી જેવા થઈ ગયા.

'અને તમે કોને ગુન્હેગાર ઠરાવો છો ?'

જયંતનો જવાબ અજબ હતો. એ આગળ વધ્યો ને સરસાહેબને ખભે હાથ લગાડી બોલ્યોઃ 'આપ નામદારને, હવે કૃપા કરી પેલો ચેક લખી આપવાની તસ્દી લેશો.'

એ વખતનો સરસાહેબનો ચહેરો ભૂલી જવાય એવો ન હતો. એ હજી મ્હારી આંખ આગળ દેખાયા કરે છે. થોડીવાર સુધી તો બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહ્યા.

'કેટલે સુધી તમને ખબર છે ?' એમનુ માથુ નીચે નમાવેલુ હતુ તે બીલકુલ ઉંચકયા સિવાય છેવટે એમણે પૂછયું.

'કાલે રાત્રે તમને બેઉ જણને મ્હેં જોયા.'

'તમારા મિત્ર સિવાય બીજું કોઈ જાણે છે ?'

'મ્હેં કોઈને વાતજ નથી કરી.'

સરસાહેબે હોલ્ડર હાથમાં લીધુ અને ચેકબુક ઉઘાડી.

'મ્હારા કહ્યા મુજબ હું તમને રાજી કરીશ મી. જયંત ! તમે આપો છો તે ખબર મને રૂચિકર હોય કે અરૂચિકર હોય તો પણ, જ્યારે મ્હેં એ વાત ડૉ. અલ્મૌલાને કરી ત્યારે ઇનામ આપવાનો પ્રસંગ ઉપસ્થિત થશે જ નહિ એવી મ્હારી ખાત્રી હતી. આપના બન્ને જણ પર વિશ્વાસ તો રાખી શકું ને ?'

'એ જરા આપ સ્પષ્ટતાથી કહેશો તો આભાર થશે.'

'હું એમ કહું છું મી. જયંત! કે જો આપ બે જણુજ આ વાત જાણો છો તો ત્રીજાને કાને જવા દેવાની શી જરૂર છે? હું ધારૂં છું કે મ્હારે આપને દોઢલાખનો ચેક આપવો જોઈએ. ખરૂં ને?'

જયંતે હસીને ડોકું હલાવી ના કહી.

'એમ એ દબાવી દેવાય એવું નથી નામદાર! પેલા શિક્ષકના ખૂન વિષે વિચાર કરવાનો બાકી રહે છે.'

'પણ કાન્તિને તો એની ખબરેય નથી. એને માટે એ ઓછો જ જોખમદાર છે? કમનસીબે એણે રોકેલા પેલા ભામટાનું એ કામ હતું,'

'બનવા જોગ છે. પણ નામદાર, જ્યારે એક માણસ એક કામ કરે અથવા કરાવે છે ત્યારે એને અંગે થયેલા ગુન્હાનો જોખમદાર તો તેજ ઠરે છે. સીધી નહિ પણ આડકતરી રીતે; કાયદાની રીતે નહિ તો નૈતિક દૃષ્ટિએ.'

'નૈતિક દૃષ્ટિએ બરાબર છે મી. જયંત! પણ કાયદાની નજરે વાત જૂદી છે. જે ખૂન વખતે એક માણસ હાજર પણ ન હોય અને એ કૃત્યને એ ખરા હૃદયથી ધિક્કારતો હોય તે ખૂન બદલ એક માણસને ભાગ્યે જ ગુન્હેગાર ઠરાવી શકાય. જેવી એણે એ વાત સાંભળી તેવોજ એ મારી પાસે આવ્યો અને ખરા જીગરથી એકરાર કર્યો. અને એની સાથેનો સંબંધ તોડવાને એણે વાર પણ ન લગાડી. મી. જયંત! તમે એને બચાવો. મ્હારે ખાતર પણ તમારે એને બચાવવો પડશે.' એમનો ચહેરો દયાર્દ્ર થઇ ગયો હતો અને લાગણીઓ પરનો કાબુ જતો રહ્યો હતો. થોડીવારે જરા સ્વસ્થ થઈને એમણે જણાવ્યું: 'તમે સીધા મ્હારી પાસે જ આવ્યા એ બાબત તમને ધન્યવાદ આપુ છું. બીજું કાંઇ નહિ તો આપણે આ વાત કેટલી ટુંકી કરી શકીએ એ વિષે તો તમે સલાહ આપી શકો ખરા ને?'

'જરૂર.' જયંતે જવાબ આપ્યો.' અને એ આપ ખુલ્લા દિલથી બધી હકીકત કહો અને હું પણ કેટલી વાત મ્હને ખબર છે કે મ્હેં શાં પગલાં છે તે કહું તો જ બની શકે. મ્હારાથી બનતી મદદ હું આપ નામદારને આપીશ. પણ તે કરતા પહેલાં આપે સંપૂર્ણ હકીકત અને ચાલુ પરિસ્થીતિ શી છે તે કહેવું પડશે. હું ધારૂં છું કે આપ આપના ખાનગી મંત્રી મી. કાન્તિલાલ માટે કહો છો ખરૂં ને કે એ પોતે ખૂની નથી ?'

'હાજી. ખૂની તો નાસી ગયો છે.'

જયંત હસ્યો.

'આપ નામદારે મ્હારા નામ કે કામ વિષે બહુ ઓછુ સાંભળ્યું લાગે છે નહિતર એવી કલ્પના પણ ન કરત. મ્હને થાપ આપીને નાસી જવુ સહેલુ નથી. ગઇ કાલે રાત્રે અગીઆર વાગે મ્હારી સૂચનાથી મી૦ રામચંદ્રરાવ પાટિલને ચંદ્રનગરની પોલિસે સ્ટેશન પરથી પકડયો છે. એ બાબતની ખબર આજે સવારમાં જ મને તારથી મળી ગઈ છે.'

સરસાહેબે ખુરસીની પીઠ પર માથુ નાખી દીધુ અને જયંત તરફ તાકીને અજાયબીથી જોઈ રહ્યા.

'તમારી શક્તિ અલૌકિક લાગે છે !' એમણે પછીથી કહ્યું. 'ત્યારે પાટિલ પકડાઈ ગયો ! જો એનાથી કાન્તિને નુકસાન ન થતું હોય તો એ ખબર સાંભળીને મ્હને ખરેજ, આનંદ થાય એમ છે.'

'આપના ખાનગી મંત્રી ?'

'નાજી. મ્હારો દિકરો.'

હવે જયંતનો અજાયબ થવાનો વારો આવ્યો.

'હું કબુલ કરૂં છું કે એ બાબત મ્હને ખબર નથી. આપ હવે ખુલાસા વાર કહેશો તો આભાર થશે.'

'હું તમારાથી કંઈ જ નહિ છૂપાવું. ખુલ્લા હૃદયની વાત સિવાય ગુંચનો નિકાલ ન થાય એ આપની વાત બરાબર છે. મ્હારી જુવાનીમાં હું એક જણને હૃદયના ખરા પ્રેમથી ચાહતો હતો. મ્હેં એ બાઈને પરણવાની સૂચના કરી પણ એણે એવા લગ્નથી મ્હારી જીંદગી બગડશે કહીને ના પાડી. એ કૂળવાન ન હતી અને એને પરણવાથી એવી પરિસ્થીતિ ઉભી થાય એ સંભવિત હતું. જો એ જીવી હોત તો હું ભાગ્યેજ પરણત. એ મરણ પામી અને અમારા પ્રેમના ફળરૂપ એક પુત્રને મુકતી ગઈ. એના સ્નેહના સ્મરણાર્થે મ્હેં એને ઉછેર્યો અને એની સંપૂર્ણ કાળજી રાખી. દુનિયાને હું એનો બાપ છું એમ ભાગ્યેજ કહી શકું એવી સ્થીતિ હતી, પણ મ્હેં એને ઉંચી કેળવણી આપી, અને પુખ્ત ઉમરનો થયો ત્યારથી મ્હારી પાસેનો પાસે રાખ્યો. કોઇ પણ રીતે એ મ્હારી ખાનગી વાત જાણી ગયો અને ત્યારથી એ મ્હારો પુત્ર હોવાનો દાવો કરવા લાગ્યો તથા જગતને જે અપરિચિત હતું તે મ્હારૂં ગુપ્ત રહસ્ય ખુલ્લું કરવાની મ્હને ધમકી આપવા લાગ્યો. એની હાજરીથી મ્હારા આ દિકરાને ખમતુ પડતુ હતું. ખરી રીતે એ એને–મારા કાયદેસરના વારસને ધીક્કારતો હતો. તમને એમ લાગશે કે આ જાણવા છતાં કાન્તિને મ્હેં કાઢી મુકવાને બદલે શા માટે ઘરમાં રહેવા દીધો ? પણ વાત એમ છે કે એના ચહેરામાં, ચાલ ચલણમાં અને અવાજમાં એની મરનાર માતાની એટલી બધી છાપ હતી કે એને નજર આગળથી દૂર કરવાની કે કાઢવાની મ્હારી છાતી ચાલતી નહિ. મ્હારી એ નબળાઈ પણ એ પામી ગયો હતો. મ્હને વહેમ હતો કે એ મનમોહનને કંઈ નુકસાન કરી બેસશે અને એ હિસાબે મ્હેં એને ડૉ. અલ્મૌલાની શાળામાં મોકલી આપ્યો.

'કાન્તિ પેલા પાટિલના સંસર્ગમાં આવ્યો. એ માણસ ઘણો પાજી અને દૂષ્ટ છે. એણે કાન્તિને ભોળવ્યો અને કબજામાં લીધો.

કાન્તિ બની ગયો. એણે મનમોહનને છુપાવવાનો વિચાર કર્યો તેમાં પેલા એ મદદ આપી. તમને યાદ હશે કે મ્હેં મનમોહનને છેલ્લો કાગળ લખ્યો હતો. કાન્તિએ તે ઉઘાડીને એમાં એક ચીઠ્ઠી મુકી દીધી. એ ચીઠ્ઠીમાં એણે શાળાની પાસેની આંબરાઇમાં એને મળવા બોલાવ્યો હતો. એણે લેડીનું નામ લખ્યું હતું અને એ મળવાની ગોઠવણ કરતાં હતાં એમ જણાવ્યું હતું. મનમોહન ભોળવાયો અને સાંજે જ્યારે કાન્તિ સાઇકલ પર બેસીને આંબાવાડિયા સુધી ગયો ત્યારે મળી ગયો. એણે એને સમજાવ્યું કે લેડીની ઇચ્છા મનમોહનને મળવાની હતી એટલે એ મેદાનમાં આવશે. અને રાતના બારેક વાગ્યે પોતાના એક ઘોડેસવારને ઘોડો લઇને મોકલશે. મધરાતે મનમોહને છાનામાના આંબાવાડિયા સુધી આવવુ એટલે પેલો માણુસ એને લેડી પાસે લઇ જશે એવી ગોઠવણુ કરી. મનમોહન બિચારો ફસાઇ ગયો. એ વખતસર આવ્યો અને પાટિલ ઘોડો લઇ ઉભો રહ્યો એટલે એની સાથે ચાલી નીકળ્યો. બેઉ જણે ઘોડા મારી મૂક્યા. એમ લાગે છે કે, જો કે કાન્તિએ તો, એ કાલેજ સાંભળ્યુ પણુ —એમની કોઇએ પૂઠ પકડી, અને પાટિલે એને રાંઢાદી ફટકો લગાવ્યો જેથી એ મરી ગયો. એ મનમોહનને એના મકાનમાં લઇ આવ્યો અને ઉપલે માળે રાખ્યો અને એની બૈરીને એની સરભરા કરવાનું સોંપ્યું.

'એ દિવસ પર આપણે મળ્યા ત્યારે એ સ્થીતિ હતી. ખરી વાતની મ્હને પણુ ખબર ન હતી. આ કામમાં કાન્તિનો શો ઇરાદો હશે એ કદાચ તમે પૂછશો એનો જવાબ એ છે કે જે તિરસ્કાર હું સાધારણુ સમજતો હતો તે એવો નહતો. એનો વિચાર મ્હારી મિલકતના એકલા વારસ અને માલિક થવાનો હતો. પણુ એને એમ થતાં અટકાવનારા કાયદાને એ ધિક્કારતો હતો. એની એમ પણુ ઇચ્છા હતી કે હું મનમોહનને કોઇપણુ કારણુ સર મ્હારા વારસામાંથી બાતલ કરૂં, એમ કરવું એ મ્હારી ઇચ્છાની વાત હતી અને કોઇપણુ હિસાબે

સીધી રીતે નહિ તો આડકતરી રીતે એ એવુ પગલુ મારી પાસે ભરાવવા માગતો હતો. એની ખાત્રી હતી કે એની સામે રાજીખુશીથી હું પોલિસને બોલાવીશ નહિ, કે તેની મદદ માગીશ નહિ. આ બધા એના વિચારો હતાને એણે કઇંક મનસુબા કરી રાખ્યા હતા પણ એમાંનું કાંઇપણ અમલ મુકવાનો વખત આવ્યો નહિ.

'એની બધી આશાઓ અમ મુરાદો તમારી પેલા શિક્ષકના ખૂનની શોધથી ભાગી પડી. એ વાત સાંભળતાંજ એ ગભરાઇ ગયો. કાલે બપોરે એ સમાચાર **અલ્મૌલા**એ મોકલ્યા. એનો ચહેરો જોઇને મ્હારી શંકા તાજી થઇ અને એ કામ એણે કર્યું માનીને મ્હેં એને ઉધડો લીધો. પછી એણે બધી વાત મ્હારી પાસે કબુલ કરી. અને એ વાત ત્રણ દહાડા સુધી છૂપાવવાને આજીજી કરી. એ ત્રણ દિવસમાં પેલો **પાટિલ** દૂર દેશાવર ચાલ્યો જાય અને એની જીંદગી બચી શકે. દરવખતે હું હા પાડતો તેમ મ્હારે હા પાડવી પડી. અને તરતજ એ **અન્નપુર્ણાગૃહ** તરફ પેલાને ચેતાવવા તથા વાટ ખરચી આપવા દોડયો. દિવસને વખતે એવા સ્થાનમાં હું જઊં તેથી વાત થયા સિવાય ન રહે એટલે મ્હારે રાત પડતા સુધી થોભવુ પડયું. રાત પડી કે **મન**મોહનને જોવા હું ત્યાં દોડી ગયો. મ્હેં એને સહી સલામત જોયો પણ એ બિચારો બહુજ ગભરાઇ ગયો હતો. મ્હારી મરજી વિરૂદ્ધ, **કાન્તિ**ને આપેલા વચન મુજબ એ ભયંકર સ્થળે ત્રણ દિવસ વધારે વખત રાખવાનો મ્હારે નિર્ણય કરવો પડયો. એ વાત બહાર પડાય એવી ન હતી. કારણ કે **પાટિલ** પકડાય તો એ **કાન્તિ**ને ગુન્હેગાર ઠરાવ્યા સિવાય ન રહે અને કાન્તિ ગુન્હેગાર ઠરે એ મ્હારાથી જોઈ શકાય એવું ન હતું. આ પરિસ્થીતિ છે અને જરાપણ છૂપાવ્યા સિવાય મ્હેં તમને કહી છે. તમે પણ એ એટલાજ ખુલ્લા દિલથી બોલશો એવી આશા રાખું છું.'

'ઘણીજ ખુશીથી.' જયંતે જવાબ આપ્યો. 'પહેલાં તો મ્હારે આપ નામદારને કહેવું જોઇએ કે કાયદાની નજરે આપ ઘણીજ ગું-

ચવણુ ભરેલી સ્થીતિમાં મુકાયલા છો. તમે એક ગુન્હેગારને માફી આપી છે અને એક ખૂનીને નાસી જવામાં મદદ કરી છે; કારણકે કાન્તિલાલે પાટિલને આપેલી વાટખરચી આપનાજ ખીસ્સામાંથી ગઇ હતી.'

સરસાહેબે હા પાડી.

'એ ઘણીજ ગંભીર બાબત છે. એથી વધારે ગંભીર વાત તો આપની આપના પુત્ર તરફની વર્તણુંકની છે. આપ એને ત્રણ દિવસ સુધી એ ભયંકર સ્થળે રહેવા દેશો ?'

'મ્હને વચન આપ્યું—'

'એવા માણસોના વચનમાં શો વિશ્વાસ! ત્યાંથી એને ફરીથી નસાડી જવામાં નહિ આવે એની શી ખાત્રી? તમારા ગુન્હેગાર દિકરાને બચાવવા માટે આ બિચારા નિર્દોષને કાં સજા કરો છો ? એ પગલું બહુજ નામોશી ભરેલું છે !'

સરસાહેબને આ જાતના શબ્દો સાંભળવાની ટેવ ન હતી. એવું કહેવાની ભાગ્યેજ આજ સુધી કોઇએ હિંમત કરી હશે !

'હું આપને મદદ કરીશ, પણ એક સરતે અને તે એ છે કે આપ આપના માણસને બોલાવો અને મ્હને યોગ્ય લાગે તેવા એને હુકમ આપવા દો તો.'

એક શબ્દ પણ બોલ્યા સિવાય એમણે વિજળીનું બટન દાબ્યું. એક નોકર હાજર થયો.

'મનમોહનલાલ જડયા છે એ જાણી તમને આનંદ થશે.' જયંતે કહ્યું.' સરસાહેબની ઇચ્છા છે કે તમે એમને ગાડી જોડાવીને બે માઇલ દૂર આવેલા અન્નપૂર્ણાગૃહમાંથી હમણાંજ તેડી લાવો.'

'હવે' પેલો નોકર ગયા પછી જયંત બોલ્યો. 'ભવિષ્યની વાત સુધરે એટલે ભૂતકાળ પર જરા ઉદારતાથી નજર નાખીએ. હું કાંઇ અહીંઆં અમલદાર તરિકે નથી આવ્યો અને જ્યાંસુધી ન્યાયનો માર્ગ જળવાતો હોય ત્યાંસુધી હું જાણુતો હોઉં તે બધું કહેવાની કે

જણાવવાની મ્હને કાંઇજ જરૂર નથી. પાટિલ માટે મ્હારે કાંઇ કહેવા જેવું નથી. એને માટે ફાંસીનો માંચડો તૈઆર છે, અને એને બચાવવા હું કાંઈજ નહિ કરી શકું એ શું કહેશે તે હું ન કહી શકુ પણ આપ નામદાર એને સમજાવી શકશો કે એના ભલાને માટે એ મુગો રહેશે તેમાંજ એને લાભ છે. પોલિસની નજરે તો પૈસા મેળવવાની આશાએ હરણ કર્યાનું લેખાશે. એમની અક્કલ ચાલે નહિ તેમાં આપણે શું કરીએ! એક વાત કહી લઉં કે મી. કાન્તિલાલ આપના કુટુંબમાં જેટલો વખત વધુ રહેશે તેટલી આપની હેરાનગતિ વધશે.'

'એ હું સમજું છું. મી. જયંત! અને એ નક્કી થઈ ગયું છે કે એણે અહીંથી બરમા તરફ ચાલ્યા જઇને ત્યાં જ રહેવું.'

'આપે એ નક્કી કર્યું છે તો કહેવું જોઇએ કે આપનું જીવન એમની હાજરીથી જ કલુષિત થયું હતું તો પછી આપ કૃપા કરી લેડી સાહેબને બોલાવી લો તો—'

'એ ગોઠવણ પણ કરી છે. આજે સવારે મ્હેં કાગળ લખ્યો.'

'તો તો અમારે બેઉને આવાં શુભ પરિણામો બદલ અમારી જાતનેજ અભિનંદન આપવાં રહ્યાં! એક વાત પૂછવાની રહે છે. પેલા પાટિલે એના ઘોડાને ગાયોનાં પગલાં જેવા નાળ જડયા હતા એ એની અક્કલે કે પછી કાન્તિલાલના શીખવ્યાથી?'

'સર સાહેબે સહેજ વાર વિચાર કર્યો પછી એ અમને જોડેના એક ખંડમાં લઈ ગયા અને એમના સંગ્રહસ્થાનમાંથી એ વિચિત્ર જાતના નાળ બતાવ્યા.

'એ નાળ આ મકાનનો પાયો ખોદતાં નીકળ્યા હતા. એનો ઉપયોગ સામાને ભુલાવામાં નાખવા માટે કરવામાં આવતો લાગે છે. ઘોડાને બદલે ગાયો ગઈ છે એમ સામાન્ય નજરે જોનારને લાગે.'

જયંતે હાથમાં લઈને તે જોયા. એક બાજુ ચોટી રહેલો કાદવ એણે ઉખેડયો.

'આભાર થયો' એ પાછા મૂકતાં એ બોલ્યો. 'આ સ્થળે આવીને આ બીજી નવાઈ જોઈ.'

'પહેલી કઈ?'

જયંતે પેલો ચેક કાઢ્યો અને ધ્યાન દઇને પાકીટમાં મુકયો. 'હું તો ગરીબ માણસ છું.' એમ કહીને ધ્યાન દઇને પાકીટ ખીસ્સામાં મુકયું.



# તાંડવનૃત્ય

*

એકાગ્ર ચીત્તે જયન્ત ઘણા વખતથી એના ટેબલ પર નમીને એક નળીમાંના કંઈક રસાયણી પ્રવાહીને તપાસતો તથા તેમાં કંઈક ઉમેરવાથી થતા ફેરફારો તપાસતો બેઠો હતો. મ્હારા તરફ એની પીઠ હતી અને એ એના કામમાં મશગુલ હોય ત્યારે એને—બોલાવવાનો કે છેડવાનો મ્હારો રિવાજ ન હતો.

'ત્યારે નટવર!' એકાએક એણે મ્હને કહ્યું 'તારો વિચાર સાઉથ ઇન્ડીયન સીકયુરીટીમાં નાણાં રોકવાનો નથી ખરૂં ને?'

મ્હને ઘણીજ નવાઈ લાગી. મ્હારા મનના વિચાર જયન્ત શી રીતે કળી ગયો તે સ્હમજાયું નહિ. એની પ્રતિભા અને સર્ગશક્તિ

વિષે મ્હને સુંદર અનુભવ હતો છતાં એકાએક આ વિચાર એ શી રીતે જાણી શકયો હશે એ મ્હારી કલ્પનામાં પણ આવી શકયું નહિ. મ્હારા જેવા એના મિત્રને પણ એથી આશ્ચર્ય ઉપજે તો બીજાની તો વાતજ શી કરવી?

'એ બાબતની તને શી રીતે ખબર પડી?' મ્હેં પૂછયું.

હાથમાં નળી સાથે એ મ્હારા તરફ ફર્યો અને હસીને બોલ્યોઃ '**નટવર**, કેવો આબાદ પકડાઈ ગયો! ખરી વાતને?'

'હાસ્તો.'

'તારી પાસે લખાવી લેવું જોઇએ.'

'કેમ?'

'કારણકે પાંચ મીનીટ પછી તુંજ કહીશ કે એમાં કાંઈ નવાઈ જેવું ન હતું. સાવ સાદી વાત હતી!'

'મ્હારી ખાત્રી છે કે એવું હું નહિ કહું.'

'જોને, **નટવર**!' એક પ્રૉફેસર પોતાના કલાસમાં ભાષણ કરતો હોય એ ઢબે એણે મ્હને કહેવા માંડયું. 'એક બીજાને સુસંગત એવી કલ્પનાની પરંપરા ગોઠવવી અઘરી નથી, એ તો તું કબુલ કરશે. એવી રીતે સાદા બનાવોની કડીઓ સાંકળીને સફળ અનુમાન કરી શકાય છે એવો તારો પણ અનુભવ નથી એમ તો નજ કહી શકાય. હવે એ કલ્પનાની સીડીનું પ્હેલું અને છેલ્લુ પગથીયું એકદમ જો કોઇને કહેવામાં આવે તો જરૂર આશ્ચર્યકારક પરિણામ આવ્યા સિવાય ન રહે. તારી બાબતમાં પણ એમજ બન્યું છે. તારો અંગુઠો અને પહેલી આંગળી જોઈને હું કહી શકુ છું કે તારો વિચાર '**સાઉથ ઈન્ડીયન સીક્યુરીટી**'માં નાણાં રોકવાનો નથી.'

'એ બે વચ્ચે મ્હને તો કાંઈજ સંબંધ દેખાતો નથી.'

'બનવા જોગ છે પણ મ્હારી કલ્પના પરંપરાને એ બે વચ્ચે સંપૂર્ણ સંબંધ છે. એ બે બનાવો વચ્ચેની કડીઓ આ પ્રમાણે છે;

એક તો ગઈ કાલે રાત્રે જ્યારે તું કલબમાંથી આવ્યો ત્યારે તારા અંગુઠા અને પહેલી આંગળી વચ્ચે ચૅાકની લાકડી ઝાલવાનું નિશાન હતું. બીજુ જ્યારે તું બીલીયર્ડ રમે છે ત્યારેજ ખાસ કરીને કલબમાં ચૅાકનો ઉપયોગ કરે છે. ત્રીજું, નરોતમદાસ સિવાય બીજા કોઈ જોડે ભાગ્યે તું બીલીયર્ડ રમે છે. ચોથું, થોડા દિવસ પર તેં કહ્યું હતું કે નરોતમદાસ સાઉથ ઇન્ડીયન સીક્યુરીટીમાં નાણાં રોકવાની સલાહ આપે છે અને એમાં એનો હિત સંબંધ છે. અને તો તને ભાગીદારીમાં લેવાની પણ એણે ઇચ્છા બતાવી હતી, પાંચમુ, આજે નાણાં રોકવાની મુદત પુરી થાય છે. છઠ્ઠું, તારી ચેકબુક મ્હારા ખાનામાં છે અને તેં તે માગી નથી અને સાતમુ, અનુમાન એ કરી શકાય છે કે તારો વિચાર સાઉથ ઇન્ડીયન સીક્યુરીટીઝમાં નાણાં રોકવાનો નથી. હવે સમજાયું ?'

'કેટલી સાદીને સરળ વાત છે!' હું બોલી ઉઠયો.

'એ તો મ્હેં કહ્યું જ હતું.' હસીને જયંતે કહ્યું. 'કે તું એમ જ કહેવાનો. તને સમજાવીએ એટલે દરેક વાત સાદી ને સરળ જ થઈ જાય છે! કહ્યું છે ને કે જાણ્યો કોયડો કોડીનો. ચાલ જોઇએ, આ એક નવો કોયડો છે. જો તો ખરો એનો કાંઈ તને ઉકેલ જડે છે?' એમ કહીને ટેબલની એક બાજુએથી કાગળનો એક કકડો મ્હને આપીને એ એના રસાયણિક પ્રયોગમાં ગુંથાયો.

મ્હેં કકડો હાથમાં લીધો અને એનાપર કાઢેલા વિચિત્ર લીટા જોઇને એ કોઈ પોરીયાએ નવરાશની વખતે આડા અવળા લીટા કરેલા ધારીને બોલ્યો:

'એ કોઇ ચેકુસનું કામ લાગે છે. જયંત!'

'એમકે? તારૂં એવું અનુમાન છે?'

'બીજું શું હોય ત્યારે!'

'ઠીક. ભાણુપુરનો જાગીરદાર દયાળજી દેશાઈ એ શું છે તે જાણવા ઘણો આતુર છે. એ એણે ટપાલમાં મોકલી આપ્યું છે અને

એ પોતે હમણાં આવવાનો છે. એની ગાડીનો ટાઇમ થયો છે અને હવે એ આવવો જોઇએ. જોતો ખરો, કોઇ ઘંટડી વગાડે છે. વખતે એ જ હશે.'

અને તરત જ એક ખડતલ બાંધાનો, ઉંચો અને ભરાવદાર શરીરવાળો, પચીસેક વરસનો, ખાદીનો કોટ અને ટોપી પહેરેલો જુવાન માણસ અમારા ખંડમાં આવ્યો. મુંબાઇનાં પાણી આ જવાને ઝાઝાં ચાખેલાં હોય એવું એના ચ્હેરા પરથી જણાતુ ન હતું. એ ખુરસીપર બેઠા તેવી જ એની નજર પેલા વિચિત્ર લીટાવાળા કાગળના કકડાપર પડી. મ્હેં એ જોઇને ટેબલપર જ મુકયો હતો.

'આપનો શો અભિપ્રાય છે ? મી. જયંત ! બધા કહે છે કે તમને આવી બાબતોનો ઘણો શોખ છે અને આવી જાતના ભેદ તમારા સિવાય બીજું કોઈ ઉકેલી શકે એમ નથી. તમને પણ આથી વધારે ભેદી કાગળ કદી મળ્યો હોય એમ હું નથી ધારતો. એ તમે જોઇને કાંઇક અનુમાન કરી શકો એ હિસાબે મ્હેં આગળથી ટપાલમાં મોકલાવ્યો હતો. તમે એ જોઇ તો ગયાને ?'

'જરૂર. એ ઘણો ભેદી કાગળ છે એની તો ના ન જ પડાય.' જયંતે કહ્યું. 'પહેલી નજરે તો કોઈ છોકરાએ લીટા કાઢયા હોય એવું જણાય એવી એની ગોઠવણી છે. તાંડવ નૃત્ય કરતાં માણસોના આડાઅવળા લીટા કાગળપર કાઢેલા છે એટલે કોઇએ પોતાની ફુરસદનો ગેરઉપયોગ કર્યો હોય એવું લાગે, પણ તમે એને એટલું બધુ મહત્વ કેમ આપો છો ?'

'હું નથી આપતો મી૦ જયંત ! પણ મ્હારી પત્ની—જયાગૌરી એનાપર વધારે પડતું ધ્યાન આપે છે. એતો એને મ્હોત જેટલું ભયંકર ગણતી જણાય છે. એ કાંઇ કહેતી નથી પણ એનો ચહેરો જ કહી આપે છે કે એનાપર ભયનાં વાદળ ઘેરાઇ રહ્યાં છે. તેથી તો એ શું છે તે હું જાણવા માગું છું.'

જયંતે સુર્યપ્રકાશ કાગળપર પડે એવી રીતે ધરીને એને જોયો. એક નોટબુકમાંથી ફાડી લીધેલા પાનીયાપર પેનસીલથી નીચે મુજબનું એનાપર ચિતરામણ હતુંઃ



જયંતે એ થોડીવાર જોઇને ગડી વાળીને પોતાના પાકીટમાં મૂક્યું.

'આ ઘણો જ નવાઇ ભરેલો કેસ લાગે છે.' એણે કહ્યું. 'તમે કાગળમાં ઘણું જ ટુંકાણમાં લખ્યું હતું મી૦ દેશાઇ, પણ એ બધી વિગતો જરા સંપૂર્ણ સમજાવો તો મ્હને અને ખાસ કરીને મ્હારા મિત્ર ડૉ. નટવરને કામ કરતાં ફાવે.'

'જેવી આપની મરજી' એમ કહી પોતાના બે હાથ એકબીજામાં ભરાવી અમારા અસીલે પોતાની વાત શરૂ કરી. 'જે કાંઇ આપને બરાબર ન સમજાય તે ખુશીથી પૂછજો એટલે હું પુરતો ખુલાસો કરીશ. પહેલાં તો અમારી જાગીર વિષે કહી લઉં. ભાણપુરમાં અમારી બાપદાદાની જાગીર છે પણ આવક સાધારણ છે અને વર્ષો થયાં કુળવાન કુટુંબ ગણાવાથી અમે ખરચમાં ઘણા ઘસાઇ ગયા છીએ. અમારામાં પરઠણ અને એવા કુળવાનશાહીને લગતા ઘણા જૂના રિવાજો છે પણ મ્હને મૂળથી જ એ બાબતમાં તિરસ્કાર છે. બીજું હું એક રીતે ઉગ્ર સુધારક છું એટલે નાતમાં મ્હારૂં નામ જરા વાયડુ છે પણ તેની મ્હને ઝાઝી પરવા નથી. આ કારણોને લીધે મ્હારી પુખ્ત ઉમર થવા છતાં મ્હેં લગ્ન કર્યું ન હતું. મ્હારાં માતાપિતા પણ મ્હારા વિચારને મળતાં હતાં એટલે ત્રણેક વર્ષપર એ મરણ પામ્યાં ત્યાં સુધીમાં તો અનેક માગાં એમણે પાછાં ઠેલ્યાં હતાં. અને મ્હને પણ મ્હારૂં મન ગોઠે નહિ ત્યાં સુધી પરણવાની ઇચ્છા ન હતી.

'ગઈ સાલ કાંઇક કામને અંગે મ્હારે મુંબાઈ આવવાનું થતાં હું સેન્ડહર્સ્ટ રોડપર આવેલી એક જાણીતી લૉજમાં ઉતર્યો હતો ભોગજોગે તેજ અરસામાં આફ્રિકાથી અમારીજ નાતની અરાડ ઓગણીસ વર્ષની એક ચબરાક બાળા આવીને એજ લૉજમાં રહી હતી. એ અમારી નાતની હતી અને વર્ષો થયાં એનાં માબાપ આફ્રિકામાં રહેતાં હતાં તેમજ એનો જન્મ પણ ત્યાંજ થયો હતો. થોડા વખતપર એનાં માબાપ મરણ પામ્યાં હતાં એટલે એ દેશમાં આવી હતી. મુંબાઇમાં કાંઇ ઓળખાણ ન હોવાથી સાથેના ઉતારૂમાંનું કોઈ ઓળખીતું સેન્ડહર્સ્ટરોડ વાળી હિંદુ લૉજમાં ઉતર્યું હોવાથી એ પણ ત્યાંજ ઉતરી હતી અને મુંબાઈ જોવાના મોહે રોકાઇ હતી. મ્હારૂં કામ પણ તરત આટોપાય એવા પ્રકારનું ન હોવાથી મ્હારે પણ રોકાયા સિવાય છૂટકો ન હતો.

'એ અજાણી બાળાનો નસિબ યોગે મ્હને પ્રસંગ પડયો અને અમે થોડા દિવસમાં એક બીજા સાથે હળી ગયાં. અલબેલી મુંબાઇ નગરીમાં અમે કલાકોના કલાકો સાથે ફરવામાં ગાળ્યા. મ્હારૂં કામ આટોપાઇ ગયા છતાંયે હું વધારે રોકાયો અને અમે સાથે હેંગીંગ ગાર્ડન્સ, ચોપાટી, વાલુકેશ્વર, પાલવા, એલીફન્ટા, વિકટોરીઆ ગાર્ડન્સ, જુહુ તથા કેનેરી કેવ્ઝ વિગેરે સ્થળે ખુબ ફર્યાં. એકાદ લટાર લોનાવલા સુધી પણ મારી આવ્યાં અને કાર્લા તથા ભાજાની ગુફાઓ પણ જોઇ આવ્યાં. ધીરે ધીરે અમારી મૈત્રી સૌ જુવાનોની મૈત્રી જે રીતે પરિણમે છે તે પરિણામ પામી.

'અમારા બે વચ્ચે સ્નેહની શરૂઆત થઈ અને એક બીજાને પરણવાની સ્વયંભુ વૃતિ જન્મી. હું ઉગ્ર સુધારક હતો અને એવું પગલું ભરીને નાતને બતાવી આપવાની મ્હારી વૃતિ હતી તે તો હું કહી ગયો છું એટલે જયાગૌરી સાથે લગ્ન કરવામાં એવું પગલું ભરવાનું મળશે એ પણ મ્હને એક જાતનો આનંદ હતો. અમારા બન્નેનો સ્નેહ સંપૂર્ણ વિકાસ પામ્યો હતો અને એક પુરૂષ જેટલી

આતુરતાથી એક સ્ત્રીને ચાહી શકે તેટલી હૃદયની ઉર્મિ અને આતુરતાથી હું એને ચાહતો હતો એટલે મ્હેં મ્હારો વિચાર એને જણાવ્યો. એણે મ્હને કેટલીક જરૂરી વાત કરીને અનુમોદન આપ્યું અને અમે છાનાં માનાં એક બીજાને પરણી ગયાં. સિવિલ મૅરેજના કાયદા પ્રમાણે રજીસ્ટ્રાર પાસે જઇને અમારાં લગ્ન નોંધાવી લીધાં. તમને આથી કદાચ નવાઇ લાગશે કે મ્હારા જેવો કૂળવાન માણસ એક અજાણી યુવતી સાથે એના કૂળની કે સગાં વ્હાલાંની સ્હેજ પણ તપાસ કર્યા સિવાય કેમ પરણી બેઠો હશે પણ ખરૂં પૂછો તો જયા નરી સરળતાની મૂર્તિ છે અને એનો નિર્દોષ ચહેરો જુવો તો તમને પણ ઘડીભર એ કહે છે તે અક્ષરે અક્ષર સાચું માનવાનું મન થઈ આવ્યા સિવાય નહિ રહે.

'વળી મ્હારે કહેવું જોઇએ કે જયા ઘણી જ સીધી સાદીને ભોળી હતી એની ના ન કહેવાય. એણે પરણતા પહેલાંજ મ્હને કહ્યું હતું કે મ્હારે એના અત્યાર સુધીના જીવન વિષે પૂછવું નહિ. કેટલાક એને ન ગમતા સંજોગોમાં એ અત્યાર લગીમાં મુકાઇ ચૂકી હતી અને એ અકારી જીંદગીનું સ્મરણ પણ એને દુઃખદાયક હતું. એનું જીવન નામોશી ભરેલું ન હતું, એની એણે ખાત્રી આપી હતી. કેટલાક સંજોગો એવા હતા કે જેથી એ એનું ભૂતકાળનું જીવન સંભારવા માગતી ન હતી. કોઇ પણ રીતે એ મ્હારી થયા પછી કે પ્હેલાં મ્હને ખરાબ લાગે કે નીચું જોવું પડે એવું કામ એનાથી થયું ન હતું એની એણે મ્હને ખાત્રી આપી હતી અને એ મ્હારે માટે પૂરતી હતી. એની હકીકત એને ફાવે તો એણે મ્હને કહેવી અને જ્યાં લગી એનું મન એ વાત ખુલાસેથી કહેવાનું ન થાય ત્યાં સુધી ન કહેવાની મ્હેં એને છૂટ આપી હતી, એનું કહેવું અક્ષરે અક્ષર હું સાચું માનતો હોવાથી એનામાં મ્હને સંપૂર્ણ વિશ્વાસ બંધાઈ ગયો હતો એટલે અમે પરણી ગયાં.

'અમને પરણ્યે એક વર્ષ થઇ ગયું અને એ અમે સંપૂર્ણ

સુખમાં, ખરૂં કહીયે તો અવનિપર સ્વર્ગનું સુખ માણતાં પસાર કર્યું. દુઃખનું વાદળ ખરૂં કહું તો એક મહિના પર અમારા આકાશમાં જણાયું. એ દિવસે જયાના નામનો આફ્રિકાથી એક કાગળ આવ્યો. મ્હેં સરનામું જોઇને એ એને સોંપી દીધો. એતો એ જોઇને ફીકી-ફચ્ચ થઇ ગઈ! કાગળ લીધો, વાંચ્યો અને એના ટુકડે ટુકડા કરી નાખ્યા. એણે એ વિષે કાંઇ વાત કરી નહિ ને મ્હેં પૂછ્યું પણ નહિ. મ્હેં એને વચન આપ્યું હતું એટલે પૂછવાનું મ્હને ઠીક લાગ્યું નહિ. પણ ત્યાર પછી એના મ્હોં પર તરવરતુ સ્મિત અદૃશ્ય થઇ ગયું અને વિષાદની છાયા એ હસમુખા વદનને ઘેરી લેતી લાગી. એ કાંઇક દુઃખની વાટ જોતી હોય એમ લાગ્યું. એ જો એની વાત મ્હને કહે તો સારૂં એમ મ્હને લાગ્યું. પણ જ્યાં સુધી એ એની મેળે વાત ન છેડે ત્યાં સુધી એને કાંઈ કહેવું એ મ્હને ઠીક લાગ્યું નહિ. એના પર મ્હારો અતોનાત વિશ્વાસ છે એટલે કોઇ પણ જાતની શંકાને તો સ્થાન જ ન હતું. એના ભૂત જીવનમાં જે કાંઇ બન્યું હોય તેમાં એનો વાંક કે ભૂલ હોય એવું મ્હારા મગજમાં જરા પણ ઉતરતું નથી. અને એને દુઃખી થતી પણ મ્હારાથી જોઇ શકાતી નથી. બીજું એને લીધે મ્હારા કૂળની આબરૂને કલંક લાગશે, એ પણ માની શકાતું નથી. એ મ્હારી સ્થીતિ તથા મ્હારા કુટુંબની આબરૂથી સારી રીતે પરિચિત છે અને એના તરફથી એ સ્થીતિને ઉની આંચ પણ આવે એમ હું માનતો નથી.

'હવે જે વિચિત્ર સંજોગોમાં મ્હારે આપની સલાહ લેવાનો નિર્ણય કરવો પડયો તે કહું. આશરે આઠેક દિવસ ઉપર—ગયા મંગળવારે—આ કાગળ પર છે એવાં કેટલાંક તાંડવનૃત્ય કરતાં માણસોના લીટી મ્હારી એક બારીપર મ્હેં જોયા. મ્હેં એ મ્હારા ઘોડાવાળાના પોરિયાએ કર્યા હશે એમ માન્યું ને એને બોલાવીને ધમકાવી કાઢયો, પણ એણે તો સોગન ખાઇને કહ્યું કે એણે લીટા કર્યા ન હતા. ગમે તેમ પણ એ લીટા કોઇએ રાત્રે બારીપર કર્યા હતા. મ્હેં તે ભુસાવી

ધોવરાવી નાખ્યા અને પછીથી જયાને એ વાત કરી. એને એ ઘણી ગંભીર વાત લાગી અને હવે પછી એવા લીટા એને બતાવ્યા સિવાય ધોવરાવી ન નાખવાનો એણે મ્હને આગ્રહ કર્યો. આઠ દિવસ સુધી તો કાંઇજ જણાયું નહિ પણ કાલે સવારે આ કાગળ બગીચામાં છાયા યંત્ર પાસે પડેલો જડયો. પહેલાંના જેવુંજ ચિતરામણ જોઇને એ મ્હેં જયાને બતાવ્યો અને એ જોતાં વેંતજ એ મૂર્છા ખાઇને પડી. એ જોયા પછી એ અરધી ગાંડા જેવી થઇ ગઇ છે. ખાવાપીવાનું કે બોલવા ચાલવાનું એને જરા પણ ભાન નથી. એના પર ભયનાં વાદળ ઝઝુમતાં હોય એવું મ્હારૂં માનવું છે અને આ સંજોગોમાં તમારા સિવાય બીજા કોઇની મદદ કામ આવે એમ નથી એવી મ્હારી ખાત્રી થવાથી કાલે સાંજનાજ એ કાગળ આપને મોકલી આપ્યો હતો અને આજે હું રૂબરૂ આવીને ખુલાસો કરૂં છું. આજે સવારે પણ એની સ્થીતિ રજમાત્ર સુધરેલી લાગતી ન હતી. આ વાત એવી નથી કે એમાં પોલિસની કે કોઈની પણ હું મદદ લઇ શકું. કોઈ પણ માણસ આ વિગત સાંભળીને મ્હને હસી કાઢશે, પણ મ્હારી ખાત્રી છે કે તમે એનો ભેદ શોધીને મ્હને મદદ કરશો અને એ ભેદ શોધવા માટે મ્હારી આખીયે જાગીર વેચી સાટીને ખરચી નાખવા તૈઆર છું.'

એનું દાસ્તાન ઘણું લાંબું પણ વિગતવાળુ અને રસિક હતું. એ હૃદયની લાગણીથી પોતાની વાત જરા પણ મીઠું મરચું ભભરાવ્યા સિવાય કહ્યે જતો હતો. એનો એની પત્ની પર પુષ્કળ વિશ્વાસ હતો. અને એને માટે એ ગમે તે કરવા તૈઆર હતો એ વાતની એના બોલવા પરથી ખાત્રી થતી હતી. જયંતે એની વાત શાંતિથી ધ્યાન દઇને સાંભળી હતી અને એ તે ઉપર વિચાર ચલાવતો હતો.

'તમને નથી લાગતુ મી૰ દેશાઇ,' છેવટે એણે કહ્યું. 'કે તમે જો તમારાં પત્નીને સમજાવી શકો તો તમારી ઉપાધિનો અંત આવી શકે એમ છે. એ પોતાનો ભેદ તમને નહિ કહે તો કોને કહેશે ?'

'તમારી વાત ખરી છે' દેશાઇએ જવાબ આપ્યો. 'પણ એ બાબત મ્હારે એને કાંઈ જ પૂછવું નથી. જ્યાં સુધી એ એની પોતાની મેળે એની રાજી ખુશીથી એ વાત ન કરે ત્યાં સુધી એક શબ્દ પણ હું પૂછવા નથી માગતો. મ્હારો રસ્તો તો મ્હારાથી બનતુ કરી એ ભેદ જાણવાનો છે.'

'અને તેમાં હું જરૂર મદદ કરીશ.' જયંતે કહ્યું 'તમારી તરફ આજુબાજુમાં કોઇ અજાણ્યો માણસ રહેવા આવ્યો હોય એવી તમને કાંઈ ખબર છે?'

'નાજી.'

'તમારા તરફનો વિભાગ ઘણો શાંત છે અને કોઇ નવતર માણસ આવ્યું હોય તો વરતાયા સિવાય તો ન રહે.'

'ખરી વાત છે. અમારી પાડોશમાં એવું છે તો ખરૂં પણ જરા દૂર દરિઆ કિનારે કોઇ આવે જાય તેની ખબર ન પડે. ત્યાં પણ હવે તો કોઇ કોઇ વખત નવતર માણસોને જગ્યા મળી શકે છે.'

'આ ચિતરામણમાં કાંઇક અર્થ છે અને એ સમજનાર સમજી શકે છે. એ બીજાના હાથમાં જાય તો સમજાય એમ નથી. એ એકદમ સમજાવું ઘણું મુસ્કેલ છે. અલબત, એનો ભેદ આપણે જરૂર પામીશું પણ આટલા નાના નમુનાથી બધું સમજાવું મુસ્કેલ છે. આ નમુનો એટલો જરા જેટલો છે કે એનાથી બરાબર સમજી શકાય જ નહિ. ત્હમે કહેલી વિગતો પણ એવી છે કે એમાં કોઇપણ જાતની તપાસને પણ સ્થાન નથી. મ્હારી સલાહ તો એ છે કે તમે પાછા ભાણપુર જાવ, અને થોડો વખત રહો. તમારી બારીપર કે બીજે ક્યાંય જો આવાં બીજાં તાંડવનૃત્યનાં ચિતરામણ જુઓ તો તેની કાગળ પર નકલ ઉતારી લઇ મ્હને મોકલી આપજો. બીજુ, તમારી આજુ-બાજુ કોઇ નવતર માણસ આવ્યુ ગયુ હોય તો તેની તપાસ રાખી તે પણ મ્હને લખજો. આ બે બાબતો પર ધ્યાન દઇ કાંઈક વધારે વિગતો સાથે મ્હને ફરીથી મળજો અથવા લખજો એટલે હું મ્હારાથી

બનતુ જરૂર કરીશ. એ સિવાય બીજી કાંઇક સલાહ મ્હારે હાલ તુરત આપવાની નથી. કાંઇ નવી વિગતો મળે અથવા બનાવ બને તો તમારા તરફથી સ્હેજ પણ ખબર મળેથી ભાણપુર આવીને તમને મળવામાં તથા મદદ કરવામાં મ્હારા તરફથી વિલંબ નહિ થાય.'

જયંત ઘણા વખત સુધી મી૦ દેશાઇના ગયા પછી વિચારમાં પડી જતો તથા પેલો ચિતરામણવાળો કાગળ કાઢીને જોતો જણાયો હતો. એના પરનાં તાંડવનૃત્યવાળાં ચિતરામણ એ બારીકાઇથી જોતો હતો અને વિચાર કરતો હતો.

ઉપરના બનાવને પંદરેક દિવસ થયા છતાં કાંઇ નવી વિગત કે બનાવ વિષે સાંભળ્યુ ન હતુ.

બપોરના હું બહાર જવા તૈઆર થતો હતો ત્યાં જયંતે મ્હને બોલાવીને કહ્યું:

'જરા થોભી જા તો. નટવર!'

'કેમ?' મ્હેં પૂછ્યું.

'પેલા દયાળજી દેશાઇનો તાર આવ્યો છે. યાદ છે કે ભૂલી ગયો? પેલા તાંડવનૃત્યના ચિતરામણ વાળો દેશાઈ. એ હમણાં જ મરીન લાઇન્સ ઉતરીને આવવો જોઇએ. એની લોકલ આવી ગઇ લાગે છે અને એ અબઘડી આવતો હશે. એના તાર પરથી લાગે છે કે કાંઇક નવાજુની થઈ છે.'

ઝાઝી રાહ જોવરાવ્યા સિવાય ભાણપુરનો જુવાન જાગીરદાર સ્ટેશનેથી સીધો જ અમારી પાસે આવી પહોંચ્યો. એ ઘણો ચિંતાતુર અને નખાઇ ગયેલો લાગતો હતો, એનું મગજ ઘુમ થયેલુ તથા આંખો ઘેરાયલી જણાતી હતી.

'હવે તો સહન નથી થતુ મી૦ જયંત!' એ થાકયો પાકયો આરામખુરશીપર ધબ દઇને લેટતાં બોલ્યો. 'અજાણ્યા અને અણદીઠ આદમીઓ આપણને સતાવે તે સહેવાય પણ જ્યારે એમ જાણીએ કે એ જયા જેવી સ્નેહાળ સ્ત્રીને રૂંવે રૂંવે શૂળ ભોંકીને મારી નાખવા

માગે છે ત્યારે તો સહનશીલતાની હદ આવી રહે ! એનું લોહી ઉડી ગયુ છે અને મ્હારી નજર આગળ કોઇ જાદુઇ શક્તિથી ભુંડા મ્હોતે મરવા પડી છે ! એ સગી આંખે જોયા છતાં કાંઇ કરી શકાતુ નથી એ પણ ઘણી અફસોસની વાત છે મી૦ જયંત !'

'એણે તમને કાંઇ વાત કરી ?'

'એ જ મુશીબત છે ને બાપુ ! એ કાંઇ જ કહેતી નથી. એ કહેવા માગે છે પણ કહી શકતી નથી. કોણ જાણે શું છે તે સમજાતું જ નથી. ગયે વખતે મ્હારા કૂળની કે એને કલંક ન લાગે એવી વર્તણુક એનાથી થઇ નથી કે થશે નહિ એવું હું બોલી ગયો હતો પણ વાત કાંઇક જૂદી જ નીકળે છે. એ વિષયને લગતુ કાંઇ જ નથી.'

'તમને કાંઇ બીજી વિગતો મળી ?'

'ઘણીયે મી૦ જયંત ! પેલાં તાંડવનૃત્યનાં બીજાં વધુ ચિતરામણ મળ્યાં છે અને એની નકલો તમારે માટે ઉતારી લીધી છે. અને વધુ અગત્યની વાત તો એ છે કે મ્હેં એને જોયો—'

'શું ? જે એ ચિતરામણ કાઢે છે તેને ?'

'હાજી, મ્હેં એને ચિતરતાંજ પકડયો. પણ એ બધું તમને વિગતવાર અનુક્રમે કહીશ. અહીંથી ગયો તેને બીજે જ દહાડે–નવું ચિતરામણ તબેલાના બારણાપર ચૅાકથી કરેલું જોયું. મ્હેં એની નકલ લઈ લીધી. આ રહી તે' કહીને એણે નકલનો કાગળ જયંતને આપ્યો. તેમાં નીચે મુજબ લખાણ હતું.

'ઠીક કર્યું !' જયંતે કહ્યું. 'પછી—'

'એની નકલ ઉતારીને ચિતરામણ ભુંસી નાખ્યુ પણ પાછુ બે દિવસ પછી ત્યાં જ નવું ચિતરામણ દેખાયું. એની નકલ આ રહીઃ–'



જયંતે ખુશી થઈને અદબ વાળી: 'મામલો ગંભીર થતો લાગે છે.' એણે ઉમેર્યું.

'ત્રણ દિવસ પછી છાયાયંત્ર પાસે એક પથરા નીચેથી ગડી વાળેલો એક કાગળ મળ્યો. આ રહ્યો તે. એમાંનું ચિતરામણ છેલ્લી નકલને આબાદ મળતું આવે છે. એ જોયા પછી મ્હેં એ ચિતરનારને પકડવાનો અને એની રાહ જોઈને બેસી રહેવાનો નિશ્ચય કર્યો, અને મ્હારી રિવોલ્વર પાસે રાખીને મ્હારા ખંડમાં જાગતો બેઠો. ત્યાંથી બગીચામાં અને આજુબાજુ બરાબર નજર પડે એવું છે. રાત્રે બે વાગે જયા ધીમે પગલે પાછળથી મ્હારી પાસે આવી અને મ્હને એવી રીતે જાગરણ કરવા કરતાં સુઈ જવાને આગ્રહ કર્યો. મ્હેં એને મ્હારો ઇરાદો જણાવ્યો. એણે કહ્યું કે એ કોઈ મુર્ખાનાં અટકચાળાં છે અને એનાપર વધારે પડતું ધ્યાન આપવાની જરૂર ન હતી.

'તમને જો એનાથી ત્રાસ થતો હોય તો આપણે જાત્રા જઈ આવીએ. તમનેય આરામ થશે ને આ પીડા પણ પતી જશે.' એણે કહ્યું.

'શું ? આવા અળવિત્રાનાં અટકચાળાંથી ડરીને આપણે ભાગી જઇએ ? એમ કરીએ તો તો બધાં આપણી મુર્ખાઇ પર પેટ પકડીને હસે.' મ્હેં જવાબ આપ્યો.

'હરકત નહિ. ચાલો સૂઇ જઇએ. હું ત્હમને બધી વાત કરીશ.'

'પણ જેવું એ બોલી તેવોજ એનો ફીક્કો ચહેરો એકદમ વધુ ફીક્કો થઈ જતો મ્હેં ચંદ્રના પ્રકાશમાં જોયો. એણે મ્હારે ખભે નાખેલો હાથ તણાતો લાગ્યો. તબેલા તરફ કાંઇક જતું લાગ્યું. ધીરે રહીને ભાગતી એક કાળી વ્યક્તિ તબેલાના દરવાજા નજીક મ્હેં જોઈ!

મ્હારી રિવોલ્વર લઇને હું બહાર દોડવા લાગ્યો ત્યાં તો જયાએ આવીને પોતાના બન્ને હાથ મ્હારે ગળે ભરાવ્યા અને બહાર ન જવાની મ્હને આજીજી કરી. મ્હેં એને ફેંકી દઇને જવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં હું ફાવ્યો નહિ. છેવટે એને છોડી-તરછોડીને હું ગયો પણ ત્યાં પહોંચ્યું એટલામાં પેલી વ્યક્તિ પસાર થઇ ગઈ હતી. એની હાજરીની નિશાનીરૂપ તાંડવનૃત્યનું ચિતરામણ એ મુક્તી ગઇ હતી. જે ચિતરામણ કાગળમાં હતું તેનું તેજ એણે ત્યાં ચિતર્યું હતું. એ સિવાય એની બીજી કાંઇજ નિશાની ન હતી. હું ચારે બાજુ રખડયો પણ એનો પત્તો લાગ્યો નહિ; છતાં નવાઇની વાત તો એ હતી કે એ એટલામાંજ આખો વખત કયાંક ભરાઇ રહેલો હોવો જોઇએ. કારણ કે જ્યારે મ્હેં સ્હવારે ફરીથી ચિતરામણ જોયું ત્યારે એણે બીજું વધારે ચિતરામણ કાઢેલું જોયું. પહેલી લાઇન હતી તેની નીચે નવું ચિતરામણ હતું.'

'એની ત્હમે નકલ લીધી છે?'

'હાજી. એ ઘણું ટુંકું હતું છતાં એની પણ નકલ લીધી છે.'

એમ કહીને એણે કાગળની કાપલી આપી. નવું તાંડવનૃત્ય આ મુજબ હતું:



એ પહેલા ચિતરામણમાં ઉમેરો કર્યો હોય એવું દેખાતું હતું?' જયંતે પૂછ્યું. એની આંખો એ ખુબ રસ લઇને પૂછતો હોય તેમ ચળકતી હતી. 'કે પછી તદ્દન જૂદા જેવું જણાતું હતું?'

'એ બારણાના બીજા પાટીયાપર હતું. તબેલાના દરવાજાને મોટાં મોટાં ચોકઠાં પાડેલાં છે તેમાંના એકપર પહેલું ચિતરામણ હતું અને બીજા પર નવું ચિતરામણ હતું.'

'ફ્રક્કડ ! એ ઘણી જરૂરની વિગત છે. મ્હારા અનુમાનને એ બરાબર બંધબેસતી આવે છે. હવે તમારૂં દાસ્તાન આગળ ચલાવો મી૦ દેશાઈ !'

'હવે ઝાઝુ કહેવાનું નથી રહેતું. મી૦ જયંત, હું જયા ઉપર ઘણો ગુસ્સે થઈ ગયો હતો કારણકે જ્યારે પેલા હરામખોરને હું પકડી શકુ એમ હતો ત્યારે એણે મ્હને જતાં અટકાવ્યો હતો. એણે એમ કહ્યું હતું કે એ રીતે મ્હારા જવાથી મ્હને હાની થવા સંભવ હતો. ઘડીકવાર તો મ્હને એમ પણ થઈ આવ્યું કે એ મ્હારા જવાથી પેલા માણસને હાની થવા સંભવ હતો એમ કહીને વારતી હતી કારણકે એ પેલા માણસને ઓળખતી હોવાની મ્હારી ખાત્રી થઈ ચુકી હતી. શા કારણથી એ આવાં ચિતરામણ રાતને વખતે કાઢી જતો હતો તેની પણ એને ખબર હતી. પણ એના શબ્દો, એની વાતચીત અને એનું સ્નેહપૂર્ણ નિર્દોષ મુખ જોઇને મ્હારી એ શંકા નિર્મૂળ થઈ ગઇ. એ એવી રીતે બીજા માટે બોલેજ નહિ. એના કહેવાનો ભાવાર્થ એમજ હતો કે મ્હારા બહાર જવાથી મ્હને જ નુકશાન થવા સંભવ હતો. અત્યારે આટલે સુધી વાત આવી છે હવે શું કરવું તે બાબતની તમારી સલાહ અને સૂચના મ્હને જોઇએ છીએ. મ્હારો વિચાર તો એવો છે કે આજુબાજુ આઠ દસ જણને છૂપાવી રાખુ અને એ ભાઇસાહેબ આવે કરે તો ઓચીંતા પકડાવીને ઠેકાણે પાડી દઉં એટલે હમેશની નિરાંત થઈ જાય.'

'એવો સહેલો સાદો ઉપાય કારગત લાગે એમ જણાતું નથી.' જયંતે કહ્યું. 'તમે અહીં કેટલો વખત રોકાવાના છો ?'

'આજેજ મ્હારે પાછા ફરવું જોઇએ. રાતના વખતે જયાને આવી સ્થીતિમાં એકલી રાખવી મ્હને ઠીક લાગતું નથી. એ ઘણી નખાઈ ગઈ છે અને આજેજ કોઇપણ સંજોગોમાં પાછા ફરવાનો એણે મ્હને આગ્રહ કર્યો છે.'

'તમારી વાત ખરી છે તેની ના ન પડાય, પણ જો તમે થોભી ગયા હોત તો હું એક બે દિવસમાં તમારી સાથે જ **ભાણપુર** આવ્યો હોત. હરકત નહિ, તમે આજે જાવ. આ કાગળો મ્હારી પાસે રહેવા દો. થોડા વખતમાં હું **ભાણપુર** આવીશ અને આનો ભેદ શોધી કાઢીશ.'

મી૦ **દેશાઈ** ગયા ત્યાં સુધી **જયંત** સ્વસ્થ બેસી રહ્યો પણ અંદરખાને એ ઘણો જ અસ્વસ્થ થઈ ગયો હતો એ હું સ્હમજી શકતો હતો. એનો એવો સ્વભાવ જ છે કે જ્યારે એક વાતમાં એ બરાબર રસ લે છે ત્યારે એનું મગજ વિજળીની ઝડપે કામ કરે છે. જેવા મી૦ **દેશાઈ** બહાર ગયા તેવો જ એ ટેબલ પાસે ગયો અને પેલા કાગળ બરાબર ગોઠવી તેના ઉપરનાં વિચત્ર ચિતરામણ બારીકાઇથી જોવા લાગ્યો.

બે કલાક સુધી એવાંજ ચિતરામણ બીજા કાગળો પર કાઢતો અને માથાફોડ કરતો મ્હેં એને જોયો. એ એના કામમાં એટલો મશગુલ હતો કે હું એની પાસે બેઠો બેઠો જોયા કરતો હતો તેનું પણ એને ભાન ન હતું. કેટલીક વખત એ તાનમાં આવી જતો અને સીસોટી વગાડતો તથા ગાતો પણ. કેટલીક વખત એ ઘણાજ વિચારમાં ગુંથાઈ જતો અને હાલતો પણ નહિ. છેવટે વદન પર સંતોષના સ્મિત સાથે એ ઉઠયો અને આંટા મારવા લાગ્યો. પછી એણે એક લાંબો કેબલ ગ્રામ-પરદેશ ખાતે મોકલાતો તાર-લખ્યો.

'મ્હારૂં અનુમાન બરાબર નીવડે અને આનો જવાબ સંતોષકારક આવે તો તારે નોંધવા જેવો એક સુંદર કેસ તને મળશે. **નટવર**!' **જયંતે** તાર લખીને કહ્યું. 'હું ધારૂં છું કે આપણે કાલે **ભાણપુર** જઇ શકીશું અને મી૦ **દેશાઇને** કાંઇક નિશ્ચયાત્મક હકીકત કહી શકીશું–જો આનો જવાબ વખતસર આવી જાય તો—'

મ્હારે કબુલ કરવું જોઇએ કે એની એ વાતથી મ્હને નવાઈ લાગી. પણ હું જાણતો હતો કે **જયંત** પાસે કોઇપણ વાતનો અધ-

વચથી ખુલાસો માગવો અને એ એવી રીતે ખુલાસો કરે એમ બનવું અસંભવિત હતું એટલે જ્યાંસુધી એ એની પોતાની મેળે વાત ન કરે ત્યાં સુધી થોભી જવું એ મ્હને ઠીક લાગ્યું.

પણ એ તારનો જવાબ આવવામાં ઘણી ઢીલ થઇ. બે દિવસ નીકળી ગયા છતાં જવાબ પાછો ફરી વળ્યો નહિ. એ બે દિવસ જયંતને બે વરસ જેવડા થઇ પડયા. સ્હેજ પણ અવાજ થાય કે ઘંટડી વાગે તો તારનો જવાબ આવ્યો માની જયંત અધીરાઇથી જોતો હતો. બીજે દિવસે સાંજના મી૦ દેશાઇ તરફનો કાગળ મળ્યો. ખાસ કાંઇ નવાજુની ન હતી એવું એમનું લખવું હતું. ફક્ત એક નોંધવા જેવો બનાવ બન્યો હતો અને તે એ હતો કે પેલાં તાંડવ નૃત્યનાં ચિતરામણની એક નવી હારમાળા છાયા યંત્ર નજીક દોરાયલી હતી. તેની નકલ એમણે બીડી હતી. એ નીચે મુજબ હતી:

જયંત થોડીવાર સુધી આ વિચિત્ર હારમાળા જોતો રહ્યો પછી નવાઇ પામતો હોય તેમ એ એકદમ ઉભો થયો. એના ચહેરાપર ચિંતાની છાપ હતી.

‘ આપણે આ વાત ઘણી લંબાવા દીધી. નટવર ! ’ એણે કહ્યું ભાણપુર તરફ હવે કઇ ગાડી જાય છે ?’

મ્હેં ટાઇમટેબલ જોવા માંડયું. છેલ્લી ગાડી હમણાંજ ગઈ હતી. બીજી ટ્રેન સવારના પહોરમાં સાડા પાંચે ઉપડતી હતી.

‘ હરકત નહિ. આપણે સ્હવારના જલદી નાસ્તો કરીને ઉપડીશું.’ જયંતે કહ્યું. ‘ આપણી હાજરીની ત્યાં ઘણી જરૂર છે. ચાલો, તારનો જવાબ આવી ગયો છે. ઠીક થયું. મ્હેં ધાર્યું હતું એમજ લાગે છે. હવે આપણે જલદી જવાની બેવડી જરૂર છે. મી૦ દેશાઈને પરિસ્થીતિથી માહિતગાર કરવામાં જરા પણ વિલંબ ન કરવો જોઇએ. એ બિચારો ભયંકર જાળમાં ફસાયો છે.’

અને એમજ બન્યું. બાલિશ લીટા લાગતા કાગળમાંથી હવે પછી હું લખવાનો છું તે ગંભીર અને ભયંકર પરિણામ આવશે એવી કલ્પના પણ કોઈ ભાગ્યેજ કરી શકે. મ્હેં આશા રાખી હતી કે મ્હારા વાંચનાર મિત્ર પાસે હું સર્વ રીતે સંતોષકારક અને આનંદજનક હકીકત રજુ કરીશ પણ મ્હારી એ આશા નિષ્ફળ ગઇ છે અને હવે પછી એક દુઃખદાયક વિગત લખવાનું દુર્ભાગ્ય મ્હને પ્રાપ્ત થાય છે. એ વિગત જે રીતે બની તેજ રીતે વર્ણવવી ઠીક થઇ પડશે.

જેવા અમે **નાનપુરના** સ્ટેશને ઉતર્યા અને અમારે **ભાણપુર** જવું છે એમ સ્ટેશન માસ્તર સાથે વાત કરી તેવુંજ એણે અમને પૂછયુંઃ ' હું ધારૂં છું કે આપ **મુંબાઇના** છૂપી પોલિસ ખાતા તરફથી આવતા હશો. ખરૂં કે નહિ ? '

જરાક અણગમાની લાગણી **જયંતના** ચહેરા પર દેખાઇ.

' શા ઉપરથી તમે એમ માનો છો ?' એણે પૂછયું.

' કારણ કે **નવસારી** વાળા મી૦ **મહેરવાનજી** ઇન્સ્પેકટર હમણાંજ **ભાણપુર** ગયા. તમે આવ્યા તે પહેલાંજ એ ગાડી ગઇ. વખતે તમે ડૉકટર હશો. બાઇ હજી મરી નથી ગઇ એટલે એની સારવાર માટે પણ તમને બોલાવ્યા હોય. એ મરી નથી ગઇ એટલે તમે એને બચાવી પણ શકો. બચે કે ન બચે બધુય સરખુ છે. જીવશે તોય ફાંસીયે જઇને ભૂંડે હાલે મરવાની. '

**જયંતને** નવાઇ લાગી. એ જરા અધીરો બન્યો.

' અમારે **ભાણપુર** જવું છે એ વાત તો હું કરી ચુકયો છુ પણ ત્યાં શો બનાવ બન્યો છે તેની અમને ખબર નથી.'

' બહુ ભયંકર બનાવ બન્યો છે. **ભાણપુરના** જાગીરદાર **દયાલજી દેશાઈ** તથા તેમનાં પત્ની **જયાગૌરી** બેઉ ઘાયલ થયાં છે. બાઇએ પહેલાં ધણીને ગોળી મારીને પછી પોતાના તરફ ફેરી

નોકરો તો એમ વાત કરતા હતા એવું સાંભળ્યું છે. ખરી ખોટી પ્રભુ જાણે ! જાગીરદાર તો બીચારો મરી ગયો. અરે ભલા ભગવાન ! કેવું આબરૂદાર કુટુંબ હતું ! છોકરા ઉદ્ધત પાક્યા તે જાત કજાત લાવીને સંઘરી ને આ નતીજો આવ્યો !'

જરા પણ બોલ્યા સિવાય જયંત દોડયો અને ગાડીમાં બેઠો. હું પણ તેની પાછળ ગાડીમાં ચડયો. સાત માઇલની લાંબી મુસાફ્રીમાં એ એક અક્ષર પણ બોલ્યો નહિ. એણે સવારનાં છાપાં વાંચ્યાં હતાં પણ કાંઈ જાણવા જોગ ન હતું. છેલ્લા મળેલા સમાચારે એને ઘણો ગુંચવાડામાં નાખી દીધો હતો. આજુબાજુનો રળીઆમણો અને ખુશનુમા દેખાવ એના પર કાંઇજ અસર કરતો ન હોય એમ મ્હને લાગ્યું.

ગુજરાતનો એ બાજુનો વિભાગ ઘણોજ ફળદ્રુપ છે અને બારે માસ જૂદે જૂદે સ્વરૂપે ટકતી હરીઆળી આંખને આનંદ આપે એવી છે. મુંબાઈના જીવનમાં ન જણાય એવી કુદરતની કરામત અને છૂટા હાથની બક્ષીસ પ્રભુએ એ પ્રદેશમાં વેરી હતી છતાં જયંતનું એ તરફ જરા પણ લક્ષ ન હતું.

આખરે અમે ભાણપુર પહોંચ્યા અને જાગીરદારને બંગલે જતાં વાર ન લાગી. મી૦ દેશાઈએ વાત વાતમાં કહેલાં છાયાયંત્ર તથા તબેલા પાસે થઇ અમારી ગાડી બંગલામાં જઇને આગળના ભાગમાં ઉભી રહી. અમારી આગળજ એક પારસી પોલિસ ઈન્સ્પેકટર ઉતર્યા લાગતા હતા. એ મી૦ મ્હેરવાનજી હોવાનું મ્હેં અનુમાન કર્યું. એણે જ્યારે મ્હારા મિત્રનું નામ સાંભળ્યું ત્યારે એની અજાયબીનો પાર ન રહ્યો.

'ઘણી તાજુબીના વાત લાગેચ મી૦ જયંત ! કે ગુન્હો રાતના તન વાગે થયો અને તેની તમને મુંબાઇમાં ખબર મલી ને હું આવું તેટલામાં તો તમે આવી લાગીયા !'

'મ્હેં ગુન્હો થવાનું આગળથી અનુમાન કર્યું હતું. હું એ થતો અટકાવવાની આશાએ આવ્યો હતો.'

'ત્યારે તો આપની પાસે ઘણી અગત્યની વિગતો હોવીજ જોઈએ. એ બેઉ વચ્ચે પુષ્કળ બનાવ હતો એમ ચારે બાજુ સંભળાય છે.'

'વાત ખોટી નથી. મ્હારી પાસે તો તાંડવનૃત્ય કરતા ચિત્તરામણનાં કાગળીયાંની વિગતો છે.' જયંતે જણાવ્યું. 'અને એ તમને પછીથી સમજાવીશ. તે દરમિઆન, જ્યારે આ બનાવ બનતો અટકાવી શકાયો નથી ત્યારે ન્યાયની રીતે જે કરવું ઘટતુ હોય તે કરવા માટે મ્હારા જ્ઞાનનો ઉપયોગ કરવો મ્હને જરૂરનો લાગે છે. તમે મ્હારી સાથે સહકારથી કામ કરવા માગો છો કે મ્હારે એકલાજ મ્હારૂં કામ કરી લેવાનું છે ?'

'આપની સાથે કામ કરવુ ઉલટુ હું તો ઘણું માન ભરેલુ સમજુ છું.' મહેરવાનજીએ જવાબ આપ્યો.

'એમ હોય તો જરા પણ વખત ગુમાવ્યા સિવાય જે હકીકત અને વિગતો મળી શકે એમ હોય તે મેળવવામાં વિલંબ કરવો ન જોઇએ. ચાલો, આપણે આ મકાન તપાસી લઇએ.'

મી૰ મહેરવાનજી મ્હને ઘણો ભલો માણસ લાગ્યો. એણે જયંતને ઠીક લાગે તે રીતે વર્તવા દીધો અને એને મદદ કર્યા કરી. ત્યાંનો સ્થાનિક ડૉકટર—એક પાકેલી ઉમરનો ગૃહસ્થ એટલામાં જયાગૌરીના ખંડમાંથી બહાર નીકળ્યો. તેણે કહ્યું કે બાઇનો ઘા ભયંકર હતો પણ પ્રાણઘાતક ન હતો. મગજની આગળની બાજુને ઘસાઇને ગોળી ચાલી ગઈ હતી. અને થોડા વખતમાં એ સ્વસ્થ થઈ જશે એવો એનો અભિપ્રાય હતો. ગોળી કોઈએ મારી હતી કે બાઇએ જાતેજ પોતાને મારી હતી એ વિષે પૂછતાં કાંઇજ નિશ્ચયકારક અભિપ્રામ પોતે આપી શકે એમ નથી એવું એણે જણાવ્યું. એક

વાત એણે ખાત્રીથી કહી કે ગોળી તદન નજીકથી મારવામાં આવી હતી. એ ખંડમાંથી ફક્ત એક પીસ્તોલ જડી હતી અને તેમાંથી બે ગોળી ફોડવામાં આવેલી હતી. મી૦ દેશાઇનું હૃદય વીંધીને ગોળી ગઇ હતી. જે રીતે જયાગૌરીના સંબંધમાં અનુમાન કરવામાં આવતુ હતુ તેજ રીતે મી૦ દેશાઈ વિષે પણ અનુમાન કરી શકાય એમ હતું કે એણે પોતાની પત્નીને ઘાયલ કરી પોતે જાતેજ પીસ્તોલથી આત્મઘાત કર્યો હતો. રીવોલ્વર બન્ને જણની વચ્ચે જમીન પર પડી હતી.

'એને ખસેડયો તો નથી ને ?' જયંતે પૂછ્યું.

'જયાબાઇ સિવાય કશાને કોઇ અડયુ નથી. એમને એવી સ્થીતિમાં રાખવાં એ ઠીક ન હતું.'

'કેટલા વખતથી તમે અહીયાં છો ?'

'રાતના ચાર વાગ્યાનો.'

'બીજું કોઈ છે ?'

'હાજી. અહીંનો પોલિસ કૉન્સ્ટેબલ છે.'

'અને આપ કશાને અડયા નથી ?'

'નાજી.'

'આપે ઘણું સારૂ કર્યું છે એમ મ્હારે કહેવું જોઇએ. આપને કોણે અહીંઆં બોલાવેલા ?'

'કામવાળી ભાણીબાઇએ.'

'ગોળીબ્હાર થયો તે વખતે એ દોડી આવેલી ?'

'એ અને કાશીબાઇ કરીને રસોઈયણ છે તે બેઉ જણ.'

'એ હમણાં કયાં છે ?'

'રસોડામાં હશે.'

'તો તો આપણે એમની વાત પહેલાં સાંભળી લઇએ.'

જુના હૅાલમાં અમે અમારી તપાસ સમિતિ ભરીને કામ શરૂ કર્યું. જયંત એક જૂની ખુરસીમાં વચ્ચે બેઠો. એના ચહેરાપર જે અસીલને એ મરતાં ન બચાવી શકયો તેનું મર્યા પછી વેર વાળવાનો

તથા એના ભેદનો પાર પામવાનો દઢ નિશ્ચય જણાતો હતો. એની બાજુમાં ઇન્સ્પેક્ટર મહેરવાનજી, પેલા બુઢ્ઢા ડૉકટર, હું અને ત્યાંનો સ્થાનિક કૅાન્સ્ટેબલ એમ બેઠા કે ઉભા અને અમારૂં કામ શરૂ કર્યું.

બન્ને બાઇઓએ પોતાની વિગતો સ્પષ્ટ જણાવી. રાતની શાંત નિદ્રામાંથી પીસ્તોલના એકાએક થયેલા ધડાકાથી તે બેઉ જાગી ઉઠી હતી, થોડી વાર પછી બીજો ધડાકો પણ સંભળાયો. એ બેઉ પાસે પાસેના ખંડોમાં સુઈ રહેતી હતી એટલે કાશીબાઈ ભાણીબાઈના ખંડમાં દોડી ગઈ અને બેઉ જણી સાથેજ નીચે ઉતરી. એમના શેઠના વાંચનગૃહનું બારણુ ઉઘાડુ હતુ અને ટેબલપર મીણબત્તી બળતી હતી. શેઠ ઓરડા વચ્ચે છતા પાટ પડયા હતા. એ મરી ગયા હતા. બારીની નજીક બાઇ પડેલી હતી અને એનું ગળુ બોલતુ જણાતુ હતુ. એ સખત ઘાયલ થઈ હતી અને એનું માથુ લોહીથી લાલ લાલ થઇ રહ્યું હતું. એ કાંઇ બોલી શકે એવી સ્થીતિમાં ન હતી. રસ્તો તથા ખંડ ધુમાડાથી ઘેરાયલા હતા અને દારૂ ફૂટવાની વાસ આવતી હતી. બારી અંદરથી બંધ કરીને આંકડી મારેલી હતી. એ બાબતજ બેઉ જણે ભાર દઇને ખાત્રી આપી હતી. એમણે તરતજ ઘોડાવાળાને ડૉકટરને તથા પોલિસ કૅાન્સ્ટેબલને બોલાવવા મોકલ્યો હતો. અને એના છોકરાની મદદથી બાઇને બીજા ઓરડામાં ખસેડી હતી. બન્નેની પથારી ઉપયોગમાં લેવાયલી હતી. એ ખંડમાંથી કોઇ પણ ચીજ ખસેડવામાં આવી ન હતી. એમની જાણ મુજબ ધણી ધણીઆણી વચ્ચે એમનાં લગ્ન પછી આજ સુધીમાં કોઇ દિવસ કજીયો થયો ન હતો. બન્ને વચ્ચે પુષ્કળ પ્રેમ હતો એવી આજ સુધી એમને પુરેપુરી ખાત્રી હતી.

એમની જુબાનીની મુખ્ય વિગતો ઉપર મુજબ હતી. ઇન્સ્પેક્ટર મહેરવાનજીના સવાલના જવાબમાં એમ પણ એમણે કહ્યું કે બંગલાનાં બારી બારણાં અંદરની બાજુથી બંધ કરેલાં હતાં અને કોઈ બહાર નાસી જવા પામ્યુ હોય એવો જરા પણ સંભવ ન હતો.

જયંતના સવાલના જવાબમાં કહ્યું કે એ ઉપરથી નીચે ઉતરી તે વખતથીજ દારૂના ધુમાડાની વાસ એમને આવી હતી. એમના ખંડ ઉપલે મજલે હતા અને ત્યાં સુધી વાસ ગઈ હતી.

'એ વિગત પર તમારૂં ધ્યાન ખેંચુ છું. મી. મહેરવાનજી !' જયંતે જણાવ્યું 'કે આ બેઉ જણને દારૂના ધુમાડાની વાસ આવી. હવે આપણે એ ખંડ તપાસીયે તો સારૂ.'

વાંચનગૃહ બહુ મોટો ઓરડો ન હતો. એની લગભગ ત્રણ બાજુઓએ પુસ્તકો ગોઠવાયલાં હતાં અને એક બાજુ બારી આગળ ટેબલ હતું. એ બારી બગીચામાં પડતી હતી. અમારી પહેલી નજર મી૦ દેશાઈના એ ખંડની વચ્ચોવચ પડેલા મૃતદેહ પર પડી. એનો અસ્તવ્યસ્ત પહેરવેશ એ ઉંઘમાંથી અચાનક જાગ્યો હોય એ પુરવાર કરતો હતો. ગોળી એની સામેથીજ ફોડવામાં આવી હતી અને એ એનું હૃદય વિદીર્ણ કરી અંદરજ રહી હતી. એનું મૃત્યુ જરા પણ વેદના સિવાય અને તત્ક્ષણજ નિપજેલું હતું. એનાં કપડાં કે હાથપર દારૂના જરા પણ ડાઘ ન હતા. ડૉકટરના કહેવા મુજબ બાઇના મ્હોં પર દારૂ ઉડવાના ડાઘ હતા પણ એના હાથ સાફ હતા.

'એ ડાઘ નથી એનો કાંઈજ અર્થ નથી. એ હોત તો ઘણું સારૂ હતુ.' જયંતે કહ્યું. 'કારતુસ સારો ન હોય તોજ દારૂ ઉડે છે બાકી જરા પણ ડાઘ પડયા સિવાય જોઇએ તેટલા કારતુસ ફોડી શકાય છે. હવે મી૦ દેશાઇનું શબ ખસેડવામાં હરકત નથી. હું ધારૂ છું, ડૉકટર, કે આપનાથી બાઈના શરીરમાંથી ગોળી કઢાઈ નથી.'

'એમ કરતા પહેલાં ગંભીર વાઢ કાપની જરૂર છે. પણ પીસ્તોલમાં હજી ચાર કારતુસ છે અને તેમાંના બે વપરાયા છે ને બે જણાં ઘાયલ થયાં છે—'

'એમ લાગે એ બનવા જોગ છે' જયંતે કહ્યું. 'એ રીતે તો પેલી બારીની ધારને લાગીને ગયેલી ગોળી માટે પણ તમે ખુલાસો કરી શકશો ખરા !'

એ તરતજ પાછો ફર્યો અને પોતાની આંગળીવતી બારીના ચોકઠાની નીચલી ધારમાં પડેલુ એક ચોરુ–કાણું બતાવ્યુ.

'યા પરવર દેગાર!' મહેરવાનજી બોલી ઉઠયા. 'તમે એ શી રીતે શોધી કાઢયું?'

'કારણકે મ્હેં એને માટે તપાસ કરી.'

'નવાઇની વાત છે!' ડૉકટરે જણાવ્યું. 'આપની વાત ખરી છે સાહેબ! એ હિસાબે તો ત્રીજી ગોળી ફુટી લાગે છે અને તે કોઈ ત્રીજા માણસની હાજરી પુરવાર કરે છે. એ કોણ હશે અને શી રીતે નાસી ગયો હશે?'

'એજ આપણે શોધી કાઢવાનું છે.' જયંતે જવાબ આપ્યો. 'તમને યાદ છેને મી० મહેરવાનજી, મ્હેં પેલા દારૂના ધુમાડા વિષે કહ્યું હતું કે બન્ને બાઇઓ ઉતરી કે તરત તેમને વાસ આવી, એ વિગત ઘણી અગત્યની છે.'

'હાજી. પણ એ હું બરાબર સમજી શકયો નથીજી.'

'એ પુરવાર કરે છે કે જ્યારે ગોળીબાર થયો ત્યારે બારી અને બારણું બન્ને ખુલ્લાં હતાં. એમ ન હોય તો દારૂનો ધુમાડો એટલો જલદીથી ત્યાં પહોંચી ન જાય. એ માટે પવનના ઝપાટાની જરૂર હતી અને બારી ઉઘડયા સિવાય પવન એ રીતે જઈ શકે નહિ. એથી સમજાતું નથી કે ઘડીભર માટે પણ બારી અને બારણું બન્ને ખુલ્લાં હતાં?'

'ઘડીવાર?'

'હાસ્તો. વધુવાર ખુલ્લાં રહ્યાં હોય તો મીણબત્તી રેલાય. જુઓને એ સ્હેજ પણ રેલાઈ નથી એટલે જરા વારજ બારીને બારણાં ઉઘાડાં રહ્યાં હોવાં જોઇએ.'

'ખરી વાત! ખરી વાત!' મહેરવાનજીએ કહ્યું.

'ગોળીબાર વખતે બારી પણ ખુલ્લી હતી એ ખાત્રી થયા પછી આ કામમાં ત્રીજા માણસનો હાથ હોવો જોઇએ એવા નિર્ણય પર આવી શકાય. એ ન્હાસી ગયો એટલે બહાર ઉભા રહીને એણે પીસ્તોલ ફોડેલી. એના તરફ ફોડવામાં આવતી ગોળી અહીંયાં અથડાયા સિવાય ન રહે. અથડાય નહિ તો વાગે અને વાગે તો એ નાસી જઈ શકે નહિ. એ નાસી ગયો છે એટલે ગોળી અથડાઈ હોવી જોઇએ. આ અનુમાન પરથી મ્હેં એ ગોળી માટે જોયું અને એણે પાડેલુ કાણુ મ્હને જડયુ.'

'તો પછી પાછળથી બારી બંધ કરેલી ને આંકડી મારેલી કેમ જોવામાં આવી ?'

'બાઈએ પહેલું કામ એ કર્યું હોય એ બનવા જોગ છે. પણ આ શું ?'

એ એક ન્હાની સરખી 'હેન્ડબૅગ' હતી. જયાબાઇની બૅગ તરિકે એ ભાણીબાઇએ ઓળખાવી. જયંતે તે ઉઘાડી અને એમાંની ચીજો બહાર કાઢી. સો સો રૂપીયાની સો નોટોનું એક બંડલ એમાં હતું.

'આ જુબાની માટે જાળવી રાખવુ જોઇએ. મી૦ મહેરવાનજી !' કહીને એણે બૅગ તથા નોટોનું બંડલ ઇન્સ્પેકટરને આપ્યાં. 'હવે આપણે આ ત્રીજી ગોળી માટે તપાસ કરવી જોઈએ. કાશીબાઇને જરા બોલાવો તો......કાશીબાઈ, તમે જે અવાજ સાંભળ્યો તે મોટો હતો કે ન્હાનો ? તમે કહી ગયાં કે અવાજ જબરો હતો તે પહેલો અવાજ બીજા કરતાં વધારે હતો એમજ ને ?'

'પહેલેજ ધડાકે હું ઉંઘમાંથી જાગી ઉઠી એટલે હું બરાબર ખાત્રીથી ન કહી શકું, પણ એ ઘણો મોટો અવાજ હતો.'

'બે બાર એકી સાથે કરવામાં આવ્યા હોય એવું તમને નથી લાગતું ?'

'મ્હારાથી કાંઇ ખાત્રીપુર્વક કહી ન શકાય, સાહેબ !'

'હું ધારૂ છું કે એમજ હતુ. હરકત નહિ. જાવ જવું હોય તો. મી૦ મહેરવાનજી, આ ઓરડો જે જુબાની આપી શકે તે આપણે મેળવી છે હવે તો આજુબાજુ ને બાગમાં જઈએ. બાગ શુ દર્શાવે છે તે તો જોઈએ.'

એ બારીની બહારની બાજુએજ ફુલ ઝાડનો કયારો હતો. એની નજીક ગયા કે અમને બધાને નવાઇ લાગી. બધા છોડ અસ્તવ્યસ્ત થઈ ગયેલા હતા અને કોઇએ કયારાની માટી ખુંદી હોય એવું લાગતું હતું. કોઇ મોટા કદના માણસનાં પગલાં ચારે બાજુ પડયાં હતાં. પગનું ચાપુ મોટુ, પહોળુ અને ઉંડુ ગયેલુ હતુ એટલે એ કોઈ પુરૂષનાં-મજબુત બાંધાના પુરૂષનાં-પગલાં હોવાનુ અનુમાન થઈ શકતું હતું. જયંતે ચારે બાજુએ આમતેમ નીચા નમીને જોયું. એક પક્ષી કંઇક શોધવાને પાંદડાં ને ઘાસ ઉંચુ નીચુ કરે તેમ એ કરી વળ્યો. છેવટે એણે કંઈક ઉચકી લીધુ અને ઉભો થઈ ગયો.

'મ્હારી ખાત્રી હતી' એણે કહ્યું. 'આ રહી ત્રીજી ગોળીની ટોટી. હવે આપણી તપાસ પુરી થાય છે મી૦ મહેરવાનજી.'

જયંતની તપાસની રીત અને તેની કામ કરવાની રીતભાત જોઇને મી૦ મહેરવાનજીના અચંબાનો પાર રહ્યો ન હતો. પહેલાં તો જરા જેટલું પણ એને એની પદવીનું અભિમાન હતું પણ હવે તો એ સાવ ગળી ગયો હતો, અને જયંત જે કહે તે કરવા તૈયાર હતો.

'તમને કોના ઉપર શક આવે છે?' એણે પૂછયું.

'એ હું પછી કહીશ. હજી કેટલાક મુદ્દા હું બરાબર સમજાવી શકું એમ નથી. જ્યારે આટલે સુધી વાત આવી છે ત્યારે જરા મ્હારી રીતે આગળ વધીને કામ ખતમ કરી પછી આપણે વાત કરીશું.

'જેવી આપની મરજી.'

'મ્હારે ભેદ જાળવી રાખવાની જરૂર નથી પણ આ ક્ષણે લાંબી વાતને અવકાશ નથી એટલે એ વિષે પછી વાત કરીશું. જયાગૌરી

જાગૃત થાય તો ઠીક છે નહિ તો પણ એની મદદ સિવાય ગઇ કાલનો બનાવ દિવા જેવો દેખાઇ આવે છે. પહેલાં તો આટલામાં કોઈ જગ્યાએ 'અમરતવાડી' છે કે નહિ તે મ્હને કહો.'

એ વિષે નોકરોને પૂછપાછ કરવામાં આવી પણ કોઇએ હકારમાં જવાબ આપ્યો નહિ. એ સ્થળ આ બાજુ નજીકમાં હોવાની કોઇને ખબર ન હતી. છેવટે ઘોડાવાળાના છોકરાએ જણાવ્યું કે રામપુરને સીમાડે 'અમરતવાડી' આવેલી હોવાની એને ખબર છે.

'એ બહુ એકાંત જગ્યા છે?'

'ઘણીજ એકાંત અને એકલવાઈ. સાહેબ!'

'અહીંયાં રાત્રે શું થયુ તેની ત્યાં ખબર નહિ પડી હોય?'

'બનવા જોગ છે કે ખબર ન પડી હોય. એ જગ્યાજ એવી છે.'

જયંતે જરાવાર વિચાર કર્યો પછી હસીને બોલ્યો:

'હું આપુ એ ચીઠ્ઠી ઘોડા પર જઇને તું ત્યાં આપી આવ.'

'ભલે, સાહેબ!' કહીને એ ઘોડો પલાણવા ગયો.

એણે પોતાના પાકીટમાંથી તાંડવનૃત્ય કરતા ચિતરામણવાળાં કાગળીયાં કાઢ્યાં અને એમની મદદથી એણે થોડાંક એવાંજ ચિતરામણ એક કાગળ પર કાઢ્યાં. એ ચિતરામણવાળી ચીટ્ટી એણે પેલા છોકરાને આપી અને તે 'અમરતવાડી'માં જઈને 'અરવિંદરાય' નામના માણસને હાથોહાથ આપવા કહ્યું. એના સિવાય બીજા કોઇને આપવાની નથી નથી એ પણ બરાબર સમજાવ્યું. અને એની સાથે પણ જરા પણ વાતચીત કરવાની કે ગઇ કાલે રાતના બનાવની વિગત આપવાની એને ના પાડી.

' અને મી. મહેરવાનજી, ત્હમે પોલિસપાર્ટીને માટે તાર કરો. મ્હારી ગણત્રી ખરી હોય તો તમારે એક ભયંકર ગુન્હેગાર સાથે કામ પાડવાનું છે. આ છોકરો તાર કરતો જશે. તમે એને લખી આપો. અને નટવર! બપોરની મુંબાઇ જવાની ગાડી હોય તો આપણે એમાં પાછા ફરીએ. મ્હારે એક રસાયણીક પ્રયોગ આજે સાંજના કરવાનો છે. અહીંનો મામલો પતી જાય છે એટલે હવે હરકત નથી.

પેલો છોકરો ગયો એટલે જયંતે બધા માણસોને બોલાવીને સૂચના આપી દીધી કે કોઈ પણ માણસ જયાબાઇની તબીઅત વિષે પૂછતો આવે તો તેને કાંઇપણ ખબર આપ્યા સિવાય દિવાન-ખાનામાં મોકલવો. એ વાત ખાસ કરીને દરેકના મગજ પર એણે ઠસાવી અને અમે દિવાનખાનામાં આવીને બેઠા. એણે કહ્યું: 'જે વાત આપણા હાથમાં નથી તે પર વિમાસતા બેસવાની જરૂર નથી. ચાલો આપણે આપણા સમયનો સદુપયોગ કરી લઇએ.'

ડૉકટર પોતાના દરદીઓને તપાસવા ઉપડી ગયા હતા અને કૉન્સ્ટેબલ બહાર હતો. હું તથા મી. મહેરવાનજી હાજર હતા.

'સાધારણ રીતે આપણને કલાકેક થોભવું પડશે.' જયંતે શરૂ કર્યું. 'એટલો વખત આપણે સારી રીતે ગાળી શકીએ એમ છે.' એમ કહીને એણે પોતાના પાકીટમાંથી તાંડવનૃત્યવાળાં ચિતરામણ કાઢયાં. 'તારી ધીરજ માટે ધન્યવાદ આપવો જોઇએ નટવર! મી. મહેરવાનજી, આપને પણ આપના ધંધાને લગતું ઘણું જાણવાનું મળશે.' એમ કહીને અત્યાર સુધી બનેલી મી. દેશાઈએ જણાવેલી વિગતો એણે મહેરવાનજીને ટુંકામાં કહી.

'હવે આ બધાં ચિતરામણ જોઇને કોઇપણ એને છોકરાંની રમત ગણી કાઢી ધ્યાન ન આપે પણ આ ગુન્હો બનવાની આગાહી એમણે મ્હને આપી હતી અને તે બનતો અટકાવવા અમે અહીં આવ્યા હતા પણ કમનસીબે જરા મોડા આવ્યા! છૂપીલીપી અને તેના ઉપયોગો વિષે હું ઘણું જાણું છુ અને આશરે સાઠેક છૂપીલીપીઓ હું ઉકેલી શકુ છું. મ્હેં એ વિષે એક પુસ્તક પણ લખેલું છે પણ આ જાતની લીપી મ્હેં બીલકુલ જોઈ ન હતી. જેણે એ શોધી હશે તેનો હેતુ એજ હોવો જોઈએ કે ગમે તે અજાણ્યાને હાથ એ લખાણ જાય તોપણ બાલિશ રમત જાણીને ધ્યાન ન આપે.

'એક વખત ખાત્રી થઈ કે એ ચિતરામણો કોઈ અક્ષર કે કાના માતર માટે કરવામા આવેલાં છે એટલે એ બાબતને લગતા

નિયમોથી મેં કામ લેવા માંડયું. પહેલો સંદેશો કાંઇપણ નિર્ણય પર આવવા માટે ઘણો ટુંકો હતો. એનાપરથી એક વાત સમજાઇ કે

એમાં વારે વારે આવેલી નિશાની 'અ'ની હતી. એના ઉપરના

ફેરફારથી 'આ' કે 'ઇ' થતાં હશે એમ મેં અનુમાન કર્યું હતું. એકલ 'અ' ઉપરથી આખુ વાક્ય સમજાવું મુશ્કેલ હતું એટલે વધારે નિશાનીઓની જરૂર હતી. ગુજરાતી ભાષામાં વ્યંજન કરતાં સ્વરનો ઉપયોગ વિશેષ છે એટલે સ્વર વધારે પ્રમાણમાં આવવા જોઇએ એ ઉપરથી 'અ' ઓળખાયો એટલે બીજા અક્ષરો પણ ઓળખાશે એવી મ્હારી ખાત્રી હતી પણ એને માટે ધીરજની અને વધુ ચિતરામણોની જરૂર હતી. બીજી વખત જ્યારે મી. દેશાઇ મળ્યા ત્યાં એમણે બે ટુંકાં અને એક લાંબુ એમ ત્રણ નવાં ચિતરામણો આપ્યાં એમાં બીજુ મ્હને વધારે મદદ રૂપ થઇ પડયું. 'અ'ના જમણા હાથમ પાંખુ કરી 'આ' કરેલો તે સમજાયું અને નસીબયોગે તેની જોડેન નિશાની 'વ'ને કંઈક મળતી લાગી તે ઉપરથી 'આવ' એટલુ બેસા ડયુ. તે પછી ત્રણ નિશાની હતી અને પાછુ 'આવ' હતું. એટ વચ્ચેની ત્રણ નિશાની કોઈ વ્યક્તિનું નામ હોવું જોઇએ. ત્રીજી નિશા નીનો જમણો ને ડાબો હાથ બેઉ લંબાવેલા હતા તે 'આ' અ 'કાના'નો ફેરફાર સુચવવા હોય એમ લાગ્યું. છેડે આવાળુ 'જય નામ હોવું જોઈએ એ કલ્પના આ સંજોગોમાં આવ્યા સિવાય ન રહે. 'આવ' એવું એ આગંતુકને કોને કહેવાનું હોય ? એટલે એ રી એ સંદેશો બેસાડયોઃ 'આવ, જયા, આવ.' ધજાવાળુ નિશાન શ પુરો થતો હતો એમ બતાવતું હતું. આ રીતે મને 'અ, આ, જ, અને ય તથા કાનો' સમજાયાં.

'તે પછીનો ટુંકો સંદેશો લીધો એ નીચે મુજબ ગોઠવ્ જે નિશાની નવી હતી તેને ઠેકાણે લીટી દોરી ને જે વંચાઇ તે લખ

—। ৵—

'મ્હારા અનુમાન મુજબ એ જથાને તેણે આપેલા આમંત્રણનો જવાબ હતો અને તે 'હાજી'ને બદલે 'ના જી' હોય એ અનુમાન વધારે સયુક્તિક હતું. એ રીતે પહેલી અને છેલ્લી નિશાની 'ન' તથા 'હ્રસ્વ ઇ'ની દ્યોતક લાગી.

'આટલે આવ્યા પછી ફરી પાછો પહેલો સંદેશો હાથમાં લીધો તે નીચે મુજબ બેઠોઃ

અ—ી આ વ ય—. — — અ—વી—

'આવય'ની પછીની નિશાની 'ઓ'ની હોય એ સમજાય એવું હતું એટલે એ રીતે 'આવ્યો' શબ્દ મળ્યો. તો પછી તેની પહેલાં અ અને ઈની વચ્ચે 'હ' હોવો જોઇએ અને 'ઈ' ના પગે કરેલુ ટપકુ અનુસ્વાર બતાવતુ હોવું જોઇએ. 'અહીં આવ્યો' પછી 'છું' અથવા 'છે' એમ હોય એ સંભવિત છે. 'છે'ને બદલે 'છું' નો પ્રયોગ વધુ બંધ બેસતો હતો. હવે 'અ' અને 'વી' ની પાછળ એકેક અક્ષર ઉમેરવાનો હતો. એ લખનારનું નામ હોવાની મ્હારી માન્યતા હતી એટલે નામો શોધી વળ્યો તો 'અરવીંદ' બંધ બેસતુ લાગ્યુ. એ સંદશો 'અહીં આવ્યો છું. અરવીંદ.' એમ બેસાડયો અને એ રીતે 'હ, છ, ર તથા દ અને કાનો માત્ર તથા અનુસ્વાર' મેળવ્યાં.

'તે પછી બીજો નાનો સંદેશો બેસાડવા માંડયો. એ નીચે મુજબ ઉકલતો હતોઃ

અ — ર — વા — ી —ં

'એ કોઈ ઠેકાણાનું નામ લાગતુ હતુ 'વા' અને દીર્ઘ 'ઇ'ની વચ્ચેની નિશાની 'ડ'ની હોવી જોઇએ તોજ 'વાડી' થાય તે પછીના 'ં' ની વચ્ચેની નિશાની 'મ'ની હોય તો 'વાડીમાં' વંચાય. એજ નિશાની 'અ' પછી વપરાઇ હતી એટલે 'અમર' થયું તે પછીની નિશાની કઈ હોવી જોઈએ એ વિષે વિચાર કર્યો તો છેવટે 'ત' હોવાનું મ્હારૂં

અનુમાન થયુ અને એ રીતે એ સંદેશો 'અમરતવાડીમાં' એ મુજબ વંચાયો, એમાં 'મ, ત અને ડ' નવા હતા.

ત્યારબાદ છેલ્લો અને લાંબો સંદેશા મળ્યો. ઉપરના જ્ઞાનને આધારે એ નીચે મુજબ વંચાયો.

જયા દિવ– –રાઇ – યા – ા – – છ –

'દિવ' પછીની નિશાની સ' ની હોય એ સમજાય એવું છે, અને 'રાઇ'ની પહેલાં 'ધ' 'મ' કે 'ભ' હોય તો અર્થ બેસે. 'દિવસ' પછી 'ભરાઈ' જ લખાય. 'મરાઇ' કે 'વરાઈ' અથવા 'હરાઇ' ન લખાય. 'ભરાઇ' ને 'યા'ની વચ્ચે 'ગ' હોય એ સમજી શકાશે અને 'જયા દિવસ ભરાઈ ગયા' એટલુ વંચાયા પછી કાનો અને બીજા 'ગ'ની આગળ પાછળ 'લ' અને 'એ' હોય તો 'લાગે' થાય. 'ગ'ની પછીની નિશાની 'છ'ની પછી આવતી હતી એટલે એ 'છે' વંચાયુ. એ ઉપરથી એ સંદેશો 'જયા, દિવસ ભરાઈ ગયા લાગે છે' એમ વંચાયો અને 'સ, ભ, ગ, લ તથા એક માત્ર' સમજાયાં.

આખી બારાખડી હજી સમજાઈ નથી પણ ખપ જોગી નિશાનીઓ બરાબર ઓળખાઇ તેથી મ્હને આનંદ થાય એ સ્વાભાવિક છે. તે દરમિઆન એ ભાઈ સાહેબ વિષે તપાસ કરવી જરૂરી હતી. જયા આફ્રિકાથી આવી હતી. છેલ્લો કાગળ પણ આફ્રિકાનો હતો એટલે આ નામદાર પણ આફ્રિકાથી આવ્યા હોવા જોઇએ. એમનું નામ મળ્યું હતું એટલે મ્હેં મ્હારા મિત્ર મી. જ્યોર્જ વિલ્સનને મોંબાસા તાર કર્યો. કેનીયામાં એનું નામ ને કામ ઘણાં જાણીતાં છે. અને અમે જરૂર હોય ત્યારે એક બીજાની મદદ લઇએ છીએ. એનો જવાબ જરા મોડો આવ્યો. આ રહ્યો એ. 'કીસુમુનો ઘણોજ ભયંકર બદમાશ.' એટલુજ એ લખે છે અને એ ઘણુંજ અર્થ સાધક છે. એ મળતાંજ અમે અહીં આવવા નીકળ્યા પણ જરા મોડા પડયા. એ પછી શું થયું તેની તમને ખબર છે.'

'આપના જેવા બાહોશ માણસ સાથે સ્હેજ પણ કામ પાડવુ

એ ખુશનસીબી છે મ્હારા સાહેબ!' મહેરવાનજી બોલી ઉઠયા. 'આપને કહું તો ખોટું ન લગાડશો પણ મ્હારે મ્હારા ઉપરીઓને સંતોષકારક વર્તન બતાવવું જોઈએ. આ મી૦ અરવિંદ જો અમરતવાડીમાં છે તો આપણે એને જઈને શા માટે ગીરફતાર ન કરવો? આપણે વાત કરતા બેઠા છીએ એ દરમિઆન એ ભાઇ રફુચક્કર થઇ નહિ જાય એની શી ખાત્રી?'

'તમારે ગભરાવાની જરૂર નથી. એ એવો પ્રયત્ન કરશે જ નહિ.'

'શા ઉપરથી તમે કહો છો?'

'એમ કરેતો એનો ગુન્હો પકડાઈ જાય એમ છે.'

'તો પછી આપણે એને પકડવા જઇએ તો શું ખોટુ?'

'એ પોતેજ હમણાં અહીં આવવો જોઇએ.'

'શા વાસ્તે એ આવશે?'

'કારણ કે મ્હેં એને અહીં આવવા લખ્યુ છે.'

'એ સમજાતુ નથી મી. જયંત! કે તમે એને બોલાવો અને તમારા ઇજનને માન આપીને એ અહીયાં શી રીતે આવે! ઉલટુ એ ઇજન મળતાં તો એ રફુચક્કર થઈ જાય.'

'એજ ભૂલ છે. એને શી રીતે ને શું લખવુ તે મ્હને બરાબર ખબર છે. મ્હારી ભૂલ થતી લાગતી નથી. દૂરથી પેલો કોઇ મારતે ઘોડે આવતો લાગે છે.'

દૂરથી એક માણસ મારતે ઘોડે આવતો જણાતો હતો. તે ભારે હાડનો મજબુત બાંધાનો, પાકા રંગનો જુવાન માણસ હતો અને જરૂરને કામે પવન વેગે આવતો હોય એમ લાગતું હતું.

'આપણે હવે બારણાની પાછળ સંતાઇ જવાની જરૂર છે.' જયંતે કહ્યું. 'આવા માણસો સાથે કામ પાડતી વખતે સંપૂર્ણ સાવચેતી રાખવી જોઇએ મી૦ મહેરવાનજી! તમે તમારી હાથ કડીઓ તૈયાર રાખો. હું ઈસારત કરૂં કે તરતજ પહેરાવી દેજો. તમારે કોઈએ બોલવાની જરૂર નથી.'

જયંતની સૂચના મુજબ અમે સંતાઇ ગયા અને શાંતિથી એક બે મીનીટ વિતાવી. બે મીનીટ ઘણી લાંબી લાગી. પછી બારણું ઉઘડ્યુ અને પેલો માણસ અંદર આવ્યો. તરતજ જયંતે પોતાની રિવોલ્વર એના કપાળે અડાડી અને ઇસારત થતાંજ મહેરવાનજીએ ઝાંઝરીયાં પહેરાવી દીધાં. એ એટલી તો ઝડપ અને ચપળતાથી થઇ ગયું કે શું થાય છે તે પણ પેલો માણસ સમજી ન શકયો. એણે એની કાળી ભમર આંખો અમારા તરફ એક એક પછી ફેરવી અને છેવટે ખડખડાટ હસી પડયો.

'આ વખતે તમે મ્હને હરાવ્યો મ્હારા મહેરબાન! પણ હરકત નહિ! હું જયાગૌરીની ચીઠી મળવાથી અહીં આવ્યો છું. મ્હને ફસાવવામાં એનો હાથ છે એમ તો તમે કહેતા નથી ને?'

'જયાબાઇ ભયંકર રીતે ઘાયલ થઇને મૃત્યુના મોઢામાં પડયાં છે, એમાંથી બચે ત્યારે ખરૂં'. જયંતે જણાવ્યુ.

એ સાંભળી એણે એકદમ હાય મારીને ઘર ગજાવી મુકયુ.

'તમે લબાડ છો મ્હારા સાહેબ! પેલો ઘાયલ થયો હતો. એ નહિ. એના તરફ ઘા કર્યોજ નથી. કયો ગધેડો ગરીબ જયાને ઘાયલ કરે? મ્હેં એને ધમકાવી હશે એની ના નહિ પણ એના વાળને પણ ઇજા કરવાની મારી નેમ ન હતી. તમે કદાચ ખોટુ કહેતા હશો. એ બનતુ સંભવિત નથી.'

'એના મૃત પતિની પાસે ભયંકર રીતે ઘાયલ થઇને એ પડી હતી.'

એ ફરીથી હાય મારીને નીચે બેસી ગયો ને બેઉ હાથો વડે પોતાનું મ્હોં ઢાંકવા પ્રયત્ન કર્યો. પાંચ મીનીટ સુધી એ કાંઇ બોલી શકયો નહિ. પછી જરા સ્વસ્થ થઇને એણે કહ્યું:

'મ્હારે કશુંજ છૂપાવાનું નથી. મ્હેં જો ઘા કર્યો હોય તો એમાં કાંઇ ખોટુ નથી. પહેલી એને મ્હારી સામે પીસ્તોલ ફોડી એટલે મ્હેં

પણ એના ઉપર નેમ તાકી અને એમાં કાંઇ મ્હેં ગુન્હો કર્યો નથી. પણ જો તમે એમ માનતા હો કે જયાગૌરીને મ્હેં ઘાયલ કરી છે તો તમે એને કે મ્હને પીછાનતા નથી. મ્હારે કહેવું જોઈએ દુનીયામાં કોઇએ નહિ ચાહી હોય એટલા સ્નેહથી હું જયાને ચાહતો હતો. એને મેળવવાનો—પરણવાનો મ્હારો અધીકાર હતો. અમે સાથે ઉછર્યાં હતાં અને એના બાપે મ્હારી સાથે એનો વિવાહ કર્યો હતો. શા માટે આ માણસ વચ્ચે આવ્યો? મ્હારે એનું લઈ જવાનું નહતુ પણ મ્હારી પોતાની વિવાહ કરેલી—યુવતી મેળવવાની હતી. એણે વચ્ચેજ શા માટે લગ્ન કરી લીધું?'

'એણે જ્યારે જાણ્યું કે તમે કેટલા અસરાફ માણસ છો ત્યારે બીચારી અહીં ભાગી આવી' જયંતે કહ્યું. 'આફ્રિકાથી નાસીને એ અહીં પોતાની જીંદગી સુખમાં વિતાવવા આવી. એને આબરૂની દરકાર હતી એટલે અહીં આવીને પણ સારે ઠેકાણે પરણી. તમે એની પુઠ પકડી અને અહીં આવીને એના સુખમાં ખલેલ નાખી. એને તમારી સાથે નાસી જવા તથા પતિનું ઘર છોડી દેવા સમજાવી, આગ્રહ કર્યો અને ધમકી આપી. એ એના સ્નેહાળ પતિને છોડીને તમને—કે જેને એ ખરા જીગરથી ધીક્કારતી હતી તેની સાથે શા માટે આવે? અને તમારી એ જીદનું પરિણામ શું આવ્યું? એક આબરૂદાર કુટુંબ તમે નિર્વંશ કર્યું અને એના પતિને મારી નાખ્યો તથા એને આપઘાત કરવા જેવી સ્થીતિમાં મુકી દીધી. આ તમારૂં કામ મી૦ અરવિંદ! તમારે એનો જવાબ આપવો પડશે. સમજ્યાને!'

'જો જયા મરી જાય તો મ્હારૂં શું થશે તેની મ્હને રજમાત્ર પરવા નથી.' એણે કહ્યું. એણે પોતાની મુઠી ઉઘાડીને એમાંનું કાગળીયુ જોયુ 'અને જયા ઘાયલ થઈને પડી છે તો આ કોણે લખ્યું? બધી બનાવટ છોડી દઇને ખરી વાત કરો મ્હારા સાહેબ! જયા સિવાય બીજુ કોઈ આ રીતે લખી શકે છે એ માનવાની હું સાફ ના પાડુ છું.'

'એવી ખાંડ ખાવાની જરૂર નથી. એ ચીઠ્ઠી મ્હેં લખી છે.'

'તમે લખી છે ? દુનિયાના પડમાં પણ અમારા મંડળ સિવાય તાંડવ નૃત્યનું રહસ્ય જાણનાર કોઈ છે નહિ ! તમને એનું રહસ્ય શી રીતે માલુમ પડયુ કે આટલું લખી શકયા ?'

'આખર કરો તોયે એ માણસાઈ ભેદ છે. એક જણ જે ભેદ તૈયાર કરે છે તે બીજો ઉકેલી શકે છે, સમજ્યાને.' જયંતે કહ્યું. 'તમને લઇ જવાને માટે સાધન તૈયાર રાખ્યાં છે મી૦ અરવિંદ, એ આવી જાય એટલામાં થોડીક વાત કરી લઇએ. તમને ખબર છે કે હું અહીં ન આવ્યો હોત તો જયાગૌરી પર એમના પતિનું ખુન કરવાનો આરોપ ઘડવાની તૈયારી હતી ? તમારા તાંડવનૃત્યનું રહસ્ય હું પામી ન શકયો હોત તો એને ફાંસીને લાકડેજ જવાનો વારો હતો. એટલે તમારાથી બને તો એટલું સ્પષ્ટ કરો કે જે ગુન્હો થયો છે તેમાં એનો હાથ ન હતો અને આ દુઃખદાયક અંતની જ જવાબદારી તમારે માથે હતી.'

'મ્હારે કાંઈ ઉમેરવા કરવાનું નથી. જે હકીકત બની છે તે અક્ષરે અક્ષર કહેવામાં મ્હને વાંધો નથી.'

'તમે જે કાંઇ કહેશો તેનો ઉપયોગ તમારી સામે જુબાનીમાં કરવામાં આવશે.' મી૦ મહેરવાનજીએ કાયદેસરની સૂચના આપી દીધી.

અરવિંદે પોતાના ખભા હલાવ્યા. એની એને રજ પાગ પરવા ન હતી.

'હરકત નહિ ! પહેલાંતો મ્હારે ફરીથી કહી લેવું જોઈએ કે જયાને હું ન્હાનપણથી ઓળખું છું. અમારા મંડળમાં સાત જણ હતા અને જયાના બાપ અમારા આગેવાન હતા. એ ઘણાજ ચાલાક અને બુદ્ધિશાળી હતા. એમણેજ પેલી લીપી શોધી કાઢી હતી અને મંડળના સભ્યોને શીખવી હતી. જયા પણ એ શીખી હતી. અમારા

રીત રિવાજથી એ માહિતગાર થઈ હતી અને એના પ્રત્યે એને અણગમો હતો તે એ છૂપાવતી ન હતી. એના પિતાએ એનું વાગ્દાન મ્હારી સાથે કર્યું હતું અને જો એ વધુ જીવ્યા હોત તો લગ્ન પણ કરત. એમના મરણ પછી છૂપી રીતે જયા અહીં નાસી આવી અને આ જાગીરદારને પરણી. મ્હેં બીજો ધંધો લીધો હોત તો એ મ્હને પરણ્યા સિવાય રહેત નહિ એવી મ્હારી ખાત્રી છે. કેટલી મહેનતે મ્હને એનું સરનામું તથા લગ્નની ખબર મળી. મ્હેં એને લખ્યું પણ જવાબ ન મળ્યો એટલે અહીં આવ્યો અને એ વાંચી શકે એવે સ્થળે મ્હારો સંદેશો છૂપી લીપીમાં લખ્યો.

'મ્હને અહીં આવ્યે એક મહિનો થવા આવ્યો. આવ્યો ત્યારથીજ હું અમરતવાડીમાં રહ્યો હતો. એ સ્થળ એકલવાયું છે અને મ્હને એવી જગ્યા મળી હતી કે જ્યાંથી રાતના હું કોઈને પણ ખબર પડ્યા સિવાય બહાર હરી ફરી શકું તથા જઈ આવી શકું. મ્હારા સંદેશા જયા વાંચતી હતી. એક વખત તો એણે એની નીચે જવાબ પણ લખ્યો હતો. પછી મ્હારો મીજાજ ગયો. મ્હેં એને ધમકી આપવા માંડી. એણે મ્હને કાગળ લખ્યો અને જતા રહેવાની આજીજી કરી. એના ધણી પર આફત આવશે તો એનું જીવન ધુળધાણી થઈ જશે માટે દયા કરીને ચાલ્યા જવું એવું પણ એણે લખ્યું હતું. કાલે રાત્રે ત્રણ વાગે જ્યારે એનો ધણી ભર ઊંઘમાં હશે ત્યારે વાંચનગૃહની બારી આગળ આવી મ્હારી સાથે એ વાત કરશે એમ પણ વધારામાં જણાવ્યું હતું. એ મુજબ નક્કી કરેલ વખતે એ બારી આગળ આવી અને પોતાની સાથે નાણાંની સારી જેવી રકમ પણ લઈ આવી. પાછા જવાને લલચાવવા ખાતર એ રકમ એ મ્હને આપવા તૈયાર હતી. આથી મ્હારો પીત્તો ઉકળ્યો. મ્હેં એનો હાથ પકડ્યો. અને બહાર ખેંચી. એ વખતે હાથમાં રિવોલ્વર લઈને એનો ધણી દોડી આવ્યો. જયા નીચે બેસી ગઈ અને અમે એક બીજાના ઉપર વેર લેવા તલસતા ઊભા. હું કાંઈપણ નુકશાન કર્યા સિવાય નાસી જવા તૈયાર

થયો. એવામાં એણે પિસ્તોલ ફોડી અને એનો બાર ખાલી ગયો. એજ વખતે મ્હેં પણ રિવોલ્વર ફોડી ને મ્હારી ગોળી લાગતાં વેંતજ એ ગબડી પડયો. હું બાગમાં થઇને નાસી છૂટયો. જતાંજતાં બારી બંધ થયાનો અવાજ પણ મ્હેં સાંભળ્યો. ખરી હકીકત આ છે એમાં એક અક્ષર પણ ખોટો નથી. તે પછી શું બન્યુ તે અહીં ચાલ્યો ચાલ્યો આવીને પકડાયો ત્યાં સુધી મ્હને ખબર નથી.'

એ વાત કરતો હતો એટલામાં પોલિસની પાર્ટી સાથે મોટર આવી ગઈ હતી. ઈન્સ્પેકટર મહેરવાનજીએ એ વિષેની અમને ખબર આપી અને એમના કેદીને કહ્યું:

'હવે જવાનો વખત થયો છે.'

'મ્હારે જયાને મળવું છે.'

'એ બને એમ નથી. હજી એની મૂર્છા વળી નથી. મી૦ જયંત! હવે કદાચ મ્હારે કોઈ અગત્યનો કેસ હાથ ધરવાનો હશે તો આપની મદદ લીધા સિવાય નહિ રહું. આપની મદદ ભૂલાય એવી નથી.'

અમે બારી આગળ ઉભા ઉભા મોટર હંકારાઈ જતી જોઇ. હું પાછો ફર્યો તેવી મ્હારી નજર અરવિંદે નાખી દીધેલા કાગળીયા પર પડી. જયંતે એને લખેલી એ ચીઠ્ઠી હતી.

'તારાથી વંચાતી હોય તો વાંચી જો. નટવર!' જયંતે હસીને કહ્યું.

એ તાંડવ નૃત્યની છૂપી લીપીમાં નીચે મુજબ હતી:

'મ્હેં સહમજાવ્યુ તે મુજબ વાંચશે તો એ 'અહીં જલદી આવો' એમ વંચાશે. મ્હારી ખાત્રી હતી કે એ આમંત્રણને માન આપીને એ આવ્યા સિવાય નહિજ રહે. અને એ જયા સિવાય બીજાએ લખ્યું હશે એ એની કલ્પનાની બહારની વાત હતી. આખરે એ આવ્યો અને આપણે આપણા અસીલને ન્યાય અપાવવામાં

ફતેહમંદ થઇ શકયા. આપણી ગાડીનો વખત થવા આવ્યો છે એટલે વખતસર પહોંચી જવું જોઈએ. ચાલ, હવે ગાડીની ગોઠવણ કર તો.'

અમે વખતસર ટ્રેન પર આવી પહોંચ્યા.

છેલ્લે એક બે બાબતો નોંધવાની રહે છે.

અરવિંદને જીલ્લાની સેસનકૉર્ટમાં ફાંસીની સજા થઇ હતી પણ તે હાઇકૉર્ટે ફેરવીને જન્મદેશ નિકાલની કરી હતી. પહેલો બહાર મી. દેશાઇએ કર્યો હતો એ મુદ્દાપર હાઇકૉર્ટે સજામાં ફેરફાર કર્યો હતો.

જયાગૌરી થોડા વખતમાં સાજી થઇ ગઇ હતી અને હજીએ એ એક આદર્શ વિધવા તરિકે પવિત્ર જીવન ગાળી પોતાનો સમય ગરિબોની મદદમાં તથા દુઃખ ટાળવામાં ગાળે છે.

એને થયેલો ઘા પડતાં પડતાં મી. દેશાઇના હાથમાંથી રિવૉલ્વર છટકીને પડતાં અકસ્માત ઘોડો દબાઇ ગયાથી થયો હતો.

*

# સફેદ ઠગ

*

જે વાત હું લખું છું તે બની ગયાને ઘણાં વર્ષ થયાં પણ હજી તે જાણે હમણાંજ બની હોય એટલી તાજી છે, છતાં ઘણા લાંબા વખત સુધી એને લખવાનું મ્હારે મુલતવી રાખવું પડયુ હતું કારણકે એની કેટલીક વિગતો જાહેર ન કરાય એવી ન હતી. એ કામની મુખ્ય મુખ્ય વ્યક્તિઓ પ્રભુના દરબારમાં પહોંચી ગઈ છે અને એ ઓળખાવાનો બહુ ઓછો સંભવ છે એટલે મુદ્દાની વિગતો ચર્ચીને એ વાત રજુ કરૂં છું. મ્હને અને જયંતને એ કામમાં ઘણો નવાઈ ભરેલો અનુભવ થયેલો અને અમારે પણ વિચિત્ર રીતે વર્તવું પડેલું. એ હકીકત કયાં અને કયારે બની એ વિષેની ખરી હકીકત બદલીને લખવા માટે આશા છે કે વાંચનાર મ્હને માફ કરશે.

શિયાળાની એક સાંજે હું તથા જયંત આમ તેમ રખડીને ૭ વાગે ઘેર આવી ગયા હતા. જયંતે એના ટેબલ પરની બત્તી

ઉંચી કરી એટલે અમારી નજર ટેબલપર પડેલા એક કાર્ડ પર પડી. જયંતે એ જોઇને ભવાં ચઢાવ્યાં ને તિરસ્કારથી એને નીચે ફેંકી દીધું. મેં ઉપાડીને જોયું તો એના પર નીચે મુજબ લખ્યું હતું.

**અ નં ત રા ય સી. બ ક્ષી**

દરિઆ મહાલઃ વરલી

**મું બા ઇ**

એ:૮૮૨.

'એ કોણ છે ?' મ્હેં પૂછ્યું

'મુંબાઇમાં સૌથી દુષ્ટમાં દુષ્ટ માણસ.' જયંતે ખુરશી પર બેસીને જવાબ આપ્યો. 'પાછળ છે કે કં ?'

મ્હેં પાછળ જોયું.

'સાડા છ વાગે આવીશ. **અ. સી. બ.**' મ્હેં વાંચ્યું.

'એમ! તો તો હમણાં આવવો જોઇએ. **નટવર! રાણીના** બાગમાં ફુંફાડા મારતા અજગરોના પાંજરા પાસે ઉભા રહેતાં તને કઈ જાતની લાગણી થાય છે? તે જાતની લાગણી **અનંતરાયને જોઇને** મ્હને થાય છે. મ્હારે આજસુધી પચાસ ખૂનીઓ સાથે કામ પાડવું પડયુ છે એમાંનો હરામખોરમાં હરામખોર માણસ પણ મ્હને એના જેટલો અળખામણો નહિ હોય! અને છતાંય મ્હારે એની સાથે કામ પાડવું પડે છે! એ મ્હારા બોલાવ્યાથીજ આવેલો છે.'

'પણ એ છે કોણ ?'

'હું તને કહીશ. **નટવર!** ધમકી દઈને પૈસા કઢાવવાનો ધંધો **કરનારાઓનો** એ રાજા છે મોટામાં મોટો **સફેદ** ઠગ છે. **અનંતરાયના સકંજામાં** જે કોઈ સ્ત્રી કે પુરૂષની આબરૂ જકડાય તેને ખુદા ખયર કરે! હસતે મોઢે અને પત્થર જેવા હૃદયે એ એને એવો તો નીચોવશે એવો તો નીચોવશે કે બીચારો જરાકેય લીલો નહિ રહે! એના ધંધામાં એ ઉસ્તાદ છે. એ એણે કેળવી જાણ્યો છે પણ ખરો બીજે કોઈ ધંધામાં પડયો હોત તો એણે નામ કાઢયું હોત. એની

રીત આમ છે આબરૂદાર અથવા પૈસાપાત્ર માણસો—સ્ત્રી કે પુરૂષના ગુપ્ત રહસ્યને લગતા કાગળો એ ઘણી સારી કિંમતે ખરીદે છે એવું એ જણાવે છે અને એવા કાગળો એ ખરીદે છે. એવી રીતે આપનારમાં તો હલકા દરજ્જાના નોકરો, વિશ્વાસઘાતી આયાઓ, ધાટણો, રસોઈયાઓ અને એવા માણસો તથા ભામટાઓ હોય છે. જેવું રહસ્ય તેવી એ કિંમત આપે છે. સાધારણ રીતે એની કિંમત ઘણી ભારે હોય છે. બે લીટીની એક ચાઠ્ઠીના એણે એક હમાલને દસ હજાર રૂપીયા આપ્યાની મ્હને ખબર છે. એ ચાઠ્ઠીનું પરિણામ એ આવ્યું કે એક ખાનદાન કુટુંબ એકદમ પાયમાલ થઈ ગયું ! એની પાસે એ રીતે ઘણા જણ જાય છે અને આ મોટા શહેરમાં સેંકડો માણસો એનું નામ સાંભળી સફેદ પુણી જેવા થઈ જાય છે. એનો પંજો ક્યાં અને ક્યારે પડશે તે કોઈ જાણતું નથી. એ છે પણ માલદાર અને જેવા તેવામાં હાથ નથી નાખતો. બરાબર દાવ આવ્યા સિવાય એ સોગઠી મારતો નથી. વરસો સુધી એક વાત એ છુપાવી રાખે છે અને બરાબર વખત આવ્યે સામા માણસને મુખ દમ ભીડાવી મન માનતી રકમ ઓકાવે છે. મ્હેં કહ્યું કે એ ઘણોજ દુષ્ટ માણસ છે અને તુંજ કહેને નટવર ! કે એની લોહી તરસ્યા ખૂની સાથે પણ શી રીતે સરખામણી કરી શકાય ? પેલો તો એક ફટકે માણસને સાફ કરે છે જ્યારે આતો એને નિચોવી નિચોવીને, એનું હૃદય ચીરીને હસતે મોઢે મારી નાખે છે રીબાવી રીબાવીને હૃદય ભગ્ન કરીને મારી નાંખે છે અથવા તો પૈએ પૈ પડાવી લે છે અને એના છલકાઈ જતા ખજાનામાં ઉમેરો કરે છે.'

મ્હારા મિત્રને આટલી બધી ઉભરાઈ જતી લાગણીથી બોલતો મ્હેં ભાગ્યેજ બીજે પ્રસંગે સાંભળ્યો હશે.

'પણ જયંત !' મ્હેં કહ્યું. 'એ કાયદાના સપાટામાં આવી જતો હોવો જોઈએ.'

'માત્ર વિચાર કરીએ તોજ. ખરી રીતે નહિ કારણ કે જો પોતાની આખી જીંદગી કે ભવિષ્ય બગડતુ હોય તો કયો માણુસ આગળ પડીને એને ચાર છ મહિનાની સજા કરાવા બહાર પડે? એની સામે સોગઠી ખેલવાની એના શિકારની તાકાત નથી! જો એ કોઇ નિર્દોષ માણુસને હેરાન કરે તો એ સપડાય એની ના નહિ પણ એ તો બડો સેતાન છે. એની સામે લઢવાને આપણે કાંઈ નવો રસ્તો શોધવો પડશે નટવર!'

'એ અહીં શા માટે આવે છે?'

'કારણ કે એક ખાનદાન અસીલે એનો કેસ મારા હાથમાં સોંપ્યો છે. સરયુબાલા મઝમુદારનું નામ તેં સાંભળ્યુ હશે?—'

'હા પેલી પહેલી એમ. એ. થઈ તે ને?'

'એજ. એનું લગ્ન થોડા વખતમાં સર પુરૂષોતમરાય પરમોદરાય ઝાલા સાથે થવાનું છે. આ ભાઈ સાહેબ પાસે કેટલાક મુર્ખાઈ ભર્યા કાગળો છે. મુર્ખાઈ ભરેલા એટલુંજ, વધારે પડતુ કાંઈ નહિ પણ ફક્કડ રીતે લખાયલા કાગળો છે. એ મીસ મઝુમદારે કૉલેજ જીવનમાં એક જુવાન ગ્રેજ્યુએટને લખેલા. એ જો સર પુરૂષોતમરાયના હાથમાં જાય તો એ લગ્ન અટકયા સિવાય રહેજ નહિ એવા એ છે કારણ કે સર પુરૂષોતમરાય જરા સાંકડા મનના અને જૂના સંસ્કારના માણુસ છે. પૈસાની સારી જેવી રકમ અનંતરાયને આપવામાં ન આવે તો તે એ બધા કાગળો સર પુરૂષોતમરાયને મોકલવાની ધમકી આપે છે. મીસ મઝમુદારે મ્હને એને મળીને એની સાથેની સરતો નક્કી કરવાનું સોંપ્યું છે અને બને તેટલી ઉદાર સરતો મ્હારે કરાવવી છે.'

નીચે ગાડી આવવાનો ખડખડાટ થયો. મ્હેં જોયું તો એક ભવ્ય અને દમામવાળી ગાડી આવી હતી. એના ઘોડા રૂષ્ટ પુષ્ટ હતા અને બધો ઠાઠમાઠ બાદશાહી ઢબે હતો. હમાલે એનું બારણું ઉઘા-

ડયુ એટલે એક બાંધી દઢીનો માણસ એમાંથી બહાર આવ્યો. એક મીનીટમાં એ અમારી પાસે આવી પહોંચ્યો.

**અનંતરાય બક્ષીને** આશરે પચાશેક વર્ષ થયાં લાગતાં હતાં. એનું માથું તાલ પડીને બોડું થઈ ચકચકતુ હતુ. એનું મોઢુ હસમુખુ હતુ અને એટલી ઉમરે પણ એનામાં પુરતી સ્ફૂર્તિ હતી.

એણે શાન્તિથી પોતાની બેઠક લીધી અને મ્હારા તરફ જોયું-

'આ સાહેબ છે તે—' એણે મ્હને બતાવીને **જયંતને** કહ્યું.

'ડૉ. **નટવર** મ્હારા મિત્ર અને ભાગીદાર છે.'

'બહુ સારૂ મી. **જયંત**! તમારા **અસીલના** લાભ ખાતર મ્હેંતો કહ્યું હતું. વાત ઘણી નાજુક છે—'

'ડૉ. **નટવર** એ ક્યારનાય જાણે છે.'

'તો તો આપણે આપણું કામ શરૂ કરીએ. તમે કહો છો કે તમે **મીસ મઝમુદાર** વતી કામ કરો છો. એમણે મ્હારી સરતો કબુલ કરવાની તમને સત્તા આપી છે?'

'તમારી શી સરતો છે?'

'પચીસ હજાર રૂપીઆ.'

'નહિ તો?'

'મ્હારા સાહેબ! મ્હને ઠીક નથી લાગતું છતાં કહેવું પડે છે કે એનું પરિણામ ભયંકર જ આવે. ૧૪ મી તારીખે એ રકમ મ્હને નહિ મળે તો ૧૮ મી તારીખે લગ્ન નહિ થાય એની ખાત્રી રાખજો.'

એનું હાસ્ય મોહક થયું. જયંત વિચારમાં પડયો.

'તમે બહુ ખાત્રીથી બોલો છો એ જરા વધારે પડતું છે' **જયંતે** કહ્યું. 'એ કાગળમાં શું લખેલું છે તે હું જાણું છું; અને મ્હારા અસીલને મ્હારામાં શ્રદ્ધા હોય એ દેખીતું છે. એ મ્હારી સલાહ મુજબ ચાલશે. હું એને એ સલાહ આપીશ કે એ વાત એ

પોતાના ભવિષ્યના પતિને જણાવે અને એની ખાનદાની પર વિશ્વાસ રાખે.'

**અનંતરાય** હસી પડ્યો.

'ત્યારે તમે **સર** પુરૂષોત્તમરાયને ઓળખતા નથી!'

**જયંતના** મોં પરથી સમજાતું હતું કે એ એને બરાબર ઓળખતો હતો.

'એ કાગળોમાં એવું તે શું છે?'

'એ ઘણા લહેજતદાર કાગળો છે. લખનાર પણ ઉગતી જુવાનીમાં હોઈ નવી કેળવણી **અને** નવા વિચારનો ઉત્સાહી જીવ છે. લખ્યા છે પણ ફક્કડ રીતે પછી લહેજતદાર કેમ ન હોય.! પણ એની લહેજત **સર** પુરૂષોત્તમરાય માણી શકે એમ નથી. એમના પેટમાં એ લહેજત દુઃખે એવી છે. છતાં જો તમારી એવી જ મરજી છે તો આપણે કયાં આગ્રહ કરીએ છીએ? એતો કામની વાત છે. જો તમને એમ લાગતું હોય કે એ કાગળોની તમને જરૂર નથી અને **સર** પુરૂષોતમરાય વાંચે તેમાં હરકત જેવું નથી તો પછી નાહક પૈસાનું પાણી કરવાની જરૂર પણ શી છે?' એમ કહીને એ ઉઠયો.

**જયંતના** ગુસ્સાનો પાર ન રહ્યો.

'જરા થોભો.' એણે કહ્યું. 'તમે બહુ ઉતાવળ કરો છો. આવી નાજુક બાબતમાં ખામોશ રાખીને કામ લેવું જોઈએ.'

**અનંતરાય** પાછો બેઠો.

'મ્હારી ખાતરી હતી કે તમે સમજદારીથી કામ લેશો.

'કોણ ના કહે છે! પણ તમને ખબર છે કે **મીસ મઝમુદાર** કંઈ પૈસા પાત્ર નથી! હું ખાત્રીથી કહું છું કે દશ હજાર રૂપીઆ એકઠા કરવા એમને આકાશ પાતાળ એક કરવાં પડશે તો પછી તમે કહો છો એટલા તે શી રીતે આપી શકે! એટલે આશા રાખું છું કે તમે જરા ઉદાર થઈને દસહજાર રૂપીઆ લઈને એ કાગળો પાછા સોંપશો એથી વધારે આપવાની એમની શક્તિ નથી.

અનંતરાય હસ્યો એની આંખો ચળકી ઉઠી.

'તમે કહો છો તે મ્હારી જાણબાર નથી પણ લગ્ન એ એવો પ્રસંગ છે કે જે વખતે સગાં વહાલાં અને ભાઇબંધ દોસ્તદારની કસોટી થઇ શકે છે, મીસ મઝમુદારને એ રીતે પૈસા એકઠા કરતાં વાર લાગે એમ નથી. અને એ બધાંની ભેટ સોગાદો કરતાં કાગળોનું આ નાનુ સરખુ બંડલ એને દુનીયાપારનો આનંદ આપ્યા સિવાય નહિ રહે.'

'એ તદ્દન અસંભવિત છે.'

'એ શું બોલો છો મ્હારા સાહેબ! ખરેખર! માણસોને બરાબર સલાહ આપવામાં આવતી નથી એ એમનું કમ નસીબ છે! આ જરા જુઓ–' એમ કહીને પાકીટ કાઢીને એણે એક ચીઠ્ઠી બતાવી. 'એ નામ કહેવાની જરૂર નથી. પણ એક મોટા માણસની છે કાલે સવારે એ ચીઠ્ઠી પેલાં બાઇ સાહેબના પતિદેવના હાથમાં પહોંચી જશે, જો મ્હને બાર હજારની નજીવી રકમ એ લોકો તરફથી નહિ મળે તો. એ બાઈ સાહેબ ધારે તો પોતાના હારમાંના બે હીરા વટાવીને પણ એટલી રકમ આપી શકે એમ છે પણ શું કરીએ ; એને બરાબર સલાહ ન મળે તેમાં આપણો તે કાંઈ વાંક છે! તમને મીસ શીરીન કામા અને ખાનબહાદુર ખરસેદજી બાંબોટનાં લગન એકાએક અટકી પડવાની વાત ખબર છે ને? લગનની એ દિવસ આગમચ 'સાંજ' માં એક પૅરેગ્રાફ પ્રકટ થયો હતો અને લગન અટકી ગયું હતું. એ શાથી થયું? સમજ પડે છે? વીસ હજારમાં એ બધું પતાવવા હું તૈયાર હતો પણ એમની અક્કલ ઠેકાણે નહિ તે હું શું કરૂં? અને છતાંય તમારા જેવા ભણેલા ગણેલા હોશીયાર અને ચતુર માણસ તમારા અસીલવતી એનું ભવિષ્યનું જીવન જોખમમાં છે તે વખતે મ્હારી સાથે સરતો કરવા માગે છે કે એ પણ નવાઇ જ છે ને! ખરેખર! મી. જયંત! મ્હને ઘણી અજાયબી લાગે છે!'

'મ્હેં કહ્યું એ બરાબર કહ્યું છે.' જયંત બોલ્યો. પૈસાની ગોઠવણ થઈ શકે એવી સ્થીતિ નથી. તમને આપુ છું તે રકમ ઓછી નથી એ લઇને રાજી થાવને. શા માટે એનું જીવન ધૂળ-ધાણી કરો છો? એમ કરવાથી તમને રાતી પાઇ મળવાની છે?'

'ત્યાંજ તમારી ભૂલ થાય છે. મી. જયંત! એ વાત બહાર પડે તેમાં મ્હને બમણો લાભ છે. સીધો નહિ પણ આડકતરો. આજ જાતના આઠથી દસેક કેસ હમણાં હાથ ઉપર છે તેમજ પાકવાની તૈયારીમાં છે. એ બધાને જો ખબર પડે કે **મીસ** મઝમુદારને મ્હેં બરાબર પાઠ શીખવાડયો છે અને ન માનવાથી બરાબર ખબર લીધી છે તો એ બધા ઠેકાણે આવી જાય અને મ્હને ઘણી સારી રકમ માગતાં વેંતજ આપે. હવે તમે સમજયાને?'

જયંત ખુરસી પરથી એકદમ કુદ્યો.

'એમની પાછળ જા. નટવર! બહાર જવા ન દેતો; ચાલો હવે તમારા પાકીટમાં શું છે તે બતાવો તો—'

પણ અનંતરાય એકદમ ભીંત સરસો સરકી ગયો અને ખીસ્સા-માંથી એક મોટી રિવોલ્વર બહાર કાઢી. 'તમે કાંઈ નવાજુની કરશો એ હું ધારતોજ હતો. આવા પ્રસંગો તો ઘણા આવી ગયા મી. જયંત! એનાથી શો ફાયદો થવાનો હતો? હું હમેશાં તૈયારજ હોઉં છું. એટલી ચપળતા ન હોય તો આ ધંધો ન થાય. હું હમણાં રિવોલ્વર ચલાવું તોયે કાયદો મ્હને મદદ કરશે, તમને નહિ. સમજ્યાને! અને કામના કાગળો લઇને હું અહીં આવું એવો મુર્ખ નથી! મ્હારે હજી એક બે સ્થળે મુલાકાત લેવાની છે એટલે સાહેબજી!' કહીને એ ધીરે ધીરે બારણાની નજીક ગયો. એ બોલતો હતો ત્યારે મ્હેં ખુરસી ઉપાડીને મારવાનો વિચાર કર્યો હતો પણ જયંતે ઇસારતથી ના પાડી હતી. જરાક માથુ હલાવી, આંખ મચકાવી તથા હસીને એ ભાઈ સાહેબ બહાર પડયા. થોડીવારે એની ગાડી જવાનો અવાજ આવ્યો.

જયંતે અર્ધો કલાક સુધી શાંત ચિત્તે વિચાર કર્યા કર્યો. પછી કાંઈ નિર્ણયપર આવ્યો હોય તેમ ઉઠયો. અને થોડી વારે અમારા મકાનમાંથી એક તાત્યારાવ બહાર પડયા. 'હમણાં હું આવું છું નટવર !' કહીને જયંત ગયો તે છેક રાતના મોડો પાછો ફર્યો. એણે અનંતરાય સામે પોતાનું કામ શરૂ કર્યું હતું એમ મ્હને લાગ્યું પણ એમાં એને તાત્યારાવનો પોષાક અને દેખાવ શી મદદ કરશે તે સમજાયું નહિ.

કેટલાક દિવસ સુધી જયંત એ ડ્રેસમાં ગયો અને આવ્યો. ઘણુંખરૂંએ સાંજનાજ જતો અને વરલી ખાતે લટાર મારતો એ શું કરતો હતો તેની મ્હને ખબર પડતી ન હતી. છેવટે એક રાત્રે ફરીને આવીને પોતાનો એ પોષાક અને દેખાવ દૂર કરીને મ્હારી પાસે બેસીને ખુબ હસ્યો.

'નટવર! તને એમ નહિ લાગે કે હું પરણાવાનો હોઈશ !'

'ના રે!'

'તને સાંભળીને નવાઇ લાગશે! પણ અમે પરણાવવાનું નક્કી કર્યું છે'

'અરે બાપરે ! ત્યારે તો મ્હારે—'

'અનંતરાયની આયા સાથે.'

'અરે ભગવાન ! એ શું જયંત !'

'મ્હારે ખબર મેળવવી હતી. નટવર !'

'પણ એ તો બહુ વધારે પડતુ કહેવાય !'

'છતાં એમ કરવાની જરૂર હતી. હું પ્લંબરનો ધંધો કરૂં છું. સારા ભવિષ્યની અને એ પૈસા રળવાની આશા અને સગવડવાળો છું મ્હારૂં નામ આનંદરાવ છે. અમે બેઉ રોજ સાંજે સાથે ફરવા જઇએ છીએ, અને ટોળટપ્પા મારીએ છીએ. કાંઈ વાતો કરીએ છીએ નટવર ! તને તો ખ્યાલેય નહિ આવે. પણ મ્હને જે જોઈતું હતું

તે મળી ગયું છે. **અનંતરાય**નું મકાન અને એની રહેણીકરણી મ્હને દીવા જેવી દેખાય છે.'

'પણ પેલી આયાનું શું?'

એણે ખભા ઉંચા કર્યા.

'દુનીયા એમજ ચાલે છે, **નટવર**! આપણે વખત આવે એવો વેષ પણ ભજવવો પડે છે. છતાં એમાં પણ મ્હારો હરીફ છે અને એ જ્યારે ત્યારે ફાવી જશે. શી મઝાની રાત છે! **નટવર**.'

'તને કાંઇ બહુ મઝા પડતી લાગે છે!'

'પડેજ ને. મ્હારા કામ માટે જેવી જોઇએ તેવી રાત છે અને વાતાવરણ પણ એવુંજ છે. મ્હારો વિચાર **અનંતરાય**ના મકાનમાં ચોરી કરવાનો છે.'

એ સાંભળતાં મ્હને ધ્રુજારી આવી. **જયંત** આ જાતનું પગલું લે એ ઘણું નવાઈ જેવું લાગ્યું. રાત્રિના ગાઢ અંધકાર છાયા વાદળ ઘેરા પ્રદેશને વિજળીનો એક ચમકાર દેખાડે તેમ એના જીવનના આ અંધકારમય પ્રદેશનાં મ્હને દર્શન થતાં લાગ્યાં. **અનંતરાય** જેવાના મકાનમાં એ ચોરી કરતાં પકડાયા સિવાય રહે નહિ. એ પકડાય એટલે એની આબરૂ પાણીમાં જાય. અને એની જ્વલંત કારકીર્દિનો અંત આવે. એવે વખતે **અનંતરાય**ની દયાપર જીવવાનો વખત પણ આવી લાગે.

'પ્રભુને ખાતર પણ એ વિચાર કરવાની જરૂર નથી **જયંત**! મ્હેં ખરા જીગરથી એને વારવા માંડયો.

'અરે બાપુ! મ્હેં બધો વિચાર કર્યો છે. તારે ગભરાઇ જવાની જરૂર નથી. મ્હેં ચારે બાજુના રસ્તા તપાસી જોયા છે અને બીજો એક પણ સહીસલામત લાગ્યો હોત તો આ રસ્તો લેવાની વાત હું કરતેજ નહિ. તને એમ લાગતું હોય તો આપણે બેઉ ફરી વિચાર કરી જોઇએ. બહારથી અથવા કાયદાની દૃષ્ટિએ મ્હારૂં કામ વાંધા

ભર્યું હોવા છતાં નૈતિક દૃષ્ટિએ વ્યાજબી છે એમ તને નથી લાગતું? એના ઘરમાં જઇને ચોરી કરવી એ જોર જુલમથી એની નોટબુક પડાવી લેવા કરતાં ઘણું વધારે પડતું નથી. એવો જોરજુલમ કરવામાં તું પણ કયાં સામેલ થયો નહોતો?'

એ પ્રસંગ મ્હારી નજર આગળ તર્યો.

'બરાબર છે.' હું બોલ્યો. 'આપણું કામ નીતિની નજરે વાંધા ભર્યું નથી કારણ કે જે કાગળોનો એ દુરૂપયોગ કર છે તે સિવાય બીજું કાંઇ લેવાની આપણી ઇચ્છાજ નથી.

'એમજ ગણવું જોઇએ. જોકે એ નૈતિક નજરે બરાબર છે તોપણ અંગત જોખમનો વિચાર પણ કરવાનો રહે છે. અને એક સ્ત્રી અસીલની જીંદગીનો સવાલ હોય ત્યારે મ્હારા જેવા માણસે એના અંગત જોખમને વધુ મહત્વ આપવું એ શોભાસ્પદ નથી.'

'પણ તારી સ્થીતિ કફોડી નહિ થાય.'

'એમ પણ બને છતાં એ સિવાય પેલા કાગળો પાછા મેળવવાનો બીજો રસ્તો નથી. એ બિચારી પાસે કમનસીબે પુરતા પૈસા નથી અને કોઇની પાસેથી પૈસા લાવી શકે અને વિશ્વાસથી પોતાની કફોડી સ્થીતિ જણાવે એમ પણ નથી. કાલે છેલ્લો દિવસ છે. એટલે જો આજે રાત્રે કાગળો હાથમાં ન આવે તો આવતી કાલે સવારનાજ એણે પોતાની જીવનલીલા સમાપ્ત કરવીજ જોઇએ. આબરૂ ગુમાવીને જીવવા કરતાં મરવું એ હજાર દરજ્જે બહેતર માને છે તો પછી કાંતો આપણે એને એના નસીબને આધારે છોડી દેવી અથવા આ છેલ્લો પાસો ફેંકવો, અને નટવર! બાજી રસપર ચઢી છે એટલે અનંતરાયને મ્હાત કરવા પણ હું આ પગલું લેવા લલચાઉં છું. મ્હારી આબરૂને ખાતર પણ મ્હારે લઢી લેવું જોઇએ એમ તને નથી લાગતું?'

'પણ મ્હને—'

'અરે જવા દેને હવે !'

'ઠીક ! તારી એવી મરજી છે તો, આપણે ક્યારે જવાનું છે ?'

'તારે નથી આવવાનું.'

'તો તારે જવાનું પણ નથી. મ્હને સાથે નહિ લઈ જાય તો ખાત્રીથી માનજે કે જેવો તું અનંતરાયના ઘર તરફ ગયો તેવોજ હું જઇને પોલિસને ચેતાવી આવીશ. આપણે સાથે કામ કરીએ છીએ એટલે તારે મ્હને લઈજ જવો જોઇએ.'

'પણ તું મદદ કરી શકે એવું કાંઇ નથી.'

'તે તારે જોવાનું નથી. શું થશે કે શું નહિ તેની તને ઓછીજ ખબર છે ? ગમે તેમ પણ મ્હેં તો તારી સાથે આવવાનું નક્કી કર્યું છે અને તે ફેરવવાનો મ્હારો વિચાર નથી. તારા સિવાય બીજાને પણ દુનિયામાં સ્વમાનનો ખ્યાલ હશે એ ભૂલવું જોઇતું નથી.'

જયંતને જરા ચીઢ ચઢી પણ થોડી વારે એનાં ભવાં સંકેલાયાં એ શાંત થયો ને મ્હારો વાંસો થાબડી બોલ્યો:

'ભલે બાપુ ! ભલે. તુંયે આવજે. આપણે સાથે રહ્યા છીએ ને સાથેજ રહીશું. બધુ સીધુ ન ઉતરે ને મોસાળ જવુ પડે તો ત્યાં પણ તારા જેવો સાથીદાર ક્યાં મળવાનો હતો ! તારી પાસે કબુલ કરવામાં શરમ નથી નટવર ! કે જો મ્હેં સફેદઠગ થવાનું પસંદ કર્યું હોત તો પોલિસને ભોંય ભારે થયા સિવાય રહેત નહિ. આજે એ વિચાર કંઇક અંશે અમલમાં મુકવાનો પ્રસંગ આવે છે એથી આનંદ થાય છે. આ જો.' એમ કહીને તેણે મ્હને એક ખાનામાંથી ચામડાની નાની પેટી ઉઘાડીને બતાવી. એમાં કેટલાંક ચળકતાં હથીઆરો હતાં. 'આ પહેલા નંબરનો ચોરોપયોગી સામાન છે. આ હથીઆરો ઘર ફાડવામાં ઘણાં ઉપયોગી છે. છેલ્લામાં છેલ્લી શોધ મુજબનાં આ હથીઆરોથી ઘર ફાડવુ સહેલ છે. તારી પાસે રબરના બુટ છે ?'

'ટેનીસ શુઝ છે. તેની નીચે રબરનાં સોલ છે.'

'ચાલશે. ચાલ જરા થોડું ખાઈ લઇએ. સાડાનવ થયા છે. અગીઆર વાગે આપણે ઉપડીશું. મહાલક્ષ્મી સુધી બનતા સુધી ગાડી કરી લઇશું. ત્યાંથી અનંતરાયનું મકાન બહું દૂર નથી. પાએક કલાક ચાલવું પડશે. મધરાત પહેલાં તો આપણે કામે લાગી જઇશું. અનંતરાય નિયમીત રીતે સાડાદશે સુઈ જાય છે. એ જબરો ઉંઘણુસી છે. ગમે તે હિસાબે આપણે બે વાગે તો પાછા ફરીશું અને કોઈપણ ભોગે સરયુબાલાના કાગળો લેતા આવીશું.'

સિનેમામાંથી ઘેર જતા હોય તેમ અમે અગીઆર વાગે નાકાપરની અગિઆરી આગળથી ટેક્સી કરી લીધી અને મહાલક્ષ્મીને દરિએ ગયા. શિયાળાની રાત હતી અને દરિઆનો પવન જોસથી ફુંકાતો હતો એટલે ઠંડી સખત લાગતી હતી. દરિઆ કિનારે અમે વરલી તરફ ચાલ્યા.

'આ પણ અનુભવ મેળવવાનો હશે નટવર! નહિ તો આવી ઠંડીમાં આપણે ઓછાજ ફરવા નીકળવાના હતા. પેલા કાગળો અનંતરાયે એના વાંચનગૃહની તિજોરીમાં રાખ્યા છે અને એની જોડેજ એનો શયનખંડ છે. એ ભાઇસાહેબ જબરા ઉંઘણુસી છે એટલે હરકત જેવું નથી. સુશીલા કહે છે કે નોકરો વાતો કરે છે કે શેઠને જગાડવા એ મહાભારત કામ છે. એનો એક ખાનગી મંત્રી છે અને તે આખો દિવસ વાંચનગૃહમાં કામ કર્યા કરે છે એટલે દિવસે આપણો લાગ ફાવે નહિ તેથી આ વખત પસંદ કરવો પડયો છે. બીજુ એણે બે મોટા કુતરા પાળેલા છે અને રાતના વખતે એમને બાગમાં છૂટા મૂકી દે છે. બે દિવસથી સાંજના ઘણો મોડો હું સુશીલાને મળવા જઉં છું એટલે એ કુતરાઓને બાંધી રાખે છે. પેલું એનું મકાન. એની આજુબાજુ વિશાળ બાગ છે. આપણે છાનામાના પેલે નાને દરવાજે થઇને જવાનું છે. અજવાળુ નથી એટલે કોઈ જાગતુ નહિ હોય.'

અમે કાળા કપડાના નાના બુરખાથી મોં ઢાંકી દીધાં અને ધીરેથી ધ્યાન દઇને આગળ વધ્યા. ખરેખર! અમે અત્યારે તો પહેલા નંબરના ચોર કે બદમાશજ લાગતા હતા. અમે મકાનની લગોલગ જઈ પહોંચ્યા. એની આગળની બાજુએ ટાઇલ્સ જડેલી ઓસરી હતી. તેમાં પુષ્કળ બારીઓ તથા બે બારણાં પડતાં હતાં.

'પેલો એનો શયનખંડ' જયંતે બહુજ ધીમેથી મ્હને કાનમાં કહ્યું. 'આ બારણે થઇને વાંચનગૃહમાં જવાય છે. આપણા કામ માટે એ ઠીક છે, પણ એ અંદરથી બરાબર બંધ કરેલું છે એટલે અવાજ બહુ થાય માટે કામનું નથી. જરા આગળ ચાલ. પેલી બારી એના દિવાનખાનામાં પડે છે.'

અમે આગળ વધ્યા. એક બારી જયંતે પસંદ કરી. એ અંદરની બાજુથી બંધ હતી. જયંતે એનો કાચ જરાપણ અવાજ કર્યા સિવાય કાપી કાઢયો ને અંદર હાથ નાખી આંકડી ઉઘાડી. બારી ઉઘડી અને અમે બેઉ જણ અંદર દાખલ થયા. એણે અંધારામાં મ્હારો હાથ પકડયો અને ગૅલેરીમાં મુકેલાં મોટાં કુંડાઓની પાછળ થઈને મ્હને આગળ દોર્યો. એની શક્તિઓ અજબ હતી. અંધકારમાં આપણા જૂના કવિઓ કહે છે તેવા સોયપણ ન ખુંપે તેવા અંધકારમાં જોવાની શકિત જયંતે કેળવી હતી—બિલાડીનું દૂધ પીને કે શી રીતે એ કદાચ કોઇ પૂછશે પણ તે મ્હને ખબર નથી—એટલે અમે આગળ વધ્યા. એણે એક બારણું ઉઘાડયું અને અમે એક મોટા ખંડમાં દાખલ થયા. એમાં થોડા વખત પરજ કોઈએ સીગાર પીધી હોય એમ એની હવા પરથી મ્હને લાગ્યું. એ ફરનીચર વિગેરેનું બરાબર ધ્યાન રાખીને આગળ વધ્યો ને મ્હને પણ દોર્યો. બીજું એક બારણું ઉઘાડયું. અને અમે આગળ વધ્યા એટલે બંધ કર્યું. અમે એક નાની ગૅલેરીમાં આવ્યા હતા એમ મ્હને લાગ્યું. અમે આગળ વધ્યા. જયંતે જમણા હાથ તરફ એક બારણું ઉઘાડયું. એમાંથી અમારાપર કંઈક કુદયુ. મ્હારો તો જીવ ઉડી ગયો કે 'હાય! મુવા!' પણ સદ્દભાગ્યે એ

બિલાડી નીકળી. 'મ્યાઉં' કરીને એ નાઠી, અમે હસ્યા. મોટેથી નહિ પણ મનમાંજ. જરા ઠરવા આવેલી સગડી એ ખંડમાં બળતી હતી અને કોઈએ સીગાર પીધી હોય એવી એની હવામાં વાસ આવતી હતી. અંગુઠાનાં ટેરવાં પર વજન રાખી જયંત આગળ વધ્યોને મ્હને પણ ધીરેથી ચાલવા જણાવ્યું. ધીરેથી એણે બારણું બંધ કર્યું. અમે અનંતરાયના વાંચનગૃહમાં આવી પહોંચ્યા હતા. એની એક બાજુનો પડદો શયનગૃહનું દ્વાર ઢાંકતો ઝૂલતો હતો.

સગડી હજી ઠીક ઠીક બળતી હતી. એનો પ્રકાશ ચારે બાજુ પડતો હતો. દરવાજા પાસે વિજળીના દિવાનું બટન ચકચકતું હતું. એનો ઉપયોગ કરવો એ એ સ્થીતિમાં મુર્ખાઇનું કામ હતું. એક બાજુની બારીએ પડદો હતો અને તે બારી જયંતે બહારથી બતાવી હતી. બીજી બાજુનું બારણુ ઓસરીમાં પડતુ હતું. વચ્ચે એક લખવાનું ટેબલ અને તેની પાસે ચારે બાજુ ફરે એવી ખુરશી પડયાં હતાં એની સામે બુક કેસ પર થોડી ચોપડીઓ હતી. એક ખુણામાં તિજોરી હતી એના પૉલિશ કરેલા હૅન્ડલ ચક ચકતા હતા. જયંતે ધીરે રહીને નજીક જઈને એ જોયા. પછી એણે શયનખંડના બારણા આગળ કાન ધર્યા. કોઇ જાતનો અવાજ આવતો ન હોય એમ એને લાગ્યું. એટલામાં મ્હને ઓસરીમાં પડતુ બારણુ પાછા જવાને કામ આવશે એમ લાગવાથી તે જોવાનું મન થયું. અને નવાઇની વાત તો એ હતી કે એ અંદરની બાજુથી બિલકુલ બંધ કરેલુ ન હતુ. આંકડી સુદ્ધાં મારેલી ન હતી. મ્હેં જયંતને ખભે હાથ મુકી બારણા તરફ આંગળી કરી સૂચના કરી. મ્હેં એને અજાયબ થતાં જોયો. મ્હારી પેઠે એને પણ નવાઈ લાગી હતી.

'એ બરાબર સમજાતુ નથી કે શાથી એ ઉઘાડુ રહી ગયુ છે.' છેક મ્હારા કાનની લગોલગ ઓઠ લાવી બહુજ ધીરેથી જયંતે કાનમાં કહ્યું. 'પણ વખત ગુમાવવાની જરૂર નથી નટવર!'

'મ્હને શું કામ સોંપે છે?'

‘ બારણા પાસે ઉભો રહે. બહારથી કોઈ આવતુ લાગે તો અંદરથી બંધ કરી દેજે એટલે જે રીતે આવ્યા તે રીતે ચાલ્યા જઇશું આવનાર કોઇ બીજે રસ્તે આવી લાગશે તો એ રસ્તો આપણને કામમાં લાગશે. અથવા વખત નહિ હોય તો પેલી મોટી બારીના પડદા પાછળ સંતાઈ જશું. સમજ્યોને ? ’

મેં હા કહી અને બારણા પાસે ઉભો રહ્યો. ભયની લાગણી હવે ઉડી ગઈ હતી અને હવે મ્હને પણ રસ પડતો જણાતો હતો. કાયદાના સહાયકને બદલે અત્યારે તો અમે ભંજકજ થયા હતા; છતાં પણ અમારા કાર્યનું ઉંચુ ધ્યેય, અમારો આદર્શ અને સામા પક્ષની દુષ્ટ વલણુ એ બધુ મારા ઉત્સાહને પાનો ચઢાવવામાં મદદ કરતુ લાગ્યું. જયંત એક પછી એક પોતાનાં હથીઆરો પસંદ કરતો અને શાંતિથી તેમને અજમાવતો હતો. જયંતે જુદાં જુદાં ઓજાર અને ચાવીઓનો ઉપયોગ કરવા માંડયો. હું બારણા પાસેજ એણે કહ્યા મુજબ ધ્યાન દઈ ઉભો હતો અને કાન સાવ ખુલ્લા રાખ્યા હતા. અર્ધો કલાક સુધી જયંતે મહેનત કરી અને છેવટે તિજોરીનું વજનદાર બારણુ ઉઘડતુ લાગ્યું. અંદરની બાજુ બરાબર ગોઠવેલાં કાગળોનાં કેટલાંય બંડલો હતાં. જયંતે એક કાઢીને જોયુ પણ પુરતા પ્રકાશના અભાવે એ કોનું હશે એ કહી શકાય એમ ન હતું, એટલે પોતાના ચોર ફાનસ વડે એણે જોયું. એકાએક એ અટક્યો. બીજી પળે એણે તિજોરીનું બારણુ બંધ કર્યું, પોતાનાં ઓજારો ઉપાડયાં અને પેલી બારીના પડદા પાછળ છૂપાયો. મ્હને પણ તેની પાછળ જવાની ઇસારત કરી.

હું એની પાસે જઇને ઉભો ત્યાં તો કોઈનાં પગલાંનો અવાજ દૂરથી આવતો હોય એમ સંભળાયો. જયંતે એ સાંભળ્યો હોવો જોઇએ. તેથીજ એણે પોતાનું કામ બંધ કર્યું લાગતું હતું. થોડે દૂર બારણુ ઉઘડવાનો અવાજ આવ્યો. પછી કોઇ ભારે પગે આવતુ હોય એવો અવાજ સંભળાયો. જોડેની ગૅલેરીમાંથી એ અવાજ આવ્યો.

બારણા આગળ એ અટકયો અને બારણું ઉઘડતુ સંભળાયુ. પછી વિજળીનું બટન દબાવાનો અને કોઇના આમ તેમ આંટા ફેરા મારવાનો અવાજ આવ્યો. સિગારની ધુણી પણ આવી. કોઇ આંટા ફેરા મારતુ ફરતુ હોય એમ લાગ્યુ. પાછો પગલાંનો અવાજ બંધ થયો. પછી ખુરસીની કમાનનો ખટકો થયો અને થોડી વારે કાગળીયાંનો ખખડાટ થયો. અત્યાર સુધી સ્હેજ પણ જોવાની મ્હેં હિંમત કરી ન હતી પણ હવે પડદાની ફાટમાંથી નજર નાખી. જયંત પણ જોતો હતો. અમારી સામેજ અનંતરાયની પીઠ હતી અને એ જાગતોજ બેઠો બેઠો કંઇક કાગળીયાં તપાસતો હતો. અમે એની હીલચાલ વિષે અનુમાન બાંધવામાં ભૂલ કરી હતી એ ખુલ્લુ જણાઇ આવતું હતું. એ સૂઇ ગયોજ ન હતો. એ કોઇ દૂરના ખંડમાં જાગતો બેઠો હતો અને એ ખંડ બીજી બાજુ હશે એટલે એનું અજવાળુ અમારા જોવામાં આવ્યુ નહિ હોય. એનું બોડકુ માથુ વિજળીના પ્રકાશમાં ચકચકતુ હતું. લાંબા પગ કરીને એ ખુરસી પર ઝુકીને પડયો પડયો વાંચતો હતો. એ કાગળો કૉર્ટને લગતા હોય એવું એના વચ્ચેથી લાંબા પાડેલા સડને લીધે તથા બાજુમાંની લીલી દોરી ઉપરથી લાગતુ હતું. એણે વાંચતાં વાંચતાં વચ્ચે સીગારેટ પીવી ચાલુ રાખી હતી. એના શાન્ત અને સ્વસ્થ ચિતે બેસવા ઉપરથી કામ જલદી પતે એવું લાગતુ ન હતું.

જયંતનો હાથ મ્હારા ખભા પરજ હતો અને તે એણે દાબ્યો ને મ્હને સમજાવ્યું કે કાંઇ વાંધા જેવુ હતું નહિ. મ્હને એક જ વાતની ગડભાંગ હતી. અમારી સામેની બાજુએ તિજોરીનું બારણું અદખોલુ વસાયુ હતુ એના ઉપર જો અનંતરાયની નજર પડે—અમારી પડતી હતી તેવી રીતે—તો કાંઇ નવા જૂની થયા સિવાય ન રહે. એની નજર કઈ ઘડીયે પડે એ નક્કી ન હતું પણ જો એ તે જોઇ જાય તો તરતજ કુદીને મ્હારો કોટ એના મોઢા પર ઢાંકી દઇ એને સીધો કરવાનું કામ જયંતને સોંપું એવો મ્હેં વિચાર કરી રાખ્યો હતો અને

બારીકાઈથી એના ઉપર નજર રાખતો હતો. પણ અનંતરાયે આખર સુધી એ જોયુજ નહિ. પેલા કાગળનાં પાન એક પછી એક એ ઉથલાવતોજ ગયો. એ દસ્તાવેજની ભાષા અને લખાણમાં એને અજબ રસ પડયો હોવો જોઈએ. મ્હેં ધાર્યું કે એ વાંચી રહીને એ સુઇ જશે ખરો પણ એ દસ્તાવેજ પુરો વંચાઇ રહે તે પહેલાં એવો બનાવ બન્યો કે અમારા સાહસનો અણધાર્યો અંત આવ્યો.

કેટલીયે વખત અનંતરાય પોતાના હાથ પરના ઘડીઆળ સામે જોતો હોય એમ મ્હને લાગ્યું. એક વખત તો એ ઉંચો થઇને પાછો બેઠો. કશી વાતની એને અધીરાઇ આવતી હોય એમ લાગ્યું. ઓસરીમાંથી કોઈનાં પગલાંનો ધીરો અવાજ આવ્યો ત્યાં સુધી આવે ન ધારેલે વખતે એને કોઇ મળવા આવવાનું હશે એવી કલ્પના સુદ્ધાં મ્હને આવી નહિ. અનંતરાયે કાગળો બાજુએ મૂકયા અને ખુરસીમાં શાંત બેઠો. અવાજ જરા વધ્યો અને પછી કોઈએ બારણું ખખડાવ્યું. અનંતરાયે ઉઠીને બારણું ઉઘાડયુ.

'તેં અરધો કલાક મ્હને ખોટી કર્યો.' અનંતરાયે જરા તોછડાઈથી કહ્યું.

બારણાં ખાલી બંધ હતાં તેનું હવે કારણ સમજાયું. સ્ત્રીનાં કપડાં પવનમાં ફરફરવાનો અવાજ આવ્યો. આવનાર સ્ત્રી હતી અને મોઢુ ઢાંકેલુ હતું. અનંતરાયે મોઢુ ફેરવ્યું તેવીજ પડદાની ફાટ બંધ કરીને હું સ્વસ્થ થઇ ગયો, પણ જેવો એ ખુરસી પર બેઠો તેવુંજ મ્હેં પાછું પહેલાંની માફક જોવા માંડયું. એ બેઠો બેઠો હજી પણ લહેરથી સીગાર ફૂંકતો હતો. એની સામે એક ઉંચી અને પાતળી સ્ત્રી પોતાના શરીરને બુરખાથી ઢાંકીને ઉભી હતી. એના પર વિજળીનો પૂર્ણ પ્રકાશ પડતો હતો અને એમાં એનો રેશમી બુરખો ચળકી ઉઠતો હતો. એનો શ્વાસોશ્વાસ ઉતાવળથી અને મોટેથી ચાલતો હતો. તે લાગણીની કે શરમની અથવા સંકોચની મારી ધ્રુજતી હોય એમ લાગ્યું.

'મ્હારી ઉંઘ બગાડી,' **અનંતરાયે** કહ્યું તારૂં કામ એટલું અગત્યનું ને કિંમતી છે ખરૂંને? બીજે વખતે તું આવી શકે એમ નથી?'

પેલી બાઇએ માથુ હલાવી ના કહી.

હરકત નહિ. જો **લેડી**સાહેબના ભેજામાં બહુ રાઈ હોય તો એ હવે ઝાઝો વખત નહિ ટકે. પણ ધ્રુજે છે કેમ? હાં—બરાબર જરા સ્વસ્થ થા. ચાલ આપણે હવે કામની વાત કરીએ.' એણે ટેબલના ખાનામાંથી નોટ બુક લીધી. 'તું લખે છે કે તારી પાસે **લેડી**-સાહેબના પાંચ ખાનગી કાગળો છે. તારે એ વેચવા છે મારે એ લેવા છે. એ તો જાણે નક્કી છે. હવે ફક્ત એની કિંમત ઠરાવવાનું રહે છે. અલબત, એ નક્કી કરતા પહેલાં મ્હારે કાગળો જોવા જોઈએ. જો એ જોઇએ તેવા હોય તો—અરે ભલા **ભ**ગવાન!'

એક શબ્દ પણ બોલ્યા સિવાય પેલી સ્ત્રીએ પડદો ઉંચો કરી પાછો નાખી દીધો હતો. એનો ચહેરો ઘણોજ સોહામણો હશે પણ હમણાં તો એના પર પ્રલયનાં સ્મિત હતાં.

'હવે ઓળખીને?' એ તિરસ્કારથી બોલી. 'એજ—જેનું જીવન તેં ધૂળ મેળવ્યુ છે તે.'

**અનં**તરાય હસ્યો. એના હાસ્યને અંતરની બ્હીકે સંયમી કર્યું, 'હું શું કરૂં! મ્હેં તો બહુએ ઉદારતાથી વર્તવા માંડયુ પણ તેં માન્યું નહિ. હું તો મરતાને પણ મેર ન કહું એવો છુ પણ લોકો જ્યારે મ્હને હેરાન કરે ત્યારે શું કરવું? મ્હેં તારાથી અપાય એવીજ કિંમત આંકી હતી પણ તેં ન આપી તેમાં હું શું કરૂં?'

'એટલે તેં એ કાગળો મ્હારા પતિને મોકલી આપ્યા! અને એ પ્રભુના અવતાર જેવો દેવાંશી જીવ હૃદયભગ્ન થઇ મરણ પામ્યો. તને ખબર છે કે તે રાત્રે મ્હેં તારી પાસે દયા માટે કેટલી આજીજી કરી હતી? છતાં તું હસ્યે ગયો. અને હમણાં પણ તું હસે છે!

મારી ખાત્રી હતી કે તું સીધી રીતે મ્હને મળવાનો નહિ તેથી એ વખતે જે રીત અજમાવી હતી તેનો ફરીથી ઉપયોગ કર્યો. મ્હારે તને રૂબરૂ મળવું હતું. બોલ, હવે તારે શું કહેવું છે ?'

'એમ દમ પર સુમાર રાખવાની જરૂર નથી.' એણે ઉભા થતાં જવાબ દીધો. 'હું જરાક ઉંચે સાદે બોલીશ ત્યાં તો મ્હારા માણસો દોડી આવી તને પકડી લેશે. તને ગુસ્સો આવ્યો હોય એ સમજી શકાય એવું છે પણ બહુ થયું. મ્હારે હવે વધુ વાત નથી કરવી માટે સિધારી જા.'

એજ પ્રલયના સ્મિત વાળુ વદન બુરખો ઉંચો કરી દેખાડતી પોતાના હાથ કમખાનાં બટન પાસે રાખતી એ બોલી: 'હવે પછી તું કોઈનું જીવન ખરાબ નહિ કરી શકે. મ્હારી માફક બીજાને હૃદય ભંગ થવાનો પ્રસંગ નહિ આવે. તારા જેવા નરાધમથી ધરતી ભારે મરે છે, માટે ચાલ રસ્તો માપ! રસ્તો માપ! રસ્તો માપ! રસ્તો માપ!'

એણે પોતાના બદનમાં છુપાવેલી એક ઉંચી જાતની નાની સરખી રિવોલ્વર કાઢી એક પછી એક ચાર પાંચ બાર અનંતરાય સામે કર્યા. એ એની તદન નજીકજ ઉભી હતી એટલે અનંતરાય સારી રીતે ઘવાઈને ટેબલ પર ઝુકી પડયો. પછી એણે પગ ઉંચકયો. બીજો ઘા ઝીલ્યો અને 'તું માથાની મળી' કહીને જમીન પર ગબડી પડયો. પેલી સ્ત્રીએ તે જોયું અને જરા પણ દરકાર કર્યા સિવાય એના મોં પર તતડાવી ને એક લાત લગાવી. એણે ફરીથી જોયું પણ કાંઈ અવાજ ન સંભળાયો. બારણાનો જરાક ખખડાટ થયો અને જેવી આવી હતી તેવીજ એ ચાલી ગઈ.

અમારી કોઈ પણ જાતની દરમ્યાનગીરી એને બચાવવાને સફળ ન થાત; પણ જ્યારે અનંતરાય પર એક પછી એક ગોળીઓ એણે છોડવા માંડી ત્યારે મ્હને જરા દયા આવી અને હું કુદવાની અણી પર હતો પણ જયંતે મ્હને તેમ કરતાં અટકાવ્યો. હું એની સૂચના

સમજી ગયો અને એ અમારૂ કામ ન હતું એમ માની મુગો મુગો બેસી રહ્યો. અનંતરાય એના મોતે મરતો હતો તેમાં નાહકના વચ્ચે પડીને અમારૂં કામ વણસાડવાની જરૂર નહતી. પણ જેવી પેલી સ્ત્રી બારણું બંધ કરી ગઇ તેવોજ જયંત ઉઠયો અને અંદરની બાજુથી બારણું બંધ કરી દીધું. બીજાં બારણાં પણ બંધ કર્યાં. દૂર માણસોની હીલચીલ થવા લાગી હતી. રિવોલ્વરના અવાજથી માણસો ઉઠયાં લાગતાં હતાં. શાંતિથી જયંત તિજોરી પાસે ગયો અને એમાંનાં કાગળીયાં લાવીને પેલી સગડી પર નાખ્યા અને ચારે બાજુથી પેટવ્યાં. ફરીથી બીજા કાગળીયાં આણ્યાં અને તેને પણ હોમ્યાં. પેલો ટેબલ પર પડેલો અનંતરાયના લોહીથી ખરાડયલો કાગળ પણ એણે હોમ્યો. પછી એણે મ્હને બહાર નીકળવા ઇસારત કરી. એ પાછળથી આવ્યો અને બારણું બરાબર બંધ કર્યું તથા આગળો દીધો. 'આ બાજુ, નટવર!' એ બોલ્યો. 'આ તરફ આપણે દિવાલ કૂદીને જઇ શકીશું.'

બહુ ઝડપથી માણસો ઉમરાણ કરી મુકશે એવો મ્હને ખ્યાલ ન હતો પણ અમે થોડે ગયા નહિ હોઇએ એટલામાં આખા મકાનમાં ઝળઝળાટ લાઇટ થઇ ગઈ. મુખ્ય દ્વાર ઉઘડયું હતું અને કેટલાંક માણસો ગભરાઈને આમ તેમ દોડતાં હતાં. બાગમાં પણ માણસો દોડવા લાગ્યાં. એક જણ અમારી પાછળ પડયો અને જેવો હું દિવાલ કૂદવા ગયો તેવોજ એ મારો પગ પકડવા કૂદયો પણ સારે નસીબે હું બચી ગયો. અને પેલાને મારા પગની લાત લાગી તે પડયો. હું પણ બીજી બાજુ પડયો છતાં જયંતે મ્હને તરતજ ઉભો કર્યો અને અમે બેઉ જણ ખૂબ દોડયા, આશરે એકાદ માઇલ દોડયા પછી અમે ઉભા અને પાછળ કોઈ નથી આવતુ એની ખાતરી થઇ એટલે ધીરે ધીરે પ્રીન્સેસ સ્ટ્રીટ સુધી ચાલતા આવ્યા.

ઉપરનો બનાવ બન્યા પછી ત્રીજે દિવસે અમે ચહા પીતા હતા તે વખતે ઇન્સ્પેકટર જમશેદજી આદન ધીરે રહીને આવ્યા અને પૂછવા લાગ્યા.

'કેમ જયંત ! હમણાં કાંઈ બહુ કામ છે કે?'

'તમને ના પાડવા જેટલું કામનું દબાણ નથી.'

'એમ બાબત છે! મ્હેં ધાર્યું જ હતું. બે દિવસ પર વરલી ખાતે એક નવાઇ જેવો બનાવ બન્યો–'

'શું થયું વળી?' જયંતે અજાણ્યા થઇને પૂછયું.

'ખૂન. બીજું શું? પણ બહુ નવાઇ જેવું ખૂન. તમને રસ પડે એવો કેસ છે. જરા આવીને જોઇ જાવતો સારૂ. એ સાધારણ ગુન્હો નથી. અનંતરાય સી. બક્ષી નામના ગૃહસ્થનું કોઇએ ખૂન કર્યું છે. અનંતરાય પર અમારી નજર હતી અને એ જરા એવોજ માણસ હતો. મોટા માણસોના કાગળો ખરીદીને સપડાવતો હતો. એ બધા કાગળો કોઈએ બાળી નાખ્યા છે. પૈસા ટકાને હાથ બી લગાડયો નથી. ગુન્હેગારો સારા ખાનદાન માણસો હતા. એમનો ઉદ્દેશ લોકોને બે આબરૂ થતા બચાવવાનો લાગે છે.'

'ગુન્હેગારો?' જયંતે પૂછયું.

'હારે! બે જણ હતા. એક તો પકડાતો પકડાતો રહી ગયો. એમનાં પગલાં આમ તેમ પડેલાં છે. એમનું વર્ણન પણ છે. એક જણ તો ઘણો જ ચાલાક હતો બીજો જરા મધ્યમ કદનો ટૂંકી ગરદનનો અને મજબુત બાંધાનો હતો તે પકડાતાં પકડાતાં નાસી છૂટયો. બેઉ જણને અમે શોધ્યા વિના રહેવાના નથી.'

'સારી વાત છે! બાકી તમે વર્ણન કરો છો તેવું શરીર તો ડૉ. નટવરનું પણ છે.'

'હારે; એવનને પણ એમજ કહી શકાય!'

'ખરે જ મી. માદન! હું ઘણોજ દિલગીર છું કે એ કેસ હું હાથ ધરી શકતો નથી. વાત એમ છે કે એ અનંતરાયને હું ઓળખું છું અને એ પહેલા નંબરનો સફેદઠગ હતો એટલે એમાં મ્હારો

હાથ નાખવાનો વિચાર નથી. કોઇને વેર ઝેર હશે અને એનો એણે બદલો લીધો હશે.'

*

**જયંત** એક અક્ષર પણ તે રાતના બનાવ વિષે બોલ્યો ન હતો પણ **સરયુબાલા**નાં લગ્ન નિર્વિઘ્ને પસાર થયા પછી એક દિવસએ મ્હને કોટના પ્રખ્યાત આર્ટીસ્ટ મેસર્સ **મીસ્ત્રી** એન્ડ **મીસ્ત્રી**ના ગંજાવર સ્ટુડીઓમાં લઈ ગયો અને ત્યાં આગળ ટાંગેલા અનેક ફોટોગ્રાફોમાંથી એક મ્હને બનાવ્યો. તે પેલી રમણીનો ફોટો હતે અને તેની નીચે લખેલું વાંચીને હું તો છક્કજ થઈ ગયો.

'એ ?' અજાયબીથી હું બોલવા જતો હતો પણ **જયંતે** મ્હને અટકાવ્યો. એણે મ્હારી સાથે પોતાની નજર મેળવી અને નાકે આંગળી લગાડી.

*

# નૂ રે – આ લ મ



અમારા ધંધાદારી સંબંધીઓમાં વિનોદરાય ઝાલાનું સ્થાન અને સંબંધ ઘણાં સારાં ગણી શકાય. એ અવારનવાર સાંજ સવાર આવતા અને જયંત સાથે ટોળ ટપ્પા કરતા તથા કોઇ રસિક કેસ હોય તો કહેતા અથવા પૂછવા જેવું હોય તો જયન્તની સલાહ લેતા. કેટલીક વખત તો એમની વાતમાં જયંત રસ લેતો અને વણ માગ્યે સલાહ કે સૂચના આપી મી. ઝાલાને પ્રોત્સાહન આપતો.

જે દિવસની એમની મુલાકાત વિષે હું લખુ છું તે દિવસે સાંજના અમે બધા વાતો કરતા બેઠા હતા. એવામાં વિનોદરાય કંઇક વિચા-

રમાં હોય એમ લાગ્યું. જયંતે એમના તરફ જોયું અને પૂછ્યુંઃ

'કંઈ જાણવા જેવું છે કે શું ?'

'નારે ! એવું ખાસ છે નહિ–'

'જે હોય તે કહો તો ખરા !'

વિનોદરાય હસ્યા.

'ખરી વાત છૂપાવવાની જરૂર નથી જયંત ! એમ છે કે વાત એવી નજીવી દેખાય છે કે એ વિષે તમને હેરાન કરવાની મ્હારી ઇચ્છા ન હતી. એમ છતાં ઉપરથી નજીવી દેખાતી એ વાત અંદરખાનેથી નવાઈ જેવી છે, અને મ્હારી ખાત્રી છે કે તમારો શોખ અસાધારણ ચીજ પ્રત્યે વધુ છે એટલે હું વિચારમાં પડયો હતો કે બોલવું કે ન બોલવું ? એમ પણ લાગે છે કે આપણા કરતાં એ કેસ ડૉ. નટવરના ખાતાનો છે.'

'કેં દરદની વાત છે ?' મ્હેં પૂછ્યું.

'ગાંડપણ તો ખરૂં. અને ગાંડપણ પણ વિચિત્ર જાતનું. તમને કલ્પના પણ આવે છે કે આ દિવસે એવું માણસ જીવતું હોય કે જેને છત્રપતિ શિવાજી પ્રત્યે એટલો તિરસ્કાર કે વૈર હોય કે એમની પ્લાસ્ટરની પ્રતિમા જ્યાં જુએ ત્યાંથી તોડીને ફોડી નાખે !'

જયંત ખુરસીમાં સ્વસ્થતાથી બેઠો.

'એ આપણું કામ લાગતું નથી.' એણે કહ્યું.

'એમજ છે. હું એમજ કહેતો હતો. પણ જ્યારે એ ભાઈ સાહેબ એવુ પુતળુ ભાગવાને કોઇના ઘરમાં પેસીને ચોરી કરે ત્યારે એ વાત ડૉકટર નટવરના ખાતામાંથી આપણા ખાતામાં આવે એવી નથી લાગતી ?'

જયંત બેઠો થયો ને બોલ્યોઃ 'ચોરી કરે ? વાત રસિક લાગે છે ! જરા વિગત વાર કહો તો.'

વિનોદરાયે પોતાની નોટબુક કાઢી અને એને લગતી નોંધ વાંચી લીધી.

'ચાર દિવસ પહેલાં પહેલી વખત બૂમ આવી,' એમણે કહેવા માંડયું. 'સૅન્ડહર્સ્ટ રોડ પર મન્વંતરૉય મ્હેતાની અનેક પ્રકારનાં પુતળાંઓ અને પ્રતિમાઓ વેચવાની દુકાન છે તેમણે ફરીઆદ નોંધાવી કે જ્યારે એમનો માણસ આગળના ભાગમાંથી અંદર ગયો ત્યારે કોઇકે બહારથી આવીને અનેક પુતળાંઓમાંથી શિવાજીનું પ્લાસ્ટરનું પુતળુ ઉંચકીને તોડીને કકડા કરી નાખ્યા હતા. એ બિચારો દોડયો પણ રસ્તે જનાર સેંકડો માણસમાંથી કોઇ એ પુતળાના ભાગનારને બતાવી શકયું નહિ. અવારનવાર કોઇ હરામખોર પોતાના હાથની ચળ ભાગવાને કંઇક પરાક્રમ કરે છે એવું આ પણ પરાક્રમ હશે એમ ધારીને એ વિષેની ખબર પોલિસ ચોકી પર આપવામાં આવી. એ પુતળાની કિંમત ચાર પાંચ રૂપીયાથી વધુ ન હતી અને વાત પણ નજીવી લાગતી હતી એટલે પોલિસે કંઇ તપાસ કરી ન હતી.

'બીજો કેસ એના કરતાં વધુ ગંભીર પ્રકારનો ને નવાઈ જેવો હતો. તે કાલે રાત્રેજ બન્યો.

'સૅન્ડહર્સ્ટ રોડ પર મન્વંતરૉય મ્હેતાની દુકાનથી થોડે દૂર ડૉ. દલાલનું મકાન છે. એમની વાલકેશ્વર અને નેપીઅન સી પર ધીકતી પ્રૅકટીસ છે. એમનું રહેવાનું અને મુખ્ય દવાખાનુ સૅન્ડહર્સ્ટ-રોડ પર છે તથા બીજી એક શાખા ચોપાટીપર છે. ડૉ. દલાલ શિવાજીના પૂજક છે અને એમણે એમને લગતુ સાહિત્ય અને સ્મરણો વશેષો તથા સાધનો સંગ્રહ્યાં છે. એમનું સંગ્રહસ્થાન મુખ્યત્વે શિવાજીને લગતુ છે એમ કહીએ તોપણ ચાલે. થોડા વખત પર એમણે મન્વંતરૉય મ્હેતાને ત્યાંથી પ્રખ્યાત મૂર્તિકાર મ્હાત્રેએ બનાવેલી મૂર્તિ પરથી પ્લાસ્ટરનાં તૈઆર કરેલાં બે પુતળાં ખરીદ્યાં હતાં. એક એમણે પોતાના રહેવા ઘરના હૉલમાં અને બીજુ ચોપાટીવાળી શાખામાં એમ રાખ્યાં હતાં. આજે સવારના ડૉ. દલાલને ખબર પડી કે રાતના વખતે એમના મકાનમાં કોઇએ દાખલ થઇને શિવાજીના

પુતળાની ચોરી કરી હતી. બીજી કિંમતી વસ્તુઓ રહેવા દઇને એ એકજ ચીજ પસંદ કરવામાં આવી હતી છતાં એ બહાર લઇ જઇને કંપાઉંડની દિવાલ સાથે અફાળી તોડી ફોડી નાખેલી હતી એ જોઇને ચોરની વિચિત્રતા પર નવાઈ લાગતી હતી.'

જયંતે હાથ મસળ્યા.

'એ જરા નવાઇ જેવું ખરૂં.' એણે કહ્યું.

'મ્હેં ધાર્યું હતું કે તમને રસ પડશે. પણ હજી હું કૈં નિર્ણય પર નથી આવ્યો. ડૉ. દલાલ એમની શાખામાં ચાર વાગે જાય છે. ત્યાં જઇને જુએ છે તો રાતના વખતે તેની બારી તોડીને કોઇએ અંદર દાખલ થઈ પેલા પુતળાને તોડી ફોડીને કકડે કકડા કરી નાખ્યા હતા. બન્ને કેસમાં એ વિચિત્ર પ્રકારના ગાંડા માણસની વિગત કે તે પકડાય એવી કોઈ પણ નિશાની મળતી નથી. તમારો શો મત છે ડૉ. નટવર!'

'એમાં બહુ વિલક્ષણતા નથી.' જયંતે કહ્યું. 'ડૉ. દલાલ તથા મી. મ્હેતાની દુકાનમાં ભંગાયલાં ત્રણે પુતળાં એકજ જાતનાં હતાં?'

'એ બધાં એકજ 'મોલ્ડ' પરથી તૈયાર થયાં હતાં.'

'તો પછી એમ માણસને શિવાજી સાથે અંગત વૈર છે કે તિરસ્કાર છે એ માનવાને કારણ નથી. એમ હોય તો મુંબાઈશહેરમાં છત્રપતિ શિવાજીનાં અનેક પુતળાં છે તે બધાં ભાંગવા ફોડવાને બદલે એ ગાંડો માણસ અમુકજ પ્રકારનાં પુતળાં તોડે અને એ તોડવા ચોરી કરે એમાં એનો કોઈ વિશિષ્ઠ હેતુ હોવો જોઇએ. એવો ગાંડો માણસ એકજ પ્રકારનાં પુતળાં તોડવાનું ગાંડપણ દાખવે એ માનવામાં આવતુ નથી.'

'મ્હને પણ એવો વિચાર આવ્યો હતો.' વિનોદરાયે કહ્યું. 'અન્વંતરૅાય મ્હેતા પોતાના ધંધામાં નિષ્ણાત છે અને છેલ્લાં

કેટલાંય વર્ષથી આવી જાતનાં ત્રણ પુતળાં સિવાય બીજાં વધુ પુતળાં મુંબાઈના એ લતામાં કોઇએ તૈયાર કરાવરાવ્યાં નથી. એટલે શિવાજીનાં સેંકડો પુતળાંમાં આ જાતનાં માત્ર ત્રણજ પુતળાં હતાં તેથી એ બાજુ રહેતો કોઈ ગાંડો માણસ એમનાથી શરૂઆત કરે એમ પણ નથી મનાતુ ? તમે શું કહો છો ડૉ. નટવર ! '

' માનસિક ઉન્માદને લઇને માણસ શું કરે ને શું નહિ તેની કાંઈ હદ હોતી નથી. ' મ્હેં જવાબ આપ્યો. ' એ જાતની સ્થીતિને ફ્રેંચ ફાઇકોલૉજીસ્ટો Idee fixe કહે છે. એ ગાંડપણ હોય છે નજીવુ પણ વિચિત્ર હોય છે અને એની અમુક બાબત સિવાય બીજી દરેક બાબતમાં માણસ સંપૂર્ણ ભાન રાખીને વર્તે છે. શિવાજી વિષે જેણે પુષ્કળ વાંચ્યુ હોય અથવા એના તરફથી પોતાના કુટુંબને પારાવાર નુકશાન થયું હોય એવો કોઈ માણસ એ જાતના દર્દથી પટકાઈ પડે એ અસંભવિત નથી. '

' એ ન ચાલી શકે નટવર ! તારી વાત માનીએં અને એવું ગાંડપણ આવે એ કબુલ કરીએ પણ એ પુતળાંઓ કયાં છે ને કેમ છે તે એ જાતનો દરદી જાણે અને પછી દર્દ ઉભરે એ મનાય નહિ. '

' તો તું શું અનુમાન કરે છે ? ' મ્હેં પૂછયું,

' મ્હારે અનુમાન બાંધવાને વાર છે. હું તો હાલ એટલું કહું કે એના ગાંડપણમાં પણ એક જાતની નક્કી કરેલી રીતભાત છે. દાખલા તરિકે ડૉ. દલાલના હૉલમાં, જ્યાં જરાક પણ અવાજથી માણસો જાગી ઉઠે એમ હતુ ત્યાં એ પુતળુ બહાર લઈ જઇને તોડવામાં આવ્યું હતું. જ્યારે એમની ચોપાટીની શાખામાં એ હતું ત્યાંજ ફોડવામાં આવ્યું હતું. હજી વાત નજીવી લાગે છે પણ હુંતો એની નોંધ લઉં છું અને એ શું વળુ લેશે તે કોણ કહી શકે એમ છે. મ્હને તો લાગે છે કે એ પણ એકાદ રસિક કેસ નિવડશે. પેલા વિજયકર કુટુંબના કેસની વાત યાદ છે ને નટવર ! કેવી નજીવી વિગત પરથી એ પકડાઈ આવી હતી ? એટલે મી. વિનોદરાય ! તમારાં ભાં-

ગેલાં પુતળાં અથવા ઢોળાયેલી છાશ પર વિમાસવું કે હસવું મ્હને ઠીક નથી લાગતું. જ્યારે પણ આ કેસને લગતી નવી હકીકત આપને મળે ત્યારે કૃપા કરી મ્હને જણાવશો તો આભાર થશે.'

જે તાજી ખબર માટે મ્હારા મિત્રે આશા રાખી હતી તે એણે ધારીયે ન હોય એવી રીતે અને ઓચીંતીજ આવી પહોંચી.

બીજે દિવસે સવારના પહોરમાં હું પથારીમાંથી ઉઠું તે પહેલાં જયંત એક ચીઠ્ઠી લઇને મ્હારી કને આવ્યો.

'નં. ૧૩૧ કિંગ લેન–બોરા બજાર–કોટમાં તરતજ આવો. વિનોદરાય'

'પણ છે શું?' મ્હેં પૂછ્યું.

'મ્હને ખબર નથી. પણ કંઇક હશે રતો! પેલા પુતળાંવાળા કેસને લગતુ જ કંઇ હોવાની મ્હારી માન્યતા છે. એમ હોય તો તારો ગાંડો માણસ હવે બીજા લતામાં પરકયો લાગે છે! ચાલ તૈયાર થા નટવર! મ્હેં ટૅકસી બોલાવી છે અને તે ખોટી થાય છે. મોઢું સાફ કર અને કૉફી પી લે.'

પા કલાકમાં તો અમે કોટમાં આવી પહોંચ્યા. બોરાબજારની કિંગલેન શાન્ત જગ્યા હતી. નં. ૧૩૧ વાળુ મકાન અમે શોધી કાઢયુ એની પાસે ઘણીજ ગીરદી હતી. કેટલાંય માણસો ત્યાં એકઠાં થયાં લાગતાં હતાં. જયંતે નવાઇથી સિત્કાર કર્યો.

'અરે ભલા ભગવાન! આખરે ખૂન પર વાત આવી! છાપાવાળાને આજે તડાકો! ચાલો પેલા વિનોદરાય દેખાય.'

અમને વિનોદરાયે સારી રીતે આવકાર આપ્યો. એ ભાઈ ગંભીર ચહેરે બેઠા હતા, એમની પાસેજ એક પાકટ ઉમરનો માણસ આમથી તેમ આંટાફેરા કરતો હતો. એ તે ઘરનો માલિક હતો એમ વિનોદરાયે કહ્યું અને અમારૂં તેની સાથે ઓળખાણ કરાવ્યું. એનું નામ અમુલખ ડી. સરૈયા કરીને હતું અને એ 'તરૂણ ભારત' નામના દૈનિક પત્રનો તંત્રી હતો.

'ફરી પાછી શિવાજીના પુતળાનીજ મ્હોકાણ છે!' વિનોદરાયે કહ્યું. 'કાલે તમે ઇંતેજારી બતાવી હતી મી. જયંત! એટલે એ વાતે આવો ગંભીર ઉથલો ખાધો હોવાથી તમે જાતે હાજર હો તો ઠીક એમ ધારીને તરતજ તમને ખબર આપી હતી. ઠીક થયું કે તમે આવી ગયા.'

'કેવો ઉથલો ખાધો?' જયંતે પૂછ્યું.

'ખૂન. મી૦ સરૈયા, જરા આમને બધી વિગતો જેમ બની તેમ જણાવશો?'

બહુજ ગંભીર ચહેરે મી. સરૈયાએ અમારા તરફ ફરીને કહ્યું:

'નવાઈની વાત તો એ છે કે આખી જીંદગી સુધી બીજાઓના સમાચાર હું મેળવતો અને છાપતો રહ્યો છું પણ જ્યારે મ્હારા ઘર આગળ જાણવા જેવો બનાવ બને છે ત્યારે તે તાજા સમાચાર લખવાની મ્હારી સ્વસ્થતા રહી નથી. મ્હારૂ મગજ એવું તો ઘુમ થઈ ગયું છે કે કાંઈજ લખી શકાતુ નથી. જો હું અત્યારે એક પત્રકાર તરિકે આવ્યો હોત તો મ્હેં મ્હારી પોતાનીજ મુલાકાત લીધી હોત અને ખાસ્સો બે ત્રણ કૉલમનો રિપોર્ટ બહાર પાડયો હોત પણ કમનસીબે મ્હારાથી લખાતુ નથી અને આ ઉપયોગી સમાચાર મ્હારે બીજાઓને આપવા પડે છે! હું એનો મ્હારા લાભાર્થે ઉપયોગ નથી કરી શકાતો! ગમે તેમ પણ મી. જયંતરાય! મ્હેં આપનું નામ સાંભળ્યું છે અને આ વિચિત્ર વાતનો ભેદ આપ ઉકેલશો તો આપને એ બધુ કહેવાનો બદલો મળી ગયો માનીશ.'

જયંત સ્વસ્થ બેઠો અને ધ્યાન દઇને સાંભળવા લાગ્યો.

'ચારેક મહિના પર મ્હેં પેલુ શિવાજીનું પુતળુ લીધુ હતુ તેને લીધે આ બધુ થયુ લાગે છે. ગિરગામ પરની દેસાઈ બ્રધર્સની દુકાનમાંથી મ્હેં એ ઘણી સસ્તી કિંમતે ખરીદ્યું હતું. ઘણું ખરૂં મ્હારૂં લખવાનું કામ હું રાતના મોડે સુધી કરૂં છું અને કેટલીકવાર તો છેક સવાર સુધી પણ કામ કર્યે રાખું છું. શાંત રાત્રિએ વિચા-

રની પરંપરા આવે જાય તેમ બિલકુલ ખલેલ સિવાય લખી શકાય છે. આજે રાત્રે પણ એજ રીતે હું લખતો બેઠો હતો. હું મ્હારા ખંડમાં—જે ઉપરને માળે છે ત્યાં—બેઠો હતો. આશરે ત્રણેક વાગે મ્હને નીચેથી કંઇ અવાજ આવતો હોવાનો ભાસ થયો. મ્હેં ધ્યાન દઇને સાંભળવા માંડયું પણ ફરીથી કંઇ સંભળાયું નહિ એટલે એમ ધાર્યું કે બહાર કંઇ ખડખડાટ થયો હશે. પછી એકાએક પાંચ મીનીટ પછી એક કારમી કીકીયારી સંભળાઈ. એવો ભયંકર આર્તનાદ મ્હેં મ્હારી જીંદગીમાં કદીયે સાંભળ્યો નથી મી. જયંતરાય! હજીએ એના રણકાર અને ભણકાર મ્હને આવ્યા કરે છે. એક બે મીનીટ સુધી ભયનો માર્યો હું બેસી રહ્યો. પછી તો સળીયો લઇને હું નીચે ઉતર્યો. જ્યારે આ ખંડમાં આવ્યો ત્યારે મ્હેં બારી ખુલ્લી જોઈ અને શિવાજીનું પુતળુ એના સ્થાનપરથી ગુમ થઈ ગયું હતુ. કોઈ પણ ચોર એને શા માટે લઈ જાય એ સમજી શકાતું નથી! એ એટલી નજીવી કિંમતનું હતું કે એને ચોરવા માટે આટલી જહેમત એ ભલા આદમીએ શા માટે ઉઠાવી હશે તેજ હું સમજી શકતો નથી.

'તમે જોઈ શકશો કે એ બારીએ થઇને આગલે દરવાજે જવા માટે ઘણું ચાલવું પડે એવું છે. છતાં એ ભાઈ સાહેબે એ રસ્તો લીધો છે. મ્હેં એ જોયું અને ફરીને બારણુ ઉઘાડયું. અંધારામાં પગલાં મુકતાં એકાએક કશુક અડફટમાં આવવાથી હું ગબડી પડયો. એ કોઈક માણસ પડયું હોય એમ લાગવાથી હું દિવો લેવા દોડયો. દિવો લઇને જોયું તો આ માણસ ગળામાં મોટો ઘા લાગવાથી પડયો હતો અને એની પાસે લોહીનું ખાબોચીયું ભરાયું હતું. એનો જીવાત્મા ઉડી ગયો હતો. એનું મ્હોઢુ એવું તો ભયંકર લાગતુ હતુ કે સ્વપ્નામાં પણ હું એ જોઇને છળી જઇશ. પછી મ્હેં પોલિસને બોલાવી અને એમ લાગે છે કે મ્હને પણ મૂર્છા આવી ગઈ હશે કારણ કે જ્યારે મ્હને ભાન આવ્યું ત્યારે મ્હારા હૉલમાં પોલિસનો સિપાઈ મ્હારી સારવાર કરતો ઉભો હતો.'

'ઠીક. મરનાર કોણ છે તે તમને ખબર છે!' જયંતે પૂછ્યું.

'એ કોણ છે એ બતાવવાનાં કે જાણવાનાં કંઈ સાધનો કે નિશાનીઓ નથી.' વિનોદરાયે જવાબ આપ્યો. 'આપને એનું શરીર તપાસવું હોય તો એને 'પોસ્ટ મોરટમ' કરવા મોકલાવ્યું છે ત્યાં જોઈ શકાશે. એ કોઇ કોંકણી મુસલમાન લાગે છે. કદે ઉંચો, રંગે શ્યામ, મજબુત બાંધાનો, ખડતલ દેખાવનો ત્રીસેક વરસની ઉમરનો માણસ લાગે છે. કપડાં ફાટયાં તૂટયાં છે છતાં મજુર જેવો લાગતો નથી. એની પાસેજ શિંગડાના હાથાવાળુ મોટું ચાકુ પડયું હતું. એ ચાકુથી એનું ખૂન કરવામાં આવ્યું હતું કે પછી એ મરનારની માલેકીનું જ હતું તે મ્હને ખબર નથી. એનાં કપડાં પર કંઈ નામ બામ ન હતું એનાં ખીસ્સામાંથી એક જામફળ, દોરી, તથા મુંબાઇનો નકશો અને એક ફોટોગ્રાફ સિવાય બીજું કાંઇ જડયું નથી. પેલો ફોટોગ્રાફ મ્હેં મ્હારી પાસે રાખ્યો હતો. આ રહ્યો એ.' એમ કહીને એમણે જયંતને ફોટોગ્રાફ આપ્યો.

એ નાના કૅમેરાથી સ્નૅપશૉટથી લીધેલો ફોટોગ્રાફ હતો. એ માણસનો ચહેરો બબુનવાંદરાને માણસનું રૂપ આપીએ અને જરા ટાપટીપ કરીએ એવો દેખાતો હતો. કુદરતની વિચિત્રતાના નમુના રૂપ એને ગણી શકાય એમ કહું તો વધારે પડતું નથી.

'અને પેલા પુતળાનું શું થયું?' પેલો ફોટોગ્રાફ ધારી ધારીને જોયા પછી જયંતે પૂછયું.

'આપ આવ્યા તે પહેલાં થોડીકજ વારે એની ખબર અમને પડી. એ નાકા પરના બાગમાંથી જડયુ છે. એના ટુકડે ટુકડા કરી નાખ્યા છે, એ જોવા હું જતો હતો એટલામાં તમે આવ્યા. ચાલો આપણે એ જોઇ આવીએ.'

'ચાલો, પણ જરા હું અહીં થોડુંક જોઇ લઉં પછી જઇએ.' જયંતે કહ્યું.

એણે પેલી બારી અને આજુબાજુની જગ્યા જોઈ.

'આ બારીએ પહોંચવું અને ઉઘાડવુ એ હાંસી ખેલ નથી નટવર! પાછા ફરવું એટલું અઘરૂ નથી પણ ચઢવાનું અઘરૂ હતું. ચાલો વિનોદરાય, આપણે પેલા કકડા જોવા જઇએ. તમે આવો છો મી. સરૈયા!'

નખાઈ ગયેલો પત્રકાર એક ટેબલ પર બેઠો બેઠો કાગળ બગાડતો હતો.

'મ્હને થોડુ ઘણું લખવા દો. બીજાં છાપાંની એક્કેકી આવૃતિ કયારનીયે ખલાસ થઇ ગઈ હશે. મ્હારે આંગણે ખૂન થાય અને એની વિગત મ્હારાજ પત્રમાં ન આવે એ બહુ ખરાબ ગણાય. આપ જોઇ આવો.'

અમે બહાર નીકળ્યા તે વખતે એનું હોલ્ડર કાગળ પર જોસ બંધ ચાલતુ હતુ.

જે સ્થળેથી પુતળાના કકડા જડયા તે બહુ દૂર ન હતું. બહુ બહુ તો ચારસો પાંચસો વાર દૂર હશે. ખૂન કરવા સુધી હિંમત કરનાર એ વિચિત્ર માણસે એટલી જહેમતે ચોરીને તોડેલા પુતળાના કકડા અમે જોયા. ઘાસમાં એ આમતેમ વેરાયલા પડયા હતા. જયંતે કેટલાક કકડા ઉંચકી લીધા અને તેમનું ધ્યાન દઇને નિરીક્ષણ કર્યું. એના ચહેરા પરથી મ્હને લાગ્યું કે એને આખરે કંઈક કામ લાગે એવું હાથ લાગ્યું હતું.

'કેમ?' વિનોદરાયે પૂછ્યું.

જયંતે ખભા ચઢાવ્યા.

'હજી તો ઘણું બાકી રહે છે. છતાં કેટલીક વિગતો પર આપણે અનુમાન બાંધી કામ કરી શકીએ એવું છે ખરૂં. એ પુતળાની કિંમત ગુન્હેગારની નજરે માણસની જીંદગી કરતાં વધારે હતી. એ એક મુદ્દાની વાત છે. બીજી વાત એ છે કે એણે એને પેલા મકાનમાં ભાગ્યું નથી. એમાંથી નીકળીને તરતજ ભાગ્યું નથી એ બતાવે છે કે ભાગી નાખવું એ એકલીજ એની આકાંક્ષા ન હતી.'

'પણ એને પેલા માણસે અટકાવ્યો એટલે—'

'એ બનવા જોગ છે, છતાં આ સ્થાનની સ્થીતિ પણ ધ્યાન રાખવા જોગ છે.'

વિનોદરાયે ધ્યાન દઇને જોયું.

'અહીં એને એમ લાગ્યું હશે કે અવાજથી કોઇનું ધ્યાન નહિં ખેંચાય.'

'બીજુ પણ કારણ છે. રસ્તામાં એક ખાલી મકાન, ગયુ ત્યાં પણ એ ભાગી શકાત છતાં આટલે દૂર–પ્રત્યેક પગલે ભય ઝઝુમતો હોવા છતાં–એ આવ્યો એનું કારણ સમજાતું નથી?'

'નાજી.' વિનોદરાયે કહ્યું.

જયંતે અમારા માથા ઉપર દેખાતા ફાનસ તરફ આંગળી કરી.

'એ શું કરતો હતો તે આ ઠેકાણે જોવાય એમ હતું જ્યારે પણે જોવાનું સાધન ન હતું. એ કારણ હતું.'

'ખરી વાત છે!' વિનોદરાય બોલી ઉઠયા. 'હવે મ્હને સમજાય છે કે ડૉ. દલાલવાળુ પુતળુ પણ પ્રકાશની નજીકજ ભાંગવામાં આવ્યું હતું. પણ જયંતરાય! એ વિગતોનો આપણે શી રીતે ઉપયોગ કરી શકીશું?'

'યાદ રાખવાની–નોંધી લેવાની બીજું શું? બીજી વળી હવે પછી મળશે તે એકઠી કરીશું અને જે અનુમાન બંધાય તે બાંધવાનું. આપ શું પગલાં લેવા ધારો છો?'

'મ્હારા હિસાબે તો મરનાર માણસને ઓળખાવવો જોઇએ અને પછી આગળ તપાસ કરવી જોઇએ. એને ઓળખાવવામાં ઝાઝો ત્રાસ નહિ પડે. એ ખબર પડી એટલે એના સાથીદારો શોધી કાઢીશું અને કાલે રાત્રે એ આ લતામાં શું કરતો હતો તેની પણ તપાસ કરીશું અને એને એવો કોણ મળ્યો કે જેણે એકાએક એનું ખૂન કર્યું તે બાબત પણ પૂછપરછ કરીશું. તમને એ ઠીક નથી લાગતું?'

'તમારી ગોઠવણુ બરાબર છે. છતાં એ રીતે હું કામ લેવા માગતો નથી.'

'ત્યારે તમે શું કરવા માગો છો ?'

'એ બાબત હજી મ્હેં નિર્ણય કર્યો નથી. આપ આપની રીતે કામ ચલાવો અને હું મ્હારી રીતે ચલાવીશ. પછી આપણે એક બીજાનું કામ કેટલે આવ્યુ અને શું કરવું ને શું નહિ તે નક્કી કરીશું.'

'બહુ સારૂં.' વિનોદરાયે જવાબ આપ્યો.

'તમે જો કિંગલેનમાં જતા હો તો મી. સરૈયાને ખાસ કરીને કહેજો કે મ્હેં મ્હારો મત એવી રીતનો આપ્યો છે કે આ કામ કોઇ ગાંડા અને ધુની માણસનું છે અને એના મગજમાં શિવાજી માટે કાંઇક વિલક્ષણ તિરસ્કાર હોવાથી એ આવાં કામ કરતો ફરે છે. એ હકીકત એમના પત્ર માટે ઘણી ઉપયોગી નિવડશે.'

વિનોદરાય એના સામુ જોઇજ રહ્યા.

'પણ આપનો એવો અભિપ્રાય નથી લાગતો !'

જયંત હસીને બોલ્યોઃ

'એમ ! ભલેને ન લાગે પણ મ્હારી ખાત્રી છે કે એ વાતથી મી. સરૈયાને આનંદ થશે અને એમના પત્રનું મહત્વ પણ વધશે. અને નટવર ! આપણે આજે ખુબ ગદ્ધાવૈતરૂ કરવાનું છે. સાંજે છ વાગે આપ મ્હને પ્રીન્સેસસ્ટ્રીટમાં મ્હારે ઘેર મળશો તો મહેરબાની થશે મી. વિનોદરાય ! ત્યાં સુધી મરનારના ખીસ્સામાંથી મળેલો આ ફોટોગ્રાફ મ્હારી પાસે રાખું છું. વખતે આજે રાત્રે આપણે બહાર જવાનું પણ થાય અને આપને સાથે આવવું પણ પડે એટલે એ બધી તૈયારી રાખજો. મ્હારૂં અનુમાન બરાબર હશે તો હરકત નહિ આવે. ચાલો સાહેબજી ! ફતેહ કરો !'

જયંત અને હું ત્યાંથી ગિરગામમાં ગયા અને દેસાઇ બ્રધર્સ-ની દુકાન શોધી કાઢી. એજ દુકાનેથી મી. સરૈયાએ શિવાજીનું પુતળું

ખરીદ્યું હતું. એક જુવાન કારભારીએ અમને કહ્યું કે મી. દેસાઈ બપોરે મળી શકશે. એ પોતે તાજેજ રહ્યા હોવાથી અમને કાંઈ ખબર આપી શકે એમ ન હતું, જયંતના ચ્હેરા પરથી એને અધીરાઈ અને કંટાળો આવ્યાં હોય એમ લાગતુ હતું.

'બધુ આપણે ધારીયે છીએ તેમ ઓછુંજ બન્યે જાય છે? નટવર!' છેવટે એણે કહ્યું. 'આપણે બપોરે આ તરફ આવીશું. બીજું શું? મ્હારો વિચાર આ પુતળાં કયાં બન્યાં ને કયાંથી આવ્યાં તે શોધી કાઢવાનો છે. એમાં જરૂર કંઇ ભેદ છે અને તે પામવા માટે એનુ મૂળ તપાસવાની જરૂર છે. ચાલો આપણે મન્વંતરૉય મ્હેતાની દુકાને જઇએ. એ લોકો પાસેથી પણ કાંઈ હકીકત મળે તો ઠીક છે.'

અમે મન્વંતરૉયની દુકાને આવ્યા. એટલા નસીબદાર કે મન્વં-તરૉય પોતે દુકાનપર હાજર હતા. એ બહુ બોલકા લાગતા હતા. એક વખત જીભ છૂટી પછી સ્ટેશન કયારે કરશે તે નક્કી ન કહેવાય!

'હારે સાહેબ! એજ ઠેકાણે સાહેબ! એણે પુતળુ તોડી નાંખ્યું! સરકાર કર લે, ટૅકસ લે અને આપણા જાન માલનું રક્ષણ ન કરે તો શા કામની? હરામખોરો આવીને આમ અફરાતફરી કરે ને એમનો પત્તો ન લાગે તો પોલિસનું કામ શું? ચોક્કસ એ કોઈ છૂપી ટોળકીનું કામ હોવું જોઇએ. હશે કોઈ ભામટા ભુટ્ટાચોરો! વખતે બૉલ્શેવિકો પણ હોય! હમણાં હમણાં એ બહુ વધી પડયા છે સાહેબ! એ પુતળાં કયાંથી ખરીદ્યાં? એનું તમને શું કામ પડયું તે સમજાયું નહિ. હશે! પણ તમારે કયાં વેપાર કરવો છે તે છૂપાવું? જુઓને, માટુંગામાં ગીલ્ડર એન્ડ કંપનીનું કારખાનું છે. ત્યાંથી મ્હેં તો ખરીદ્યાં હતાં. એ લોકો બહુ જૂના અને જાણીતા છે. વીસ વરસથી કારખાનુ ચાલે છે. ઘણા માણસો છે. મ્હારી પાસે કેટલાં પુતળાં હતાં? ત્રણ—બે અને એક ત્રણ. બે ડૉ. દલાલને વેચેલાં અને એક અહીં રાખેલું. ત્રણેનો કોઈ ભામટાએ કહે છે કે ભાંગીને ચુરો

કીધો છે ! કેટલું નવાઈ જેવું ! એ ફોટાવાળો કોણ છે ? મ્હને શી ખબર ! અરે હારે ! એને તો હું ઓળખું છું. એ તો પેલો હુસેનીયો લાગે છે ! એ સારો કારીગર હતો. દુકાનમાં પણ એણે ઠીક કામ કરેલું. એ જરા કોતરી બોતરી જાણતો પણ ખરો. આઠેક દહાડા પરજ નોકરી છોડી ગયો સાહેબ ! પછી તો કયાં ગયો તે સાંભળ્યુ નથી. કયાંથી આવ્યો હતો તે પણ ખબર નથી. એણે નોકરી બરાબર કરી હતી. એટલે મ્હારે કંઇ કહેવા જેવું નથી. પેલુ પુતળુ ભંગાયુ તેની બે દિવસ આગળ એણે નોકરી છોડી.'

'એથી વધારે મન્વંતરૉય પાસેથી મળવાની આશા ન હતી.' જેવા અમે દુકાનમાંથી બહાર નીકળ્યા તેવું જયંતે જણાવ્યું. 'આ હુસેન હવે ધ્યાન દેવા જોગ લાગે છે. આપણે હવે માટુંગા જવું જોઇશે, નટવર! ગીલ્ડર કંપનીમાંથી જે હકીકત મળે તે મેળવવી જોઇએ. ત્યાંથી જરૂર આપણને ઉપયોગી હકીકત મળ્યા સિવાય નહિ જ રહે !'

અમે જલદી જલદી મુંબાઇના અનેક વિભાગ વટાવ્યા. ફેશનેબલ મુંબાઈ, હોટેલ, નાટક અને સિનેમાવાળુ મુંબાઇ, વ્યાપારી મુંબાઇ, મીલોવાળુ મુંબાઇ જે ગણીએ તે મુંબાઇના જૂદા જૂદા લતા વટાવતા આગળ ચાલ્યા. છેવટે અમે માટુંગા આવી લાગ્યા. ગીલ્ડર કંપનીનું કારખાનુ શોધી કાઢતાં વાર ન લાગી. એની બહારની બાજુએ મોટુ કંપાઉંડ હતુ અને તેમાં અનેક પુતળાં સુકાવા મુકયાં હતાં. અંદરની બાજુ મોટા મોટા ખંડો હતા તેમાં કારીગરો પુતળાંઓ 'મોલ્ડ' પર તયાર કરતા હતા. આશરે પચાસેક કારીગર કામ કરતા હતા. મેનેજર ઘણો સીધો સાદો અને ભલો ગૃહસ્થ હતો તેણે અમને સારી રીતે આવકાર આપ્યો અને વિવેકસર જવાબ દીધા. મ્હાત્રેએ બનાવેલી શિવાજીની આરસપહાણની મૂર્તિના મોલ્ડ પરથી સેંકડો પ્લાસ્ટરનાં પુતળાં તૈયાર કરવામાં આવ્યાં હતાં એમ એની નોંધ પરથી જણાતુ હતું. એકાદ વરસ ઉપર

મન્વંતરૉય મ્હેતાને વેચેલાં ત્રણ પુતળાં વિષેની નોંધ જોતાં જણાયું કે એકંદર એ વખતે છ પુતળાં તૈયાર કરાયલાં તેમાંના ત્રણ મન્વંતરૉય મ્હેતાને અને ત્રણ દેસાઈ બ્રધર્સને વેચવામાં આવેલાં. એ છએ મુંબાઇમાં જૂદે જૂદે ઠેકાણે વહેંચાઇ ગયાં હોય તો નવાઇ નથી. એજ મોલ્ડ પરથી તૈયાર થયેલાં સેંકડો પુતળાં કરતાં એ છ નંગમાં કાંઇજ વિશિષ્ટતા ન હોય એમ એનું કહેવું હતું. એમને ભાંગવાનું કોઇને ગાંડપણ હાલે એ એના માનવામાં પણ ન આવ્યું. એ વિચારજ એણે હસી કાઢયો. એની જથાબંધ વેચાણના ભાવે એ અઢી રૂપીઆ કિંમત હતી. છૂટક વેચનાર પાંચ સાત પડાવે બીજું શું ? પુતળાના બે મોલ્ડ હતા. ચહેરાની જમણી બાજુનો એક ને ડાબી બાજુનો બીજો. બન્ને જૂદા જૂદા તૈયાર કરી તેમને જોડી દઇને સુકાવા મુકતા. ઘણા ખરા કારીગરો કોંકણી કે મદ્રાસી હતા. સુકાઇ જાય એટલે સ્ટોર હાઉસમાં મોકલતા કે ઑાર્ડર હોય તે મુજબ વેપારીને રવાના કરતા. એ સિવાય વધારે કાંઈ એને કહેવાનું ન હતું.

પણ પેલા ફોટાએ એના પર જાદુઇ અસર કરી. એ એકદમ ગુસ્સે થઈ ગયો અને બોલ્યોઃ

'અરે એતો પેલો ભામટો ! હુસેનીયો ! એને તો હું ઓળખું છું. મ્હારૂં કારખાનુ આખા લતામાં ઘણું જાણીતુ છે અને કારીગરો શાંત સ્વભાવના છે. કાયદાને માન આપનારા છે છતાં જો પોલિસને કોઇપણ વખતે કારખાનામાં પગ મુકવો પડયો હોય તો એ હુસેનને લીધે હતો. એ વાતને વરસ કરતાં વધારે વખત થઈ ગયો. એણે એક જણને રસ્તાપર ચાકુ ખોસી દીધુ હતુ અને કારખાનામાં નાસી આવ્યો હતો. પોલિસ એની પાછળ પડી હતી. એ પકડાયો. ગમે તેમ પણ ઘણો હોશીયાર અને મહેનતુ કારીગર હતો એની ના ન પડાય.'

'એને શી સજા થઇ ?'

'એક વરસ ઠોકાઈ ગયો. પેલો માણસ સાજો થઈ ગયો હતો

એટલે એને બહુ સજા ન થઇ. અત્યારે તો એ છૂટી પણ ગયો હશે. આ તરફ ફરકવાની એણે હિંમત નથી કરી. એનો એક પિતરાઈ ભાઇ અહીં છે અને એ કયાં હશે તેની એને ખબર હશે ખરી.'

'ના રે !' જયંતે કહ્યું. 'એને એક શબ્દ પણ કહેતા નહિ. જરા પણ ન બોલતા. એટલી મહેરબાની કરજો. વાત ઘણી મહત્વની છે અને જેમ જેમ હું તપાસ કરતો જાઉં છું તેમ તેમ એ એવી ગહન થતી જાય છે કે ન પૂછો વાત! તમે જ્યારે તમારા ખાતામાં પેલાં પુતળાંના વેચાણની નોંધ જોઈ ત્યારે મ્હેં જોયું તો એ ૩જી જૂને વેચાયાં હતાં. તમે એ કહી શકશો કે હુસેન ક્યારે પકડાયો ?'

'હું પગારપત્રક જોઇને આશરે કહી શકું.' એમ કહીને એણે પગાર પત્રક જોવા માંડયુ. થોડાંક પાનાં ઉથલાવ્યા પછી કહ્યું: 'છેક છેલ્લો એને ૨૦મી મેને દિવસે પગાર આપ્યો હતો.'

'આભાર થયો !' જયંતે જણાવ્યું. 'આપનો કિંમતી વખત વધુ લેવાની હવે જરૂર નથી. તસ્દી માફ કરજો.' એમ કહી ફરી પાછા આ વાત હુસેનના પિતરાઈ ભાઇને ન કહેવાની ખાસ સૂચના આપી જયંત ઉઠયો. અમે સ્ટેશને આવ્યા અને ચનીંરોડની ટીકીટ લઇ લોકલમાં બેઠા.

લગભગ સાંજ પડવા આવી હતી. અને ભૂખ તો કકડીને લાગી હતી. ઘેર જવા જેટલો વખત ન હતો એટલે ચનીંરોડ ઉતરી ગિરગામ જંકશન જઇ વેલણકરના ઉપાહાર ગૃહમાં ભૂખ ભાગવાનો વિચાર કર્યો. નાકા પરજ છાપાવાળો છોકરો 'તરૂણ ભારત' 'તરૂણ ભારતની ઑફિસ આગળ ખૂન' 'એક ભેદી મામલો' એમ મોટું પ્લેકાર્ડ ગળે લટકાવીને બુમો મારતો હતો. એની પાસેથી અમે એક નકલ ખરીદી. આખરે અમુલખરાય સરૈયાએ તાજા સમાચારનો કમાવા માટે ઉપયોગ કર્યો હતો.

જયંતે નાસ્તો કરતાં કરતાં એના પર નજર ફેરવીને સંતોષની લાગણી સાથે બોલ્યો:

'ઠીક લખ્યું છે. **નટવર**! જો સાંભળ.' એમ કહીને એણે વાંચવા માંડયું:

'અને સંતોષની વાત તો એ છે કે સી. આઈ. ડી ખાતા વાળા જાણીતા અમલદાર મી. **વિનોદરાય ઝાલા** તથા **પ્રીન્સેસ સ્ટ્રીટ**વાળા બાહોશ અને નિષ્ણાત ગુન્હા શોધક મી. **જયંતરાય** એ નિર્ણય પર આવ્યા છે કે આ વિચિત્ર બનાવો કે જેનું પરિણામ ખૂન સુધી ગયું છે તે ગુન્હો કરવાની વૃતિને બદલે એક જાતના ગાંડપણને લીધે બને છે. અને માનસિક અસ્થીરતા સિવાય બીજું કોઈપણ કારણ એને માટે આપી શકાય એમ નથી.'

'જો આપણને આવડતું હોય તો–' **જયંતે** આગળ ઉમેર્યું. 'છાપાંમા એ એવું સાધન છે કે આપણને બહુજ ઉપયોગી અને કિંમતી મદદ વખત આવ્યે આપી શકે છે. આપણે હવે **દેસાઈ બ્રધર્સ**ની દુકાને જઇએ તો ઠીક.'

એ દુકાન બહુ દૂર ન હતી. એનો માલિક પણ સીધો સાદો અને હાજર જવાબી તથા બોલકણો લાગ્યો.

'હા સાહેબ, મ્હેં '**તરૂણભારત**' હમણાં જ વાંચ્યું. મી. **સરૈયા** અમારા માનવંતા ગ્રાહક છે સાહેબ! અમેજ એમને એ પુતળુ વેચ્યું હતું. એ જાતનાં ત્રણ પુતળાં અમે **ગી**લ્ડર **કં**પની-માંથી મંગાવ્યાં હતાં એ બધાંય કયારનાંય વેચાઇ ગયાં છે. કોને કોને વેચ્યાં? ઉભા રહો, સેલ રજીસ્ટર જોઇને હમણાં કહું છું. જુઓને, એક તો મી. **અ**મુલખરાય **સ**રૈયાને, બીજુ મી. **જ**નુભાઇ **જે. માં**કડ-**શાં**તિકુંજ-**ગા**મદેવી-એમને અને ત્રીજુ મી. **રૂ**દ્રપ્રસાદ **સી. મં**કોડી-**લા**લાજી **રો**ડ-**સાં**તાક્રુઝ એમ ત્રણજણને વેચ્યાં છે. નારે! મ્હેં એ ફોટાવાળા **મા**ણસને જોયો નથી. એનું મોહુજ એવું છે કે એકવાર જોયા પછી ભુલાય નહિને! અમારે ત્યાં કોઈ કોંકણી મુસલમાન કારીગર છે? હારે! ઘણાખરા કારીગરોએ તરફનાજ આવે છે. એ ને મદ્રાસી એ સિવાય બીજા બરાબર કામ નથી આપતા. હાજી. એમને જોવું હોય તો રજીસ્ટરમાં જોઈ શકે છે. એ પર

અમે બહુ ધ્યાન નથી આપતા. હારે! બહુ નવાઈ જેવી વાત છે. કાંઈ જાણવા જેવું હોય તો મહેરબાની કરી ખબર આપજો.'

જયંતે એની જુબાની દરમિઆન ઘણી વિગતો નોંધી લીધી હતી. અને એનાથી એને ઘણો સંતોષ થયો લાગતો હતો. ઉતાવળ નહિ કરીએ તો વિનોદરાયને નાહક ખોટી થવું પડશે એ સિવાય એણે મ્હને કાંઈજ કહ્યું નહિ. અમે ઘેર ગયા તો વિનોદરાય આવી ગયા હતા અને અમારી રાહ જોતા બેઠા હતા. એમણે કાંઈ શોધ કરી હોય એવું એમના મોઢા પરથી અને અધીરાઈથી ફરતા હતા તે પરથી મ્હને લાગ્યું.

'કેમ જયંતરાય! શું કરી આવ્યા?' એમણે પૂછ્યું.

'અમારે બહુ આથડવું પડયું.' જયંતે જણાવ્યું. 'અમે છુટક વેચનારા અને કારખાનાવાળા, બેઉ જણાને મળી આવ્યા. હવે દરેક પુતળાની વિગત મળી આવે છે.'

'અરે બાપરે! પુતળાંની વાત કરો છો!' વિનોદરાયે હસીને કહ્યું. 'હરકત નહિ. તમારી રીત તમને મુબારક પણ મ્હને લાગે છે કે મ્હારૂ કામ ઠીક થયું છે. મ્હેં પેલા મરનારનાં નામ ઠામ મેળવ્યાં છે.'

'એમ!'

'અને ગુન્હાનું કારણ પણ શોધી કાઢયું છે.'

'સરસ!'

'અમારે ત્યાં એક ઇન્સ્પેકટર છે એ કોંકણીઓને ઘણી સારી રીતે ઓળખે છે. મરનારના શરીર પરની કેટલીક નિશાની પરથી એ કોંકણી મુસલમાન લાગ્યો એટલે મેં પેલા ઇન્સ્પેકટરને એ કામ સોંપ્યું. એને જોતાં વેંતજ એણે ઓળખ્યો અને વિના વિલંબે એનો ઈતિહાસ કહ્યો. એનું નામ મહમદ છે. એ પહેલા નંબરનો ગળાં કાપુ છે. એને પેલી જમાત સાથે છે અને એ જમાત એક ભયંકર સંસ્થા છે તે તો તમે જાણતા હશો. એનો ગુન્હો કરનારને મૃત્યુની

સજા કરવા માટે એ જાણીતી છે. હવે બધુ સમજાય છે ? પેલો બીજો માણસ પણ કોંકણી કે જમાતનો સભ્ય હોવો જોઈએ. એણે જમાતનો કાંઇ ગુન્હો કર્યો હશે અને મહમદને એને સજા કરવાનું કામ સોંપાયુ હશે. એના ખીસ્સામાંથી જડેલો ફોટોગ્રાફ પણ કોઇ કોંકણીનોજ છે. એજ ગુન્હેગાર હોવો જોઇએ અને એને સહેલાઇથી ઓળખી શકે માટે એને ફોટો આપવામાં આવ્યો હશે. મહમદ એને જુએ છે, પુઠ પકડે છે અને એને આ ઘરમાં દાખલ થતો નિહાળે છે એટલે લાગ જોઇને છૂપાઇ જાય છે. પેલો બહાર આવે છે એટલે બેઉ વચ્ચે ઝપાઝપી થાય છે અને તેમાં મહમદ ખપી જાય છે. એમ માનવા જેવું લાગે છે કે નહિ જયંતરાય!'

જયંતે તાળી પાડી કહ્યું:

'શાબાશ! ઘણુંજ સરસ કામ કર્યું મી. વિનોદરાય! પણ પુતળાં ભાંગવા વિષેનો ખુલાસો નથી મળતો.'

'પુતળાં! તમારા ભેજામાં હજી એ ભરાઇ રહ્યાં છે! એ તો નાનો સુનો ગુન્હો છે. બહુ બહુ તો છ મહિના ટીપાય. આપણે તો ખૂનની તપાસ કરવી જોઇએ. મોટા ગુન્હા આગળ નાનો ગુન્હો શા હિસાબમાં! અને હવે ખૂનીને પકડવો કાંઇ ભારે નથી. મ્હેં બધી તૈયારી રાખી છે.'

'એમ ?'

'હાસ્તો. પેલા ઇન્સ્પેકટર સાથે એ લોકોના લતામાં જઈને ફોટાવાળા માણસને પકડયો એટલે પતી ગયું. એજ ખૂની છે એમાં શક નથી. તમે સાથે આવશો ?'

'મ્હારો વિચાર નથી. એ કરતાં ઘણી સહેલાઇથી આપણે એનો નિકાલ કરી શકીશું. હું ખાત્રીથી નથી કહેતો પણ એ બધું એક ગણતરી પર અવલંબે છે. અને એ ગણતરી આપણા કાબુમાં નથી. છતાં મ્હને આશા છે કે આપણે ઘણું ખરૂં આજે રાત્રે જો તમે મ્હારી સાથે આવો તો ખૂની અને ગુન્હેગારને પકડી શકીશું.

' કોંકણીલતામાં જવાનું છે?'

' ના જી. ત્યાં નહિ પણ ગામદેવીમાં ઘણુંખરૂં આપણે એને પકડી શકીશું. જો આજે મ્હારી સાથે રાતને વખતે આપ ગામદેવી આવશો તો કાલે સવારે આપ કહેશો ત્યારે આપણે કોંકણીલતામાં સાથેજ જઇશું. એક રાતમાં કાંઇ ખાટુમોળુ થઇ જવાનું નથી! આપણે રાત્રે અગીઆર વાગે અહીંથી નીકળવાનું છે અને પાછા ફરતાં વખતે સવાર પણ પડી જાય માટે થોડુ ઘણું ઉંઘવું હોય તો એ પહેલાં ઉંઘી લઇએ, ચાલો વિનોદરાય! અહીંઆંજ જમી લો ચાલશે હવે સમજ્યાને! નટવર! મ્હારે એક બે ઠેકાણે બહુ જરૂરી ચીઠ્ઠીઓ પહોંચાડવી છે તે જરા બંદોબસ્ત કર તો.'

જયંતે તે પછીનો ઘણો વખત છાપાંની જૂની ફાઇલો જોવામાં વિતાવ્યો. એ જ્યારે એમાંથી પરવાર્યો ત્યારે એના હસતા ચ્હેરા પરથી લાગતું હતું કે જે બાબતની એ તપાસ કરતો હતો તે વિગતો એને મળી ચૂકી છે. અલબત, એ વિષે એક શબ્દ પણ એણે મ્હને કે વિનોદરાયને કહ્યો નહિ. હું તો એ કઇ રીતે કામ લેતો હતો તે સમજી ગયો હતો. અને ધીરે ધીરે એણે બધી વિગતો કેવી રીતે મેળવી હતી અને કઈ રીતે ગોઠવી હતી તે પણ મ્હારાથી અજાણ્યું ન હતું. પેલા છ પુતળામાંથી ચાર પુતળાં ભંગાયાં હતાં અને બાકી રહેલાં બેમાંથી ગામદેવીમાં વેચાયલા પુતળાને તોડવાનો પ્રયત્ન પેલો ગુન્હેગાર કરશે એવી જયંતની માન્યતા હતી. અને અમારો ત્યાં જવાનો હેતુ એને એનું કામ કરતાં પકડવાનો અને સપડાવવાનો હતો એ પણ સ્હમજાય એવું હતું. જે ખંધાઇ અને ચકોરાઇથી જયંતે મી. સરૈયાને પોતાનો ખોટો અભીપ્રાય છાપવાની સલાહ આપી હતી તે પણ હું પામી ગયો હતો. એનો હેતુ એ ખબરથી ગુન્હેગારને ઉંધે રસ્તે દોરવાનો હતો. એની વાત કોઈ જાણતું નથી એમ માનીને એ પોતાનું કામ ચાલુ રાખે અને બનતી ઉતાવળે ખતમ કરે એ પણ બનવા જોગ હતું. આ પરિસ્થિતિ હતી એટલે જ્યારે અમે જવા

નીકળ્યા ત્યારે જયંતે રિવોલ્વર સાથે રાખવાની સૂચના કરી તેથી મ્હને નવાઈ ન લાગી. એણે પણ પોતાની માનીતી પિસ્તોલ ભરી લીધી હતી.

અગીઆર વાગે અમે ગાડીમાં બેસીને ફ્રેંચ બ્રીજ સુધી આવ્યા. ગાડીવાળાને ત્યાં ઉભા રહેવાની સૂચના આપી અમે આગળ ચાલ્યા. થોડે દૂર ગયા એટલે અમે 'શાંતિકુંજ' આગળ આવી લાગ્યા. રસ્તાપરના દિવાના પ્રકાશમાં એ નામ વાંચી શકાતું હતું. એના રહેવાસીઓ ઉંઘી ગયા હતા અને બધુ સુમસામ હતું અમે એની એક બાજુએ બરાબર ઠેકાણું જોઇને સંતાયા.

'વખતે જરા વધુ વખતપણ થોભવું પડે, કંઈ કહેવાય નહિ.' જયંતે કાનમાં કહ્યું.' એટલું સારૂં છે કે વરસાદ નથી પડતો. નહિતો આપણી પુરી કમબખ્તીજ થાત ! પણ નસીબ જોગે બધુ સીધુ પાંસરૂ પાર પડે તો ઠીક.'

અમારે ઝાઝુ થોભવુ ન પડયું. જયંતની શંકા શંકાજ રહી. અમારી ધીરજ ખુટવાનો પ્રસંગ આવે તે પહેલાંજ એ બનાવ બન્યો.

થોડીવાર પછી બિલકુલ અવાજ કર્યા સિવાય અત્યંત ચુપકીદીથી એક જણે બગીચાનું બારણું ઉઘાડયુ અને અંદર આવ્યો. એણે કાળાં કપડાં પહેર્યાં હતાં અને અંધકારમાં પણ એ ચાલાક હોય એમ એના વર્તનપરથી જણાતું હતું. એ મકાનની અડોઅડ જઇને અંધકારમાં લીન થઈ ગયો. થોડીવાર સુધી કાંઇ જ અવાજ ન થયો. અમારો શ્વાસ પણ રખેને સાંભળવામાં અંતરાય આવે એ શંકાથી અમે રોકી રાખ્યો. થોડીવારે કંઇક તુટવાનો સ્હેજ અવાજ આવ્યો. બારી ઉઘાડવામાં આવી હોય એમ મ્હને લાગ્યું. અવાજ બંધ થયો અને પછી કેટલીક વાર સુધી સંપૂર્ણ શાંતિ પથરાઈ રહી. નજીકના ખંડમાં એકાએક ચોર ફાનસનો કાજળકાળાં વાદળમાં વિજળીની સુવર્ણ રેખા પ્રકાશે એવો ચમકારો જોયો. એ ચમકાર ફરીથી નજરે પડયો.

'પેલી ખુલ્લી બારી નજીક ચાલો. આપણે એને ત્યાંજ ઘરેણાં પહેરાવી દઇશું.' વિનોદરાયે કાનમાં સૂચના કરી.

પણ અમે કાંઇ પગલાં લઇએ તે પહેલાં તો એ બહાર આવ્યો અને ધીરે પગલે બહાર નીકળ્યો. રસ્તાના આછા પ્રકાશને લીધે એના હાથમાં કોઇ સફેદ ચીજ હોય એમ દેખાયું. એણે ચારે બાજુ શંકાથી નિહાળીને ખાતરી કરી કે કોઇ એને જોતું તો નથી. રસ્તાની શાન્તિ અને નિરવતાએ એને નિર્જનતાની ખાત્રી આપી. અમારા તરફ પીઠ રાખીને એણે પેલી સફેદ ચીજ નીચે મુકી. એ પેલું શિવાજીનું પુતળુ હતું. પછી કંઇક ફુટવાનો તથા તુટવાનો અવાજ આવ્યો. એ એના કામમાં એટલો મશગુલ હતો કે અમે ઘાસ પર ચાલીને લગભગ એની નજીક પહોંચ્યા ત્યાંસુધી એને અમારો અવાજ કે ઘસારો પણ સંભળાયો નહિ. વાઘ પોતાના શિકારપર અચૂક તરાપ મારે તે રીતે જયંતે એનાપર તરાપ મારી અને મ્હેં તથા વિનોદરાયે એના બેઉ હાથે ઘરેણાં પહેરાવી દીધાં—એને ચતુર્ભુજ બનાવી દીધો. એના સામે જોતાંજ મ્હને લાગ્યું કે એ પેલો ફોટોગ્રાફવાળોજ માણસ હતો. એ ચહેરો એકવાર જોયા પછી ભુલીજવાનો પ્રયત્ન કરવા છતાં ન ભૂલાય એવો હતો.

પણ જયંત અમારા કેદી તરફ ધ્યાન આપતો ન હતો. એનું ધ્યાન અમારા કેદીની માફક આડાઅવળા પડેલા પુતળાના ટુકડાઓમાં હતું. પહેલાં જોયા હતા તેવાજ આ પુતળાના પણ કકડા કરવામાં આવ્યા હતા. જયંતે એક પછી એક બારીકાઇથી તેમને જોયા પણ એમાંથી કાંઇજ જાણવા જેવું મળી આવ્યું નહિ. એણે એની તપાસ પુરી કરી એટલામાં તો આખા મકાનમાં લાઇટ થઇ ગઇ અને બારણું ઉઘાડીને ઘરનો માલીક બહાર આવતો જણાયો. એ ખુશ મિજાજી લાગતો હતો.

'જનુભાઇ માંકડ, ખરૂંને?' જયંતે હસીને પૂછ્યું.

'હાજી અને આપ, હું ન ભૂલતો હોઉં તો પ્રીન્સેસ સ્ટ્રીટવાળા

જયંતરાય ! ખરી વાતને ! આપની ચીઠ્ઠી વખતસર મળી, અને આપની સૂચના મુજબ મ્હેં બધી ગોઠવણ કરી હતી, બધાં બારી બારણાં અંદરથી બંધ કર્યાં હતાં અને શું થાય છે તે ધ્યાન દઇને જોતા હતા. આપે એ હરામખોરને પકડયો તે જોઇને હું બહુ ખુશી થયો છું. ચાલોને સાહેબ! જરા ચહા તો લો—'

વિનોદરાય એમના કેદીને લઇને જવાને ઉતાવળ કરતા હતા તો પણ અમે મી. માંકડની ચહાને ન્યાય આપ્યો. ગાડીવાળાને બોલાવી મંગાવ્યો અને અમે ચારેજણ પોલિસ ચોકી તરફ જવા નીકળ્યા. અમારા કેદીએ એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ. એણે તો કતરાતી નજરે અમારા તરફ જોયાંજ કર્યું. એનો ઉરાંગઉટાંગ જેવો ચહેરો એ વખતે ઘણો ભયંકર લાગતો હતો. એની જડતી પોલિસે લીધી પણ ખાસ કાંઈ નીકળ્યું નહિ. એનાં ખીસ્સાંમાંથી થોડુંક પરચુરણ અને એક લાંબા છરા સિવાય કશુંજ મળ્યું નહિ. છરાના હાથાપર લોહીનાં તાજાં નિશાન હતાં.

'હવે હરકત નહિ.' અમે છૂટા પડતી વખતે વિનોદરાય બોલ્યા. 'હવે હરકત નથી. પેલો બધુંય શોધી કાઢશે. એ નામ નહિ કહે તો પણ વાંધો નહિ આવે. એનો બધોયે ઇતિહાસ એ તો કહેશે. મ્હારી ખાત્રી છે કે જમાત વાળી વાત ઘણી કામ આવશે અને જરાયે તકલીફ નહિ પડે. ખરેખર ! જયંતરાય ! તમે એને જે ચપળતાથી પકડયો તે ચપળતા માટે ધન્યવાદ આપવો જોઇએ. આ બધી હકીકત શી રીતે મળી ને તમે કઇ રીતે જાણી શકયા તે તો હજીયે મ્હને સમજાતું નથી.'

'અત્યારે તો બહુ મોડું થઈ ગયું છે ને ઉંઘ પણ ખાટી થાય છે વિનોદરાય! વખત આવે બધુંયે કહીશ ને ખુલાસો કરીશ. હજી એક બે બાબતોનો નિર્ણય થવો બાકી રહ્યો છે તેનો નિકાલ આવે એટલે વાત કરવામાં હરકત નથી, છતાં જો કાલે સવારે સાત વાગે તમે મ્હારે ત્યાં આવશો તો તમને કાંઇક નવાઇ જેવું જોવા જાણવાનું મળશે ખરૂં અને આ બધાનો ભેદ પણ જણાશે. અને નટવર ! તારે

માટે પણ એ પ્રસંગે જાણવા જેવું હશે ખરૂં. તને શ્હેરથી લખવા જેવો આ કેસ થાય તો નવાઇ નથી.

*

**બીજે** દિવસે સવારે અમે મળ્યા ત્યારે વિનોદરાય અમારા કેદી વિષે ઘણી વિગતો મેળવી આવ્યા હતા. એનું નામ હુસેન હતું. એને એ આખા લતામાં કોઇની સાથે બનતું ન હતું. એક વખત એ ઘણો કુશળ મુર્તિકાર હતો અને પ્રમાણિક પણે જીવન ગુજારતો હતો. પણ આખરે એ ખરાબ રસ્તે ચઢી ગયો હતો અને બે વખત મોસાળ પણ જઇ આવ્યો હતો. એક વખત સાધારણ ચોરી માટે અને બીજી વખત આપણે આગળ જોઇ ગયા તેમ એના જાતીલાને ઘાયલ કરવા માટે. એ ગુજરાતી તથા મરાઠી ફક્કડ રીતે લખી વાંચી જાણતો હતો. પુતળાં ભાંગવા ફોડવામાં એનો શો હેતુ હતો તે હજી જણાયું ન હતું. એ બાબતના સવાલનો જવાબ આપવાની એણે ધસીને ના પાડી હતી. પોલિસે એવું અનુમાન કર્યું હતું કે એ પુતળાં એણે પોતે એ જ્યારે ગીલ્ડર કંપનીના કારખાનામાં કામ કરતો હતો ત્યારે બનાવ્યાં હશે. આ બધી હકીકત—જેમાંની ઘણી તો અમે જાણતા હતા.—જ્યારે વિનોદરાયે રસભેર કહી ત્યારે જયંતે ધ્યાન દઇને સાંભળી પણ મ્હારી ખાત્રી હતી, કે એનું ધ્યાન બીજેજ હતું. એની એ બાહ્ય શાંતિમાં અંદરખાને પણ થોડી ઘણી આતુરતા અને અધીરાઈ છે એ મ્હારાથી છૂપુ ન રહ્યું. થોડીવારે કોઇએ બારણાની ઘંટડી મારી. જયંત અધીરાઇથી ઉઠયો. એનો ચહેરો પ્રફુલ્લિત થતો લાગ્યો. જરા વારમાં એક પચાસ પંચાવન વર્ષની ઉમરનો ગૃહસ્થ જેવો દેખાતો માણસ અમારા ખંડમાં આવ્યો. એના જમણા હાથમાં એક જૂની ઢબની મોટી હૅંડબૅગ હતી. એણે તે ટેબલપર મૂકી.

'જયંતરાય છે કે?' એણે પૂછયું.

મ્હારો મિત્ર નમીને હસ્યો.

'રૂદ્રપ્રસાદ અંકોડી. ખરૂંને ?'

'હાજી. માફ કરજો જરા મોડો થયો હોઉં તો. જરા ગાડીઓનો ગોટાળો હતો. વિજળીની ગાડીઓ થયા પછી છાશવારે કે દરરોજ ગોટાળો થયેજ જાય છે ! આપે શિવાજીના પુતળા વિષે પૂછાવ્યું હતું ?'

'હાજી.'

'આપનો પત્ર મળ્યો. આપ લખો છો કે ' મ્હારી ઇચ્છા મ્હાત્રેની કળાના નમુનારૂપ શિવાજીનું પુતળુ લેવાની છે અને તે આપની પાસે છે એમ મ્હને પાક્કે પાયે ખબર મળી છે. જો આપની વેચવાની મરજી હોય તો હું એના સવાસો રૂપીઆ આપવા તૈઆર છું.' એ હકીકત બરાબર છે ?'

'જરૂર.'

'મ્હને આપનો પત્ર મળ્યો ત્યારે ઘણી નવાઇ લાગી કારણકે એવું પુતળુ મ્હારી પાસે છે એ આપ શી રીતે જાણી શક્યા ?'

'આપને નવાઇ લાગે એ સ્વાભાવિક છે, પણ એનો ખુલાસો ઘણોજ સાદો છે. દેસાઇ બ્રધર્સ વાળા મી. દેસાઇએ એ આપને વેચ્યું હતું અને એમની પાસે એવું બીજુ પુતળુ છે નહિ. એમણેજ મ્હને આપનું સરનામું આપ્યું હતું.'

'એમ વાત છે—એમ બાબત છે ! એની મ્હેં શીં કિંમત આપી હતી તે પણ એમણે કહ્યું હશે ?'

'નાજી. એ મ્હેં પૂછ્યુંજ ન હતું.'

'ઠીક. પણ હું તો સરળ માણસ છું. એના કૈં મ્હેં એટલા પૈસા આપ્યા નથી. ફક્ત પંદર રૂપીઆમાં મ્હેં ખરીદેલું છે. આપની પાસેથી સવાસો રૂપીઆ લઉં તે પહેલાં એ જણાવવાની મ્હારી ફરજ છે.'

'એ આપની ખાનદાની બતાવે છે મી. મંકોડી! બાકી મ્હેં જે કિંમત કહી છે તે આપવા હું તૈઆર છું. એમાં ફેરફાર કરવાની કે ઓછુવત્તું કરવાની મ્હારી ઇચ્છા નથી.'

'એ આપની ઉદારતાની વાત છે સાહેબ! આપની સૂચના મુજબ એ પુતળુ હું લેતો આવ્યો છું. આ રહ્યું.'

એમ કહીને એણે પોતાની હૅંડબૅગ ઉઘાડી અને જે પુતળાંના ટુકડે ટુકડા અત્યાર સુધી જોયા હતા તેનો સંપૂર્ણ કળાયુક્ત નમુનો પહેલીજ વાર અમારી નજરે પડયો.

જયંતે પોતાના ખીસ્સામાંથી એક કાગળ કાઢયો અને સવાસો રૂપીઆની નોટો મી. મંકોડીના હાથમાં આપી.

'કૃપા કરીને આ કાગળપર સહી કરી આપો અને વિનોદરાય! આપ તથા નટવર સાક્ષી કરજો. એ પુતળાને લગતા સર્વ હક્ક આપ મ્હને સ્વાધીન કરો છો એ સિવાય બીજું કાંઈ એમાં નથી લખ્યું મી. મંકોડી. હું તો જૂદાજ પ્રકારનો માણસ રહ્યો એટલે સાવચેતીને ખાતર પણ લખાવી લીધેલું સારૂં. પાછળથી શું થાય ને શું નહિ તેની કોને ખબર છે! થેંકયુ! મી. મંકોડી! આ આપની રકમ. હાજી. ભલે પધારો.'

મી. મંકોડી બહાર ગયા તેવીજ જયંતની રીતભાત ધ્યાન દેવા જોગ થઈ પડી. એણે પોતાના ખાનામાંથી એક સફેદ લુગડાનો કકડો ટેબલપર પાથર્યો. પછી એણે હમણાંજ ખરીદેલુ પુતળુ એની વચ્ચોવચ ગોઠવ્યું. એણે પોતાની માનીતી પિસ્તોલ લીધી અને પુતળાના માથામાં ધડદઇને મારી. ફટકો પડતાંજ એના કકડે કકડા થઈ ગયા. જયંતે એ ધ્યાન દઇને જોવા માંડયા. આનંદના ઉદ્‌ગાર સાથે એણે એક કકડો હાથમાં લીધો અને એમાંની એક ચીજ પર અમારૂં બધાનું ધ્યાન ખેંચાયુ.

'વિનોદરાય! તમે **ટીપુ** સુલતાનના **નૂરે-આલમ**નું નામ સાંભળ્યું છે?' એણે પૂછયું.

‘ હાજી. ’

‘ પણ એ જોયો નહિ હોય. સુલતાનનો એ બેનમુન હીરો આ રહ્યો ! એમ કહીને એણે તે અમને આપ્યો. અમારી અજાયબીનો પાર ન હતો. જયંતના ગાલ પર રતાશ આવી ગઈ હતી અને અને અમારાં અભિનંદનથી તેમાં વધારો થયો.

‘ આપને નવાઇ લાગે એ સ્વભાવિક છે, ’ એણે ખુલાસો કરવા માંડયો. ‘ મ્હને પણ એ મળી આવવાની આશા સુદ્ધાં ન હતી. છેક છેલ્લો એ તાજમહાલ હૉટેલમાંથી ભૂદુર્ગની બેગમ પાસેથી ચોરાયો હતો. તે પછી એને આ પુતળાંમાંના એકમાં સંતાડવામાં આવેલો અને હવે આપણને હાથ લાગે છે. એ જગજાહેર અને બેનમુન હીરો આ રીતે આપણે હાથ ચઢશે એની કલ્પના સુદ્ધાં ન આવી શકે એ સમજી શકાય એવી વાત છે. એ જ્યારે ચોરાઇ ગયો ત્યારે તમે બધાયે એની પાછળ કેટલી મહેનત લીધી હતી તે યાદ છેને વિનોદરાય ! મ્હારી પોતાની સલાહ પણ લેવામાં આવી હતી, છતાં કાંઇજ સંતોષકારક પરિણામ આવ્યું ન હતું. બેગમની દાસી રોશન પર શક હતો છતાં ખાત્રી લાયક પુરાવાને અભાવે કાંઈ થઈ શકે એમ ન હતું. એ રોશનનો પેલો મરનાર મહમદ ભાઇ થતો હોવો જોઇએ એવી મ્હારી ખાત્રી થઈ છે. મ્હેં વર્તમાનપત્રોની ફાઇલો ધ્યાન દઇને તપાસી છે. એ હીરો ચોરાયા પછી બે દિવસે ગીલ્ડર કંપની આગળ મારામારીના ગુન્હાસર હુસેન પકડાયો હતો અને એજ અરસામાં આ પુતળાં તૈયાર થયાં હતાં હવે બધા બનાવ કેમ બન્યા તે સહેજ સમજાશે. મ્હારે છેલ્લી કડી મેળવ્યા પછી બીજી કડીઓ મેળવીને ગોઠવવી પડી હતી. હુસેન પાસે હીરો આવ્યો,–કઇ રીતે આવ્યો તે અનુમાન કરી શકાય છે કે એણે એ મહમદ પાસે થી તફડાવ્યો હશે કે ચોરી લીધો હશે અથવા એ મહમદનો સાથી પણ હોય–એ વાત ચોકકસ છે. એવું પણ અનુમાન થઇ શકે કે રોશને એ એને મહમદને પહોચાડવા આપ્યો હોય ને એણે મહમદને

આપવાને બદલે પોતાના ખીસ્સામાં મુકયો હોય. શું થયું ને શું નહિ એ ખાત્રીથી ન કહી શકાય પણ હીરાને લીધે મહમદ અને હુસેનને તકરાર થઇ અને મારામારી પર આવી ગયા.

'મુખ્યવાત એ છે કે હુસેન પાસે હીરો હતો. અને તે પણ એવે વખતે કે જ્યારે પોલિસે એનો પીછો પકડયો હતો. એ તરતજ કારખાનામાં દોડયો. એની પાસે ઘણો થોડો વખત એ બેનમુન અને મુલ્યવાન ચીજ સંતાડવાને હતો જરા પણ વાર થાય તો પોલિસ એને પકડે અને તપાસ કરે અને કપડાં લતાંની જડતી લે તો એ પોલિસને હાથ ગયા સિવાય ન રહે. એને એક વિચાર આવ્યો. શિવાજીનાં છ પ્લાસ્ટરનાં પુતળાં ત્યાં આગળ તૈયાર થઇને સુકાવા મુકયાં હતાં એમાંનું એકાદ હજી તો તાજુજ હોઇ નરમ હતું. એક ક્ષણવારમાંજ હુસેને એના ઉપરના ભાગમાં કાણું પાડી તેમાં પેલો હીરો નાંખ્યો અને પોતાની કુશળતાથી એ કાણું પ્લાસ્ટરથી પુરી દીધું. એની કારીગરીને લીધે એ સ્હેજ પણ જણાય એવું ન હતું એને છૂપાવવાની એ સારામાં સારી જગ્યા હતી, કોઇને પણ એની ગંધ ન આવે એ સ્વભાવિક હતું. એ દરમિઆન પોલિસ આવી લાગી અને હુસેન પકડાયો. એને એક વરસની જેલ મળી અને પેલાં છ પુતળાં મુંબાઇમાં ઠેક ઠેકાણે વેચાઇ ગયાં. એ છ પુતળાંમાંના કયાની અંદર એણે હીરો છૂપાવ્યો હતો તે એ જાતે પણ કહી શકે એમ ન હતું. પુતળુ હલાવ્યાથી એ ખખડે એમ ન હતું. કારણકે લીલા પ્લાસ્ટરમાં એવી રીતે પડેલી ચીજ ચોટી જાય એ સ્વભાવિક હતું અને એ રીતેજ બન્યું હતું એ આપણે જોયું છે. હુસેન હિંમત હાર્યો નહિ. એણે પોતાની તપાસ ચાલુ રાખી. એની ખંત અને ધીરજ પ્રશંશનીય હતાં. પોતાના પીતરાઇ ભાઇ પાસે તપાસ કરાવી એણે ગીલ્ડર કંપનીમાંથી એ છ પુતળાં કોને વેચાયાં હતાં તે ખબર મેળવી અને પછી પોતે જાતે મનવંતરૅાય મ્હેતાને ત્યાં રહ્યો અને એમને ત્યાં ગયેલાં ત્રણ પુતળાં કયાં કયાં હતાં તે ખબર મેળવી

એ રીતે એણે એ ત્રણ પુતળાં ભાંગી નાખ્યાં છતાં હીરો જડયો નહિ પછી કોઈ જાતભાઈની મારફત બીજાં ત્રણ પુતળાં કયાં કયાં ગયાં તેની પણ તપાસ કરી. પહેલું મી. **સરૈયા**ને ત્યાં ગયું હતું એ ત્યાં ગયો અને તે વખતે એના સાથીદાર **મહમદે** એના પીછો પકડયો. **મહમદે** એની પાસેથી હીરો માગ્યો અને બેઉ જણ વચ્ચે તકરાર થઇ તેમાં **મહમદ** મરાયો.

'**મહમદ** એનો સાથીદાર હોય તો ખીસામાં ફોટો શા માટે રાખે?' મ્હેં પૂછયું.

'બીજા માણસને પૂછવું હોય તો બતાવવા કે ઓળખાવવા કામ લાગે તે સારૂ. ખાસ કરીને ફોટો રાખવાનું એ કારણ હોવું જોઇએ. **મહમદ**ના ખૂન પછી હુસેન ઠંડો પડવાને બદલે પોતાની તપાસ જલદીથી પુરી કરી નાંખશે એવું મ્હારૂં અનુમાન હતું. એને શંકા હતી કે વખતે પોલિસને એનો ભેદ જડી આવે અને એમ થાય તે પહેલાં પોતાનું કામ પતાવી લેવાની એની ઈચ્છા હતી. મ્હારી ખાત્રી ન હતી કે એને જે ચીજ શોધવી હતી તે **સરૈયા** વાળા પુતળામાંથી મળી કે નહિ. એ કઇ ચીજ હતી તે પણ હું જાણુતો ન હતો. પણ કોઈ કિંમતી ચીજ છે એવું મ્હારૂં અનુમાન હતું કારણકે એ પુતળાં ભાગતી વખતે પ્રકાશ હોય એવું સ્થાન પસંદ કરતો હતો. **સરૈયા**વાળુ પુતળું ત્રણમાંનું એક હતું એટલે મ્હારી ખાત્રી ન હતી કે એ એને આપણે પકડયો તેમ પકડાશે. છતાં મ્હેં ધાર્યું હતું કે જો એને જોઇતી ચીજ મળી નહિ હોય તો **સાંતા ક્રુઝ** જવાને બદલે એ પહેલો **ગામદેવી** જશે અને તે ઉપરથી મ્હેં મી. **માંકડ**ને આગળથી ચેતવણી આપી હતી તથા શું કરવું તે પણ કાગળમાં બરાબર સમજાવ્યું હતું. બીજો કાગળ મ્હેં **સાન્તાક્રુઝ** લખ્યો હતો અને મી. **મંકોડી** તમારી રૂબરૂ મળી ગયા એટલે કાંઇ વધુ કહેવાનું રહેતું નથી. પેલા બે કાગળો લખ્યા ત્યારે મ્હારી ખાત્રી થઇ હતી કે જે ચીજ માટે હુસેન તપાસ કરે છે તે ચીજ **ટીપુ** સુલતાનનો જગવિખ્યાત '**નૂરે–આલમ** છે.'

અમે એ ખુલાસો સાંભળી જરાવાર શાંત રહ્યા.

'મ્હેં આપને આજસુધી ઘણા કેસમાં કામ કરતાં જોયા છે.' વિનોદરાયે કહ્યું. 'પણ એકપણ કેસમાં આટલી સરસ રીતે કામ પાર પડેલું જોયું નથી ! ખરેખર! તમારી ચાલાકીથી કોઇ પણ માણસ મુગ્ધ થઈ ને પ્રશંશાના ઉદ્દગાર કાઢયા વિના ન રહે. જયંતરાય !'

'આપની એ સદ્‌ભાવના બદલ આભાર.' જયંત હસીને બોલ્યો. 'એ હીરો તીજોરીમાં રાખ નટવર ! અને પેલા અનંતરાયના કેસના કાગળો લાવ તો. ફરીથી આવી જાતનું કાંઇ કામકાજ હોયતો બેલાશક ફરમાવજો. વિનોદરાય !'

*

# સ્કૉલરશીપ

*

બપોરનું કામ કરીને થાકી ગયા પછી.એ વરસે અમે જરા આશા એશ લેવા મણિપુર ગયા હતા અને બેચાર મહિના ત્યાં રહેવાનો વિચાર શખ્યો હતો. મણિપુર એક નાનું સરખું પણ ઘણું ઉદ્યોગી અને ઉપયોગી શહેર છે. એ નાના શહેરમાં પણ એક ઘણીજ નામીચી કૅાલેજ છે એ એ નગરની વિદ્યાપ્રિયતા પુરવાર કરવાને પુરતી છે. અમારા ત્યાંના વસવાટ દરમિઆન અમારે આ કામમાં ભાગ લેવાનો પ્રસંગ આવ્યો. એ વાત બની ગયે ઘણાં વર્ષો વહી ગયાં છે અને એમાં ભાગ લેનાર અત્યારે જૂદે જૂદે ઠેકાણે વહેંચાઇ ગયા છે તેમજ કેટલાક તો અખંડ નિદ્રામાં સુતા છે એટ-

લે ઉચિત ફેરફાર અને ઘટિત સંગોપન સાથે એ હકીકત રજુ કરવામાં મ્હને કાંઇ હરકત જેવું જણાતું નથી.

અમારૂં રહેઠાણુ અમે ત્યાંના પુસ્તકાલયની નજીક રાખ્યું હતુ. એ વખતે જયંત 'આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ અને તે નક્કી કરવા માટે ઉપયોગમાં લેવાનાં મૂળભૂત સાધનો' વિષેનાં પુસ્તકો ધ્યાન દઈને વાંચતો હતો. ભવિષ્યમાં કદાચ એ વિષે પણ મ્હારે કાંઇક લખવાનો પ્રસંગ આવે તો નવાઇ નથી. આ સ્થળે એક દિવસે સાંજે અમને પ્રૉ. વસવાણી મળવા આવ્યા. અમારો એમને નામથી પરિચય હશે એમ એમની વાતચીત દરમિઆન લાગ્યુ. એ મણિપુરની હિંદુ કૉલેજના પ્રૉફેસર હતા અને પાલી તથા માગધી ભાષા શિખવતા હતા. એ ઉંચા બાંધાના, પાતળા સરખા તથા જલદીથી ચીઢાઈ જાય એવા સ્વભાવના માણસ હતા. એમનો સ્વભાવ અધીરીયો હોય એમ પણ લાગતુ હતુ. અમને મળ્યા તે વખતે તો એની પરિસીમાજ આવી રહી હતી એમ કહીએ તો વધારે પડતું નથી. એમનું વર્તન કહી આપતું હતું કે કંઇક અસાધારણ બનાવ બન્યો છે અને એ બનવાની એમને કલ્પના સુદ્ધાં ન હતી.

'મહેરબાની કરીને આપ મ્હારે ખાતર થોડા વખત મ્હારા કામ પાછળ ગાળીને આભારી કરશો, મી. જયંતરાય! અમારે ત્યાં એક નવાઈ જેવો બનાવ બન્યો છે. નવાઇ જેવાને બદલે દુઃખદાયક કહું તો ખોટું નથી. આપ અત્રે છો એટલે મ્હને મદદની આશા રહે છે બાકી મ્હારી શી સ્થિતિ થઇ હોત તે કલ્પનામાં પણ આવતું નથી. ખરેખર! એ સંજોગોમાં હું શું કરત?'

'આપને ખબર નહિ હોય પણ હાલ હું મ્હારી શોધખોળ પાછળ રોકાયેલો છું અને તેમાંથી મ્હારૂં ધ્યાન બીજી બાજુ રોકવા માગતો નથી.' મ્હારા મિત્રે જવાબ આપ્યો. 'આપ કૃપા કરી સ્થાનિક પોલિસની મદદ લેશો તો ઉપકાર થશે.'

' ના, ના ! ભાઇ સાહેબ ! એમ થવું તદન અસંભવિત છે. એક વખત એ ભૂત જગાડું તો પાછું ઠેકાણે બેસાડવું મુશ્કેલ. અને આ કામ એવું છે કે કૅાલેજની પ્રતિષ્ઠા ખાતર પણ પોલિસની મદદ લેવાની મ્હારી વૃતિ નથી. આપની શક્તિ અને અભિપ્રાય માટે મ્હને ઘણું માન છે અને મ્હને કોઇ મદદ કરી શકે એમ હોય તો આપના સિવાય બીજું કોઈપણ નથી, માટે કૃપા કરીને આપ આ કામ હાથ ધરી ઉપકૃત કરશોજી. '

મ્હારા મિત્રને પુરતી આશાએશ મળી ન હતી અને તેમાં વળી અમે પ્રીન્સેસ સ્ટ્રીટના અમારા રહેઠાણમાં ન હતા એટલે ત્યાં જે સગવડ હતી તેનો અહીં તદન અભાવ હતો તેથી પણ એનું મન કોઈપણ કામ હાથ ધરવાને ખંચાતુ હોય તો સ્વાભાવિક છે એમ મ્હને લાગ્યું. પણ જયંતના જવાબની ઝાઝી દરકાર કર્યા સિવાય પ્રૅાફેસરે પોતાની વાત બનતી ઉતાવળે અને પુર ઝડપે કહેવા માંડી. એમની વાણીનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો. જાણે એ પોતાના કલાસમાં હોય અને હું તથા જયંત એમની કૅાલેજના વિદ્યાર્થીઓ ન હોઇએ !

' મ્હારે આપને કહેવું જોઇએ સાહેબ ! કે આવતી કાલે ' સર અનંતરાય ભાવનગરી સ્કૅાલરશીપ ' માટે લેવાતી પરીક્ષાનો પહેલો દિવસ છે. હું પરીક્ષક મંડળમાં છું અને મ્હારો વિષય પાલી તથા માગધી સાહિત્ય છે. મ્હારા સવાલોમાં વિદ્યાર્થીએ ન જોઇ હોય એવી કોઇક કંડિકા મુકી તેનું ભાષાંતર કરાવવાનું આવે છે અને એ જો કોઈ આગળથી જોઇ જાય તો પરીક્ષા માટે તૈયાર થઇ શકે તેમજ વધુમાં વધુ ગુણ મેળવી શકે. આ કારણને લીધે સવાલ પત્રકો સાધારણ રીતે બહુજ ધ્યાન પૂર્વક તૈયાર કરવામાં તથા છાપવામાં આવે છે.

' આજે બપોરે ત્રણેક વાગ્યે મ્હારા સવાલનાં પ્રુફ છાપખાનામાંથી આવ્યાં. મ્હારી પસંદગીની કંડિકા ઘણી લાંબી હતી. એ ધ્યાન દઇને

જોવાની તેમજ જરા પણ ભૂલ ન રહી જાય એની કાળજી રાખવાની જરૂર હતી. તે ઉપરાંત મૂળ લખાણ સાથે ધ્યાન દઇને એ સરખાવી જોવાની હતી. એટલે પ્રુફ સુધારતાં મ્હને સાડાચાર થયા પણ પાર ન આવ્યો. મ્હેં સાડાચાર વાગ્યે મ્હારા મિત્રને ત્યાં ચહા પીવા જવાનું વચન આપેલુ એટલે આ કામ અધુરૂ મુકી પ્રુફને ટેબલ પર રાખીને હું ચહા પીવા ગયો. લગભગ એકાદ કલાક હું એમને ત્યાં રોકાયો મ્હારા ખંડનાં બારણાં બેવડાં છે. એક અંદરથી બંધ કરાય એવું અને બીજુ બહારથી. જેવો હું બહારના બારણા આગળ આવ્યો તેવોજ એની કળમાં ચાવી ભરાવેલી જોઇ નવાઇ પામ્યો. ક્ષણેકવાર તો એમજ લાગ્યું કે હું મ્હારી ચાવી ભૂલી ગયો હોઇશ પણ મ્હારૂં ખીસ્સુ દબાવતાં એ જણાઈ આવી એટલે મ્હારી નવાઇનો પાર ન રહ્યો. મ્હારા ખંડની બીજી ચાવી માત્ર મ્હારા નોકર ગરબડ પાસે રહેતી અને આવી ભૂલ ગરબડ કદીએ કરે એ મ્હારા માનવામાં ન આવે એવી વાત હતી. એ વૃદ્ધ નોકરે આજ સુધી કદી પણ આવી ભૂલ કરી હોય એ મ્હને યાદ નથી. છેલ્લાં દસ વરસથી એ મ્હારે ત્યાં કામ કરે છે અને એના જેવો પ્રમાણિક માણસ મ્હેં બીજો કોઇ જોયો નથી. મ્હને લાગ્યું કે એ ચાવી તો એનીજ હોવી જોઇએ. મ્હારો ચહાનો વખત થવાથી વખતે એ પૂછવા માટે અંદર આવ્યો હશે અને ભૂલથી કે બેદરકારીથી ચાવી લીધા સિવાય ગયો હશે. એની એ ભૂલ બીજે કોઇ પ્રસંગે ઘણી નજીવી ગણાત પણ આ વખતની બેદરકારીનું પરિણામ ઘણું ગંભીર અને દુઃખદાયક આવ્યું છે.

'મ્હારી નજર ટેબલ પર પડતાં મ્હારી ખાત્રી થઈ ગઇ કે કોઇએ મ્હારા ટેબલ પરના કાગળોને હાથ લગાડયો છે. પ્રુફ ત્રણ લાંબા કાગળો પર છાપેલાં હતાં. મ્હેં એ ત્રણે એક સાથે ગોઠવીને રાખ્યાં હતાં. મ્હેં જોયું તો એક ટેબલ પર હતુ, બીજુ

બારી પાસેના નાના ટેબલ પર પડયું હતુ અને ત્રીજુ જમીનપર પડી ગયું હતું.'

જયંતે પહેલી વાર ધ્યાન આપ્યું.

'પહેલું જમીન પર, બીજુ બારી પાસે ને ત્રીજુ જ્યાં મુકયુ હતું ત્યાં ખઇને?' એણે પૂછયું.

'હાજી, એમજ. આપ એ શી રીતે જાણી શકયા?'

'મહેરબાની કરી આપની હકીકત પુરી કરો.'

'ક્ષણેકવાર મ્હને એમ લાગ્યું કે ગરબડે મ્હારા કાગળો સાથે આ રીતે માફ ન થાય તેવી અને ઘણી વધારે પડતી છૂટ લીધી હતી. મ્હેં એને પૂછયુતો એણે તો હસીને ના પાડી અને એણે ખરે-ખરૂં કહ્યું હતું એમ હું માનું છું. એટલે હવે એ અનુમાન કરવું રહ્યું કે જતાં આવતાં કોઇએ બારણામાં ચાવી જોઇ હશે અને ઉઘાડીને અંદર આવી હું બહાર ગયો છું એ ખાત્રી થતાં આ કાગળો જોયા હશે. સ્કૅાલરશીપ ઘણી મોટી રકમની—વરસે દહાડે બે હજાર રૂપીઆની, ત્રણ વરસ સુધી મળે એવી છે અને કોઈ ખંધો માણસ એ મેળવવા માટે આવું પગલું ભરે તો નવાઇ નથી. એમ ન હોત તો આટલી કાળજી રાખવાની હું દરકાર ન કરત પણ આ સંજોગોમાં પુરેપુરી તપાસ કર્યા સિવાય છૂટકો નથી કારણ કે મ્હારી જરા જેટલી બેદરકારીથી ખરા હકદારને એ સ્કૅાલરશીપ ન મળતાં કોઈ ભળતાજ માણસના હાથમાં જવાનો સંભવ છે.

'આ વાતથી ગરબડ પણ ઘણો ગભરાઇ ગયો હતો. જયારે અમને લાગ્યુ કે કોઇએ કાગળોને હાથ લગાડયો છે ત્યારે એ ગભ-રાઇને ફસડાઈ પડયો હતો. મ્હેં ધ્યાન ન આપ્યું હોત તો એને મૂર્છા આવી જાત. મ્હેં એને દવા આપી અને ખુરસીમાં પડી રહેવા દીધો અને મ્હારા ખંડની તપાસ કરવા માંડી. તરતજ મ્હને જણાયું કે પેલા માણસે પોતાના ત્યાં આવવાની નિશાની પણ મૂકી હતી. બારી પાસેના ટેબલ આગળ એણે પેન્સીલ છોલેલી તેનાં છોડીયાં

પડયાં હતાં, તેમજ ભાગેલી અણી પણ પડેલી હતી. વખતે એ હરામખોરે પ્રુફની બહુ ઝડપથી નકલ કરવા માંડી હશે અને તેમ કરતાં અણી ભાંગી ગઇ હશે એટલે એને બીજી અણી કાઢવી પડી હશે.'

'ફક્કડ!' જયંત હવે જરા ખુશ મિજાજમાં આવતો હતો તે બોલી ઉઠયો. પહેલાં કરતાં એનું ધ્યાન હવે સાંભળવામાં વધારે હતુ અને એ રસપુર્વક હકીકત સાંભળતો હતો. 'તમે નસીબદાર તો ખરા!'

'એ ઉપરાંત બીજી પણ નિશાનીઓ હતી. બારી પાસેનું ટેબલ તદ્દન નવું છે અને એના પર સુંદર ચકચકિત લાલ ચામડુ મઢેલુ છે. હું અને ગરબડ સોગન ખાઇને કહી શકીએ એમ છીએ કે એ પૉલિશ કરેલુ, સુંવાળુ તથા ચકચકિત હતું. હવે જોઇએ છીએ તો એના ઉપર ખાસ્સો ત્રણ ઈંચ લાંબો એક જગ્યાએ કાપો પડયો છે. સાધારણ ઘસરકો હોત તો ઠીક હતુ પણ આનો કાપ પડયો છે. એ ઉપરાંત ટેબલ પર માટીનો એક વિચિત્ર આકાર પડેલો હતો. એના ઉપર રેતી ચોટેલી હતી. મ્હારી ખાત્રી છે કે આ કાપ તથા માટીનો નમુનો પેલા હરામખોરેજ રહેવા દીધેલાં હતાં. એ સિવાય બીજી કોઈ નિશાની કે પગલાંનાં નિશાન ન હતાં કે જેથી એ કોણ છે ને કોણ નહિ તે સમજી શકાય. હું ઘણોજ ગભરાઈ ગયો હતો અને શું કરવું એનો વિચાર કરતો હતો ત્યાં આપના અત્રે હોવાની વાત મ્હને યાદ આવી એટલે તરતજ હું આપની પાસે આવ્યો અને આ હકીકત રજુ કરૂં છું. મ્હને મહેરબાની કરીને મદદ કરો જયંતરાય! મ્હારી સ્થીતિ અને સંકડામણનો જરા ખ્યાલ કરો. કાંતો મ્હારે એ માણસને શોધી કાઢવો જોઇએ કે પછી પરીક્ષા મુલતવી રખાવવી જોઇએ કારણકે નવા પ્રશ્નપત્રો તૈયાર કરતાં વખત તો લાગેજ. પરીક્ષા મુલતવી રાખવાની વાત આ હકીકત જાહેરમાં મુકયા સિવાય બને નહિ અને એ બધુ જાહેરમાં મુકતાં

કૉલેજની પ્રતિષ્ઠાને ધોકો લાગે એમ છે એટલે જેમ બને તેમ શાંતિથી આનું નિરાકરણ થઈ જાય એવી મ્હારી ઇચ્છા છે અને આશા છે કે આપ એ રીતે મ્હને મદદ કરી આપનો હંમેશનો ઓશીંગણ કરશોજી.'

'હું બધી વિગતો તપાસીને આપને યોગ્ય લાગે તે સલાહ અને સૂચના આપીશ.' જયંતે ઉભા થઇને કપડાં પહેરતાં કહ્યું, 'અલબત, તમારો કેસ સાવ નિરસ નથી એટલે હરકત નથી. એ પ્રુફ આવ્યા પછી તમને કોઈ મળવા આવ્યું હતું ?'

'હાજી. દૌલતરાય મજમુદાર કરીને એક વિદ્યાર્થી જે મ્હારી ઉપરના ખંડમાં રહે છે તે પરીક્ષા સંબંધે થોડી ઘણી માહિતી પૂછવા આવ્યો હતો.'

'આ પરીક્ષામાં એ બેઠો છે ?'

'હાજી.'

'અને આ પ્રુફ તમારા ટેબલ પર હતાં ?'

'હું ભૂલતો ન હઉં તો એ ગોળ વીંટાળેલાં હતાં.'

'પણ પ્રુફ તરિકે ઓળખી શકાય તો ખરાંને ?'

'બનવા જોગ છે.'

'બીજું કોઇ આવ્યું હતું ?'

'નાજી.'

'આ પ્રુફ ત્યાં હશે એની બીજા કોઈને ખબર હતી ?'

'છાપનાર સિવાય કોઇને નહિ.'

'આ તમારો ગરબડ જાણતો હતો ?'

'નારે ના ! એને ખબરજ ન હતી ?'

'ગરબડ હમણાં કયાં છે ?'

'એ તો ફસડાઇ પડયો હતો. આવવાની ઉતાવળમાં મ્હેં એને એ ખંડમાં જ પડી રહેવા દીધો છે. ખુરસીમાં લથડીયું ખાઇને એ પડી ગયો હતો.'

'તમે તમારા ખંડનાં બારણાં ઉઘાડાં મૂકયાં છે ?'

'એ કાગળો પહેલાં ટેબલના ખાનામાં મૂકીને ચાવી મારી છે.'

'તો તો પછી એમ ઠર્યું કે જો પેલા દોલતરાયે એ કાગળોને પ્રુફ તરિકે ન ઓળખ્યા હોય તો જેણે એની સાથે ધાલમેલ કરી તે માણસ આકસ્મીક રીતેજ એ પ્રુફ ત્યાં હશે એ પાકકે પાયે જાણ્યા સિવાય આવી ચઢયો હોવો જોઇએ.'

'મ્હને પણ એમજ લાગે છે.'

જયંત જરા હસ્યો.

'ભલે ચાલો. આપણે જઇએ. તારે લાયક કેસ નથી લાગતો નટવર ! દર્દ માનસિક છે. શારીરિક નથી સમજ્યોને ! હરકત નહિ, તારે આવવું હોય તો મ્હારી કાંઈ ના નથી. ચાલો પ્રૉફેસર સાહેબ ! આપની સેવામાં હવે અમે બેઉજણ હાજર છીએ.

*

કૉલેજનું ભવ્ય મકાન અને એની જોડેના બંગલા તથા મકાનો ઘણી જૂની ઢબનાં હતાં. અમારા અસીલના ખંડની એક તરફની બારી કૉલેજના કંપાઉંડમાં પડતી હતી. એનું બારણુ બીજી બાજુ ઉઘડતું હતુ અને તેનાથી થોડે દૂર ઉપર જવાનો દાદર હતો. એ મકાન ત્રણ માળનું હતું. અને પ્રૉફેસર ભોંય તળીએ રહેતા હતા. ઉપરના ત્રણ માળ પર ત્રણ વિદ્યાર્થીઓ રહેતા હતા. દરેક માળ પર અકકેક જણ. અમે ત્યાં પહોંચ્યા ત્યારે સંધ્યાકાળ થઇ ગયો હતો. જયંત ધીરે રહીને બારી પાસે ગયો. એની નજીક જઈને પગનાં ચાપાં ઉપર ઉભા રહી એણે અંદરની બાજુ જોવા માંડયું.

'એ બારણા વાટેજ અંદર આવ્યો હોવો જોઈએ. એ સિવાય બીજો રસ્તો નથી.' અમારા વિદ્વાન સાથીદારે એને એમ જોતો જોઇને કહ્યું.

'એમ છે!' એમના તરફ ફરીને જયંતે કહ્યું. 'તો તો આપણે એ તરફજ જઇએ.'

અમે બીજી બાજુ ગયા અને ખંડમાં દાખલ થયા. અમે ઉભા હતા તેટલામાં તો જયંતે પોતાની તપાસ શરૂ કરી.

'પગલાંનું કે એવું કાંઇ નિશાન આ દિવસે જણાય એમ નથી લાગતું.' જયંતે કહ્યું. 'તમારો માણસ સાજો થઇ ગયો લાગે છે. તમે એને ખુરસીમાં પડયો મૂકી આવ્યા હતા ખરૂંને? કઈ ખુરસી?'

'પેલી બારી પાસેની.'

'એમ! પેલા નાના ટેબલ પાસે ખરૂંને? આવોને અંદર આવો, હવે કંઇ હરકત નથી. ચાલો હવે આ નાનું ટેબલ જોઇએ. એને શું કહેવાનું છે તે તો સાંભળીએ. શું થયુ તે તો સમજાય એવું છે. પેલા ભાઇ સાહેબ અંદર આવ્યા, કાગળો જોયા અને એક પછી એક એણે વચલા ટેબલ પરથી ઉપાડયા. તે આ નાના ટેબલ આગળ આવ્યો કારણકે અહીંથી તમે આવતા હોય તો જોઇ શકાય અને જતા રહેવું હોય તો જતા પણ રહેવાય.'

'એમ બની શકે એવું ન હતું.' પ્રૉફેસરે કહ્યું. 'કારણ કે હું બાજુના નાના દરવાજે થઇને આ તરફ આવ્યો. સામી તરફથી આવ્યો હોત તો એની નજર પડત એ વાત ખરી છે.'

'ચાલો, એ પણ ઠીક થયું. ગમે તેમ પણ એનો અહીં બેસવામાં એ હેતુ હતો. પેલાં પ્રુફ જોઉં. આંગળાંના ડાઘ બાઘ તો નથી ને—નથી! ઠીક. એ આ પહેલું લઇને અહીં બેઠો ને ઉતારી લીધું. પુર ઝડપથી પણ આજુબાજુ ધ્યાન દઇને જોતાં જોતાં એ ઉતારી લેતાં કેટલો વખત લાગે? ઓછામાં ઓછો પા કલાક તો સહેજ લાગે. પછી એણે એ બાજુએ મુકયુ અને બીજુ લીધું. એ એણે અડધુ ઉતાર્યું એટલામાં તમે આવી લાગ્યા. અને એને બહુ ઝડપથી—સમજ્યા ને—બહુ ઝડપથી નાસી જવું પડયું. એ ધીરેથી ગયો હોત તો આ

કાગળો ઠેકાણે મૂકીને જાત. પણ એમને એમ રહેવા દઇને જવું પડયું એટલે અણધારેલી રીતે તમે આવ્યા અને નાસવુ પડયું. તમે આવ્યા ત્યારે કોઇ ઝડપથી દાદરો ચઢતું લાગ્યું હતું ?'

'નાજી. મ્હને ધ્યાન નથી.'

'ઠીક. પણ એણે એટલી ઝડપથી લખ્યું છે કે એની પેન્સીલની અણી ભાગી ગઇ અને તમે કહો છો એમ એને બીજુ અણીયું કાઢવું પડયુ. આ જરા ધ્યાન દેવા જેવી બાબત છે **નટવર** ! એ પેન્સીલ સાધારણ કદની ન હતી પણ કંઇક અસાધારણ હતી. સાધારણ પેન્સીલ કરતાં એ જરા વધારે જાડી હતી અને એના ઉપરનો રંગ લાલ હતો તથા રૂપેરી અક્ષરોથી એના ઉપર એના બનાવનારનું નામ લખેલું હતું. અને બાકી રહેતો કકડો કે જેનાથી એણે આ બધુ પૂર ઝડપે લખ્યું હતું તે ચારેક ઈંચનો હોય એમ લાગે છે. આવી પેન્સીલની તપાસ કરો :એટલે એનો પત્તો લાગશે સમજ્યાને મી. **વસવાણી** ! એ ઉપરાંત બીજી એક વિગત નોંધવા જેવી છે એની પાસે એક મોટુ પણ બુઠું થઇ જવા આવેલુ ચપ્પુ છે.'

**આ સાંભળીને પ્રોફેસર તો નવાઇ પામ્યા. 'બીજી વાત તો હું સમજ્યો.' એમણે કહ્યું. 'પણ લંબાઇ તથા—'**

**જયંતે** પેન્સીલનાં છોતરાંમાંથી એક અમને બતાવ્યું. એના ઉપર ઈંગ્રેજીમાં NN એમ બે અક્ષરો હતા અને પછી થોડી જગ્યા હતી.

'આ જોયું ?'

'હજીપણ નથી સમજાતું—'

'**નટવર** ! તને હું અન્યાય કરૂં છુ ! ચાલ કહે જોઇએ આ NN નો શો અર્થ છે. એ બે અક્ષર એક શબ્દને છેડે આવેલા છે અને પેન્સીલ બનાવનારા મોટામાં મોટા વેપારી તરિકે **બાવેરિયા** વાળા **જૉન ફેબરનું** નામ જાણીતુ છે. હવે એ અક્ષરો પછી શું

આવે છે તે જોઇએ. એની પછી પેન્સીલનું નામ અને બીજી બાજુ ' **બાવેરીયાની બનાવટ** ' એ શબ્દો આવે છે. અને પછી થોડી જગ્યા કોરી રહે છે. આ જાતની પેન્સીલ ઘણી મોટી તથા લાંબી હોય છે અને બીજી સાધારણ કદના કરતાં એની લંબાઇ બમણી હોય છે. સાધારણ કદની પેન્સીલનાં આ છોતરાં હોત તો પાછળ રહેલો ભાગ એક કે દોઢ ઇંચથી વધારે ન હોત પણ આ એ જાતની નથી એટલે એની પાછળ રહેતો ભાગ ચારેક ઇંચનો હોવાનું હું કહું કહું છું. એ પેન્સીલ મ્હારા અનુમાન મુજબ જૉન ફ્રૅબરની ' જાયન્ટ પેન્સીલ ' છે અને તે બરાબર ચૌદ ઇંચ લાંબી આવે છે. ' પછી એણે એ ટેબલ પર વિજળીનો પ્રકાશ પડે એવી રીતે રાખીને જોયું. ' ના, એના પર કંઇ ઘસરકા નથી પડયા. એણે લખતી વખતે પાતળો કાગળ વાપર્યો હોય કે નીચે કંઈ પુઠ્ઠુ કે ચોપડી ન રાખ્યાં હોય તો આ ચકચકીત ચામડા પર લીટા કે ઘસરકા પડયા સિવાય ન રહે. એથી વધુ આ ટેબલ પરથી જાણવાનું મળે એમ નથી. આ માટીનો નમુનો જરા નવાઇ જેવો ખરો. એમાં રેતી પણ જણાય છે. અને આ ચીરો તો એકાએકજ પડયો લાગે છે. આ તરફથી ઘસરકો થવા માંડયો અને અહીં આવતાં સુધીમાં આરપાર કાણું પડી ગયું. આ કેસ તરફ મ્હારૂં લક્ષ ખેંચવા માટે આપનો આભાર માનવો જોઇએ મી. વસવાણી ! ખરેખર! વાત ઘણી રસિક થતી લાગે છે. પેલુ બારણું કઇ બાજુ પડે છે ?'

' મ્હારા શયનખંડમાં.'

' આ બનાવ બન્યા પછી તમે ત્યાં ગયા છો ? '

' નાજી. હું તરતજ આપના તરફ આવ્યો.'

' એ ખંડ પણ તપાસવો જોઇએ. કેવો મઝાનો જૂની ઢબનો આ ખંડ છે ! એ બરાબર જોઉં ત્યાં સુધી જરા થોભો તો—હરકત નહિ. જમીન પર કંઇ નિશાન નથી. આ પડદો જોઇએ. તમે એની પાછળ કપડાં ભરવો છો ખરૂંને ? કોઇને આ ખંડમાં છૂપાઈ જવું

હોય તો અહીંઆં જ સંતાઇ શકે. પલંગ નીચો છે અને બીજી કોઈ સંતાવા લાયક જગ્યા નથી. પડદા પાછળ તો કંઇ નથી ને ?'

જયંતે પડદો બાજુએ ખેંચ્યો. એની સાવધાની અને ચાલાકીથી એટલું જણાતું હતું કે અણધાર્યા દેખાવ માટે એણે તૈયારી રાખી હતી, પણ એવો વખત આવ્યો નહિ. પડદા પાછળ વખતે કોઇ હોય ને એકાએક હુમલો કરે એ સ્વાભાવિક છે એટલે એવા પ્રસંગે સાવચેતી રાખવી જોઇએ. જયંત આમ તેમ ફર્યો અને નીચા નમીને જમીન પરથી કંઈક ઉંચકી લીધું.

'આ અહીં ક્યાંથી ?' એ બોલી ઉઠયો.

ટેબલ પરથી માટીનો જે વિચિત્ર નમુનો મળ્યો હતો તેવો જ બીજો આ નમુનો હતો. એ પણ કાળી માટીનો બનાવેલો હતો અને એમાં એક બાજુ રેતી હતી. જયંતે તે હાથમાં લઇને વિજળીના પ્રકાશમાં જોવા માંડયો.

'તમારા મ્હેમાને અહીં પણ નિશાન રાખ્યાં લાગે છે! એમની સવારી અહીં પણ આવી ગઇ છે!'

'અહીં શું કામ હશે?'

'સમજી શકાય એવી વાત છે! તમે અણધારેલે રસ્તે આવ્યા એટલે છેક બારણા પાસે આવ્યા ત્યાં લગી એને ખબર ન પડી. બારણું ખખડયું એટલે એ શું કરે? જેનાથી એની ચોરી પકડાય એવું હતું તે બધુ ઝડપથી ઉપાડી લીધુ અને આ ખંડમાં સંતાવા દોડયો. અહીં આવીને છૂપાઇ બેઠો.'

'અરે ભલા ભગવાન! આપ એમ કહો છો કે જ્યારે હું ગરબડ સથે માથાફોડ કરતો હતો ત્યારે એ માણસ મ્હારો કેદી હતો? જો મ્હેં તપાસ કરી હોત તો હું પકડી શકત એમજ ને?'

'બધી વિગતો એ રીતે વાંચી શકાય છે.'

'વખતે એમ ન પણ હોય. આપે પેલી બારી જોઇ?'

'હાજી. એ રસ્તે થઇને માણસ જઇ શકે છે.'

'અને એ રસ્તેથી ગયો હોય એ બનવા જોગ છે. મ્હને આવતો જોઇએ અહીંઆં આવ્યો હોય અને એ બારીએથી કૂદી પડયો હોય એ પણ સંભવિત છે.'

જયંત જરા અધીરો થતો લાગ્યો.

'હશે. પણ આપણે હવે આગળ પગલાં લઇએ. તમે કહો છો કે આ દાદરનો ઉપયોગ ત્રણ વિદ્યાર્થીઓ કરે છે અને તમારા બારણા આગળ થઇને એમના સિવાય બીજુ કોઇ બારે ઘડીએ જતુ નથી ?'

'હાજી.'

'અને એ ત્રણે જણ આ પરીક્ષામાં બેઠા છે ?'

'હાજી.'

'તમને એ ત્રણમાંથી કોઇનાપર શક જવાનું કારણ છે ?'

'એ જરા નાજુક સવાલ છે. કોઇ પણ જાતના પુરાવા સિવાય શક લઈ જવો એ વ્યાજબી નથી.'

'પણ શક હોય તો જણાવોને. પુરાવા હું શોધી કાઢીશ.'

'એ ત્રણ જણની ચાલ ચલગત તથા નીતિરીતિ હું ટુકામાં કહી જાઉં. પહેલે માળે વિજભુખણદાસ ધીયા કરીને સુરતી વિદ્યાર્થી રહે છે. એને ક્રિકેટનો અને બીજી રમતોનો ભારે શોખ છે. હનુમાન કુદકાની હરીફાઇમાં એ ઇનામ જીતી ગયો હતો અને એની હરીફાઈ કોઇ ભાગ્યેજ કરી શકે એમ છે. એનો બાપ ઘણો જાણીતો માણસ હતો. સર જેકીસન ધીયાનું નામ તમે સાંભળ્યું હશે. પ્રેમચંદ રાયચંદ વાળા ધુમ સટ્ટામાં એ ખુવાર થઈ ગયેલા. એ બિચારો ઘણો ગરીબ છે અને મહેનતુ તથા ઉદ્યોગી વિદ્યાર્થી છે.

'બીજે માળે દોલતરાય મજમુદાર કરીને એક કાઠિયાવાડી જુવાન રહે છે. એ ખડતલ પણ લપલપીઓ છે અને ભણવામાં જરા ધીરો છે. પાલી અને માગધી બેઉમાં ઘણો પાછળ છે.

'છેક ઉપરને માળે જનવંતરાય અંતાણી કરીને કચ્છ ભુજનો નાગર રહે છે અને એ ઘણોજ ચાલાક તથા બુદ્ધિશાળી વિદ્યાર્થી છે. એનામાં થોડાંક અપલક્ષણ છે તેથી એનું કામ દીપી આવતું નથી. એ જરા અસ્થીર મગજનો અને રખડેલ છે. ગયા વર્ષે એ કશાકમાં સંડોવાયો હતો અને હમણાં બહુ રખડે છે એટલે પરીક્ષામાં શું ઉકાળશે તે સવાલ છે !'

'ત્યારે તમે અંતાણી પર શક લઇ જાવ છો ?'

'એ તો કેમ કહેવાય, પણ ત્રણમાં એ જરા વાંધાવાળું માણસ છે !'

'ઠીક. હવે તમારા માણસને જરા બોલાવો તો.'

પ્રૉફેસર સાહેબે ગરબડને બોલાવ્યો. એની ઉમર નહિ નહિ તોયે પંચાવનથી સાઠ વરસની હતી. માથાના વાળ બધા પાકી ગયા હતા તથા દાંત લગભગ પડી ગયા હતા. એના હાથનાં આંગળાં ધ્રુજતાં લાગતાં હતાં.

'ગરબડ, અમે પેલી વાતની તપાસ કરીએ છીએ.' પ્રૉફેસરે કહ્યું.

'જી.' એણે જવાબ આપ્યો.

'મ્હેં સાંભળ્યું.' જયંતે કહ્યું, 'કે આજે તેં તારી ચાવી બારણામાં જ રહેવા દીધી હતી ?'

'હાજી.'

'જ્યારે આ કાગળો અહીં ઉઘાડા પડયા હતા ત્યારે જ તેં ચાવી એમ રાખી મુકી એ નવાઇ જેવું ન લાગે ?'

'એ મ્હારી બેદરકારી ગણાય પણ કોઇ કોઇ વખત એ રીતે મ્હારાથી ચાવી રહી જતી ખરી.'

'તું કયારે આવ્યો હતો ?'

'સાડાચાર વાગ્યા હશે. પ્રૉફેસર સાહેબ એ વખતે રોજ ચહા પીએ છે.'

'કેટલોક વખત ઉભો હઈશ ?'

'મ્હને લાગ્યું કે સાહેબ બહાર ગયા છે એટલે હું તરતજ બહાર નીકળ્યો.'

'તેં ટેબલ પરથી આ કાગળો ઉથામ્યા હતા ?'

'નાજી. જરાય પણ નહિ.'

'કુંચી શી રીતે બારણામાં રહી ગઈ ?'

'મ્હારા હાથમાં ચહાની 'ટ્રે' હતી એટલે ચાવી રહેવા દેવી પડી. મ્હેં ધાર્યું કે હમણાં આવીને લઇ લઉં છુ પણ પછી ભૂલી ગયો.'

'બહારના બારણાને સ્પ્રીંગનું તાળુ છે ?'

'નાજી.'

'તો તો એ આખો વખત ઉઘાડુંજ રહ્યુ હતું ?'

'હાજી.'

'ખંડમાં કોઇ ભરાયુ હોય તો બહાર જઇ શકે ખરૂં ને ?'

'હાજી.'

'પ્રૉફેસર સાહેબે તને બોલાવ્યો ત્યારે તું ખુબ ગભરાઇ ગયો હતો ?'

'હાજી. આવો બનાવ અહીં કદી બન્યો નથી. દસેક વરસથી હું અહીં છું પણ આવું કદી સાંભળ્યું નથી. મ્હને લગભગ મૂર્છા આવી ગઈ.'

'એ મ્હેં સાંભળ્યું. તને ચક્કર આવવા મંડયાં ત્યારે તું કયાં ઉભો હતો ?'

'હું કયાં ઉભો હતો એ પૂછો છો ? અહીં દરવાજા પાસેજ હતો સાહેબ !'

'તો પછી એ નવાઇ જેવું નથી લાગતુ કે તું છેક પેલી ખુરસી પર જઈને ફસડાઈ પડયો ! આ બીજી ખુરસીઓ તો વચ્ચે હતી.'

'મ્હને કંઇ સમજાતુ નથી. હું તો જે ખુરસી નજરે પડી તે પર બેઠો.'

'એ વિષે હું નથી ધારતો કે એણે કંઈ વિચાર કર્યો હોય. બીચારો હદપાર ગભરાઈ ગયો હતો.' પ્રૉફેસરે વચ્ચે ઉમેર્યું.

'પ્રૉફેસર સાહેબ બહાર ગયા ત્યારે પણ તું અહીંઆંજ બેસી રહ્યો હતો ?'

'એક બે મીનીટજ. પછી તો હું બારણું વાસીને બહાર ગયો.'

'તને કોના પર શક આવે છે ?'

'એતો કેમ કહી શકાય સાહેબ ! હું નથી ધારતો કે આવી રીતે કાગળો ઉથલાવીને કોઈ લાભ મેળવવાની આશા રાખતું હોય ! એ બાબત મ્હને કશી ગમ પડતી નથી.'

'હરકત નહિ. પેલા ત્રણ વિદ્યાર્થીમાંથી કોઇને તેં આ વાત તો નથી કરીને ?'

'નાજી. રજ પણ નહિ.'

'એમને મળ્યો પણ નથી ?'

'નાજી.'

'બહુ સારૂ. હવે મી. વસવાણી ! આપણે જરા આમતેમ બાહાર ફરીએ.'

અમે બહાર નીકળી બાગમાં જઇને બેઠા. ત્રણે જણાના ખંડોમાં બત્તી બળતી હતી અને એ વાંચતા હોય એમ લાગતું હતું.

'ત્રણે પક્ષી માળામાં જ છે.' જયંતે કહ્યું. 'એમાંનું એક તો પેલા કવિઓ કહે છે તેમ ભયવિહ્વળ લાગે છે !'

દૌલતરાય આમતેમ ફરતો ને માથુ ધુણાવતો હોય એમ બારી પરના કાચમાં પડતા એના કાળા પડછાયા પરથી લાગ્યું.

એ ત્રણેના ખંડમાં ડોકીયુ કરીને જોઇ લેવાની મારી ઇચ્છા છે. જયંતે કહ્યું. 'એમ કરવામાં હરકત તો નથીને ?'

'નારે ના ! એમાં હરકત શાની ? આ વિભાગ કૉલેજમાં ઘણો જૂનો છે અને એનું બાંધકામ બહુજ જૂની ઢબનું છે એટલે એની

બાંધણી જોવા પણ અવાર નવાર કોઇક કોઇ આવે છે. ચાલોને, હુંજ તમને લઇ જઉં એટલે હરકતજ નહિ.'

'અમારૂં નામ કહેવાની જરૂર નથી.' જયંતે સૂચના આપી.

પ્રૉફેસર અમને મી. ધીઆના ખંડમાં લઇ ગયા. એણે ખખડાવતાં વેંતજ બારણું ઉઘડયું. અમે શા માટે આવ્યા હતા એ પ્રૉફેસરે કહ્યું એટલે એ ઘણો ખુશી થયો. એ ખંડની બાંધણી જરા ધ્યાન ખેંચે એવી હતી. જયંતને એમાં ઘણો રસ પડયો. એણે તો પોતાની નોટ બુકમાં એનો સ્કેચ દોરવાનો પોતાનો વિચાર જણાવ્યો અને દોરવા બેઠો. એ સ્કેચ દોરતાં પેન્સીલની અણી પણ ભાગી નાંખી અને મી. ધીઆની પેન્સીલ વાપરવા લીધી. એ ન ફાવી એટલે એની પેન્સીલ છોલવા સારૂ ચપ્પુ માગ્યું અને પાછી અણી કાઢી.

ત્યાંથી બીજે માળે ગયા એટલે ત્યાં પણ એજ રીતે જયંતે સ્કેચ કાઢતાં પેન્સીલની અણી ભાગી, ઉછીની માગી અને ના ફાવ્યું તે અણી કાઢવા ચાકુ માગ્યું.

બેઉ જગ્યાએ જયંત જે વિગતોની આશા રાખતો હતો તે મળી હોય એમ મ્હને ન લાગ્યું. અમે ત્રીજે માળ ગયા અને બારણું ખખડાવ્યું. અંદરથી ગાળોનો વરસાદ વરસતો લાગ્યો. 'એ સાળો કોણ અત્યારે આવી મુવો છે! અહીં કોણ ઉઘાડવા નવરૂ બેઠું છે? જે હોય તે જાય જહન્નમની ખાડમાં. કાલે પરીક્ષા છે ને આજે આ શી પંચાત!'

'સાવ અવિવેકી છે.' પ્રૉફેસર સાહેબે અમને કહ્યું એમનો. મિજાજ ગયો લાગતો હતો. 'એને ખબર ન હતી કે આપણે બારણું ઠોકતા હતા. પણ એકંદરે એ બહુ ઉદ્ધત છે. અને આ સંજોગોમાં એનું વર્તન ઘણુંજ શંકાસ્પદ છે.'

જયંત કંઇક બીજોજ વિચાર કરવા લાગ્યો.

'એની ઉંચાઇ તમે કહી શકશો?'

'ખરેખર! એ કંઇ ખાત્રીથી ન કહી શકાય પણ એ દૌલત-

રાય કરતાં ઉંચો છે. ધીઆ જેટલો ઉંચો નહિ. વખતે પાંચ ફુટ છ એક ઈંચ હશે.'

'એ જરા નોંધવા જેવી વિગત ખરી.' જયંતે જણાવ્યું. 'હવે મી. વસવાણી ! અમે રજા લઇશું.'

પ્રોફેસર તો નવાઇ પામીને એકદમ રડી ઉઠયા:

'પણ ભાઈ સાહેબ ! તમે મ્હને આ સ્થીતિમાં મૂકીને તો નહિ જાવને ! આમ એકાએક જતા રહો તે કેમ ચાલે. જરાકતો મ્હારી સ્થીતિનો ખ્યાલ કરો ! કાલે તો પરીક્ષા છે. આજે રાત્રેજ મ્હારે જે તે નિર્ણયપર આવવું જોઇએ. આ સંજોગોમાં મ્હારે પરીક્ષા લેવા શી રીતે દેવી ? જે તે એક વાતનો નિકાલ તો કરવો જોઇએને.'

'ગભરાવાની જરૂર નથી. તમારે કંઇ કરવાનું નથી. જેમ છે એમને એમ બધુ રહેવા દો અને ચાલે છે એમ ચાલવા દો. કાલે સવારના તમને મળીશું અને શું કરવું તેનો બનતા સુધીનો નિર્ણય કરી નાખીશું. ત્યાં સુધી કંઇજ કરતા ના. સમજ્યાને—'

'બહુ સારૂ મી. જયંત !'

'શાંતિ રાખજો જરા. અમે જરૂર કંઇ પણ રસ્તો કાઢી આપીશું. પેલા માટીના નમુના હું લઇ જઉં છું અને પેન્સીલનાં છોતરાં પણ સાથે રાખું છું. ચાલો, સાહેબજી.'

અમે જરા બહાર નીકળ્યા એટલે મ્હેં પાછી એ મકાન તરફ નજર નાખી. દૌલતરાય હજી આમતેમ આંટા ફેરા કરતો હતો. બીજા બેઉ શાંત હતા, અને દેખાતા ન હતા.

'તું શું ધારે છે ? નટવર !' જયંતે અમે જરા આગળ આવ્યા એટલે પૂછ્યું. 'નાની સરખી રમત છે. પતાંની રમત જેવી સ્તોને ! ત્રણ જણ છે, અને એમાંનો એક હોવોજ જોઇએ. તું પસંદ કર જોઇએ. તારી મહેરબાની કોના પર ઉતરે છે ?'

'મ્હને તો પેલો છેલ્લા મજલાવાળો બટક બોલોજ હરામ-ખોર લાગે છે. એનો ઇતિહાસ પણ શંકાસ્પદ છે. પેલો દૌલતરાય પણ પક્કો લાગે છે. શા વાસ્તે એ એટલા બધા આંટાફેરા કરતો હશે ?'

એમાં શક લાવવા જેવું કાંઇ નથી. કોઇ કોઈને એવી ટેવ હોય છે. કોઇ વાત બહુજ ધ્યાન દઇને કે ગોખીને મોઢે કરવા માટે ઘણાયે એમ કહે છે.

'એણે આપણને જરા વિચિત્ર રીતે આવકાર આપ્યો–'

'તું પણ એ સંજોગોમાં એમ કરે. આવતી કાલે પરીક્ષા આપવાની હોય અને મીનીટે મીનીટ જ્યારે ઘણી કિંમતી હોય ત્યારે એકાએક અજાણ્યા માણસોનું ટોળુ ધુસી આવે ને નકામો વખતનો ભોગ માગે ત્યારે તારાથી પણ એમજ વર્તાઈ જવાય. નટવર ! એ બાબતમાં શકને સ્થાન નથી. પેન્સીલ, ચાકુ બધુ સં-તોષકારક હતું. પણ પેલો જરા મ્હારૂ ધ્યાન ખેંચે છે.'

'કોણ ?'

'બીજો કોણ ? ગરબડ સ્તોને. એણે શી ગરબડ કરી છે તે સમજાતું નથી. એનો કાંઇ સ્વાર્થ હશે ?'

'મ્હને તો એ તદ્દન પ્રમાણિક લાગ્યો.'

'મ્હને પણ એમજ લાગ્યુ. અને એજ નવાઇની વાત છે ! એના જેવા પ્રમાણિક માણસે–કંઇ નહિ. આ અહીંના મોટા સ્ટેશનર કાગળ પેન્સીલ વિગેરેના વેપારીની–દુકાન આવી. આપણે અહીંથી તપાસની શરૂઆત કરીએ તો કેમ ?'

'બહુ સારૂ.'

એ ન્હાના સરખા શહેરમાં ચાર જાણીતા સ્ટેશનર્સ હતા. એ દરેક ઠેકાણે જયંતે પેલાં પેન્સીલનાં છોતરાં બતાવ્યાં અને એ જા-તની જાયન્ટ પેન્સીલ માગી. તેમજ એને માટે બમણી ત્રણ ગણી કિંમત આપવાનું પણ કહ્યું. ચારે જણાએ કહ્યું કે એમના સ્ટૉકમાં એ ન હતી પણ ઑર્ડરથી મંગાવી આપવા તેઓ તૈયાર હતા કારણ

કે એ ચાલુ બરની ન હતી અને ભાગ્યેજ કોઈ લેનાર મળે એટલે કોઇ સ્ટૉકમાં રાખતુ ન હતું. એમાં ફતેહ ન મળવાથી જયંત રજેય નિરાશ ન થયો.

'હરકત નહિ નટવર ! આ એક આશા ફોગટ ગઇ, પણ એના સિવાય આપણે ચલાવી શકીશું અને આપણું કામ આગળ ધપાવીશું. અરે બાપરે ! નવ વાગવા આવ્યા ! જમવાનો વખત પણ થઈ ગયો ! ચાલો મૂકો પડતા એ ગભરાએલા પ્રોફેસર, બેદરકાર નોકર અને ખંતીલા વિદ્યાર્થીઓને !'

*

અમે વાળુ પાણી કર્યાં પછી જયંત ઘણીવાર સુધી વિચાર કરતો બેઠો હતો પણ એણે એ વિષે મ્હારી સાથે કાંઇ વાત કરી નહિ. બીજે દિવસે સવારના સાતેક વાગે એ મ્હારી પાસે આવ્યો.

'કેમ નટવર ! હવે આપણે જઇશું ને ? પેલા પ્રૅાફેસર બિચારા વાટ જોતા હશે !'

'જરૂર.'

'આપણે નહિ જઈએ તો એ તો ગભરાઇજ જશે.'

'પણ એમને નિશ્ચિત જવાબ અપાય એવું છે ખરૂં ?'

'મ્હારૂં એમ માનવું છે.'

'તો તો તું કૈંક નિર્ણય પર આવ્યો હઇશ.'

'એનો ભેદ જડયો છે. નટવર !'

'શી રીતે ? બીજા કાંઇ પુરાવા મળ્યા ? એવા સંજોગો તો ન હતા !

'એમ ન હોત તો પાંચ વાગ્યાનો હું બહાર ન જાત ! બે કલાકમાં નહિ નહિ તોયે પાંચ માઇલનો ધક્કો ખાધો હશે. અને એનું પરિણામ જોવું હોય તો આ રહ્યું.'

એમ કહીને એણે પોતાની હથેલી પહોળી કરી. ગઇ કાલે જ-

ડેલા કાળી માટીના વિચિત્ર નમુના જેવા ત્રણ નમુના એની હથેળીમાં હતા.

'ગઇ કાલે તો બેજ નમુના હતા જયંત ?'

'અને ત્રીજો અત્યારમાં મળ્યો. અને એતો સમજી શકાય એમ છે કે જ્યાંથી ત્રીજો આવ્યો ત્યાંથીજ પહેલા બે આવ્યા હોવા જોઇએ ખરૂંને નટવર ! ચાલ, હવે જલદી કર જરા.'

*

બિચારા પ્રૉફેસરની સ્થીતિ ખરેખર ! દયાજનક થઈ ગઇ હતી ! થોડા વખતમાં તો પરીક્ષા શરૂ થવાની હતી, અને હજી એમની શંકા શમી ન હતી. એમને એટલુંજ દુઃખ થતું હતું કે પેલો હરામખોર માણસ પરીક્ષામાં બેસશે અને ખોટી રીતે લાભ ઉઠાવી જશે.એમનું માનસિક દર્દ એવું અસહ્ય હતું કે સ્થીર ઉભા રહેવા જેટલી પણ એમનામાં શક્તિ રહી ન હતી. જેવા એમણે અમને જોયા તેવાજ તે જયંત તરફ દોડયા.

'અરે ભલા ભગવાન ! આખરે આપ પધાર્યા ખરા ! હું તો સમજ્યો કે આપ મ્હને ખાડામાંથી નહિ કાઢી શકો ! હવે શું કરૂં ? પરીક્ષા ચાલવા દઉં ?'

'જરૂર. ખુશીથી ચાલવા દો.'

'પણ પેલો—'

'એ નહિ બેસે. બીજુ શું ?'

'આપ એને ઓળખો છો ?'

'હું એમ ધારૂં છું ખરો. જો આ વાત બહાર પાડવાની ન હોય તો આપણે કેટલીક સત્તા હાથ ધરવી પડશે. આપણે હમણાં ન્યાયનું કામ કરતી લશ્કરી કૉર્ટનો દેખાવ ધારણ કરવો પડશે અને એ રીતે વર્તવું જોઇશે. તમે ત્યાં બેસો મી. વસવાણી. નટવર ! તું આમ બેસ. હું વચ્ચે બેસું છું. હવે આપણે ગુન્હેગાર પર પુરતી છાપ પાડી શકીશું. જરા ઘંટડી વગાડો તો—'

ગરબડ તરતજ અંદર આવ્યો, અને અમારો આ દેખાવ જોઈ જરા ખંચાયો.

'જરા બારણું બંધ કર ગરબડ!' જયંતે કહ્યું. 'હવે ગઇ કાલના બનાવ વિષે ખરી વાત કર.'

એનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો.

'મ્હેં આપને ગઈ કાલે બધુંય કહ્યું છે સાહેબ!'

'બીજું કાંઈ કહેવાનું નથી?'

'જરાયે નહિ. સાહેબ!'

'બહુ સારૂ. જો હું તને કેટલીક સૂચના કરૂ—ગઈ કાલે તું પેલી ખુરસી પર બેઠો ત્યારે એનાપર કોઇ ચીજ પડી હતી અને તે પરથી કોણ આવ્યું હતું તે જાણી શકાય એમ હતું એટલે તું એ ચીજ સંતાડવા ખાતરજ બેસી પડયો હતો એ ખરૂં છે ને?'

એનો ચહેરો એકદમ ફીક્કો પડી ગયો.

'ના સાહેબ. એવું કાંઈ જ ન હતું.'

'હું તો માત્ર સૂચના કરૂં છું વખતે એમ બન્યું હોય એ સંભવિત હતું એવું મ્હારૂં અનુમાન હતું. એમ જ થયું છે એ મ્હારાથી પુરવાર થઈ શકે એમ નથી એટલે દિલગીર છું. પણ મ્હને એમ લાગે છે કે જેવા પ્રૉફેસર બહાર ગયા તેવો જ તેં પેલા ખંડમાં છુપાયલા માણસને છૂટો કર્યો.'

એણે પોતાના સુકાઇ જતા હોઠપર જીભ ફેરવી.

'ત્યાં કોઈ નહોતું. સાહેબ!'

'એ બનવાજોગ નથી ગરબડ! અત્યાર સુધી તું સાચું કહેતો હઈશ પણ આ વખતે તેં ખોટો જવાબ આપ્યો છે.'

એનો ચહેરો જોવા જેવો થઇ ગયો.

'ત્યાં કોઇ જ ન્હોતું. સાહેબ!'

'બોલ, બોલ, ખરૂં કહી દે ગરબડ!'

'ના સાહેબ! ત્યાં કોઈ જ ન્હોતું.'

'તો તો પછી તું કાંઇ જ વધુ ખબર આપી શકે એમ નથી. હરકત નહિ. તું પેલા ખંડમાં જઇને ઉભો રહે. પેલા બારણા નજીક જ ઉભો રહેજે. હવે પ્રૉફેસર, તમે જરા પેલા વિજલુખણદાસ ધીયાને બોલાવી લાવો તો.'

પ્રૉફેસર તરત જ એ જુવાન વિદ્યાર્થીને બોલાવી લાવ્યા. એ બહુ દેખાવડો છોકરો હતો અને એની ઉંચાઇ પણ ઘણી વધારે હતી. એણે એક પછી એક અમારા તરફ જોયું અને છેવટે ગરબડ પર નજર ઠેરવી.

'બારણું બંધ કરતા આવો.' જયંત બોલ્યો. 'જુઓ મી. ધીયા, આપણે અહીં એકાંતમાં બેઠા છીએ, અને અહીં થયેલી વાત બહાર જાય એમ નથી. આપણે ખુલ્લા મનથી વાત કરીએ તો સારૂં. તમારા જેવા ઉગતા જુવાન અને પ્રમાણિક તથા મહેનતુ માણસે ગઇ કાલે શા માટે ખરાબ પગલું ભર્યું એ જરા સમજાવો તો ઠીક.'

માથાપર વિજળી પડે એટલો એ ચમકયો અને ગરબડ તરફ ત્રાસદર્શક દૃષ્ટિ ફેરવીને ઠપકાની નજરે જોયું.

'ના, ના ભાઈ સાહેબ! મ્હેં એક અક્ષર પણ કહ્યો નથી. જરાપણ બોલ્યો નથી.' ગરબડે બુમ મારી.

'પણ હવે તો તેં ઘણું કહ્યું છે!' જયંતે કહ્યું. 'જુઓ, છૂપાવાનું કાંઇ કારણ નથી. ગરબડના અત્યારના શબ્દો જ તમારી સ્થીતિ શંકાસ્પદ અને ભયંકર કરી મૂકે છે. તમે ખરેખરી હકીકત કહી દો એમાં જ શોભા છે.'

એકાદ ક્ષણ શાન્ત થવા તથા લાગણીઓ શાન્ત પાડવા પ્રયત્ન કરીને મી. ધીયાએ અમારી સામે ધુંટણીએ પડી બેઉ હથેલીઓમાં માથુ મૂકી ડુસકાં ખાતાં રડવા માંડયું.

'રડો નહિ, રડો નહિ.' જયંતે માયાળુ પણે કહ્યું. 'માણસથી ભૂલ થાય એ સ્વાભાવિક છે અને તમારી ભૂલ માટે અમે સખત થવા નથી માગતા. જોઇએ તો ગઈ કાલે શું બન્યું તે હું

કહેતો જાઉં અને તેમાં ભૂલ પડે તો તમે સુધારજો. એમ કરૂં ને? હરકત નહિ. તમે જરા સ્વસ્થ થાવ! તમને અન્યાય કરવાનું કાંઈ કારણ નથી. માણસ માત્ર ભૂલને પાત્ર છે. ડાહ્યો તે કે જે તરત જ એને સુધારવા પ્રયત્ન કરે.

'પ્રોફેસર, તમે જ્યારથી મ્હને જણાવ્યું કે પ્રુફના કાગળો તમારા ખંડમાં હોવાની કોઇને પણ—ગરબડને સુદ્ધાં—ખબર ન હતી ત્યારથી જ તમારા કેસનું કંઇક સ્થીર રૂપ મ્હારા મગજમાં ઘડાયું. છાપનાર તો જાણે જ અને તે કાંઈ જ કરે નહિ. એ ધારે તો પોતાને ત્યાં જ એનો ઉપયોગ કરી શકે એટલે એ વિચારને સ્થાન જ નથી. એમ પણ લાગ્યું કે કોઇ તમારા ખંડમાં એકાએક આવે અને આ કાગળો અકસ્માતથી જુએ એ પણ સંભવિત ન હતું. એટલે એ નિર્ણયપર મ્હારે આવવું પડયું કે આવનારને ખબર હતી કે આ ટેબલ સવાલપત્રને લગતાં 'પ્રુફ' પડયાં છે અને તે જાણ્યા પછી જ એ ખંડમાં દાખલ થયો હતો. એને એ વાતની શી રીતે ખબર પડી?

'જ્યારે હું અહીં આવ્યો ત્યારે સૌથી પહેલી મ્હેં તમારા ખંડની બારી તપાસી. તમે એમ પણ ટીકા કરી કે ધોળે દિવસે બધાના દેખતાં ત્યાં થઇને આવવાનો કોઇ પ્રયત્ન કરે એ અસંભવિત અને કલ્પનામાં પણ ન આવે એમ હતું. એવો વિચાર મ્હેં કર્યો જ ન હતો. હું તો એ જોતો હતો કે ત્યાં થઇને પસાર થનાર માણસ ટેબલપર પડેલા કાગળ જોઇને ઓળખી શકે તો એ કેટલો ઉંચો હોવો જોઇએ. હું પોતે છ ફુટ ઉંચો છું છતાં મ્હારે જોવું હોય તો પગનાં ટેરવાં પર ઉભા રહીને પણ પ્રયત્ન કરવો પડે. મ્હારાથી નીચો માણસ તો જોઈ શકે જ નહિ. એટલે એ ઉપરથી મ્હને એક ચોક્કસ કારણ તો મળ્યું જ હતું કે તમારા ત્રણ વિદ્યાર્થીમાંથી જે વધારેમાં વધારે ઉંચો હોય તેનું આ કામ હોવું જોઇએ, અને એના પર મ્હારે નજર રાખવી જોઇએ.

'મ્હે ખંડમાં આવીને પેલા ટેબલ વિષે તો તમારી સાથે વાત રી પણ જ્યાં સુધી તમે ત્રણ વિદ્યાર્થીઓના વર્ણનમાં મી. ઘીઆ હનુમાન કુદકામાં ઈનામ જીતી ગયા હતા એ વાત કરી ત્યાંસુધી વચ્ચેના ટેબલ બાબત મ્હેં કાંઇ અનુમાન કર્યું ન હતું. એ વાત સાંભળી એટલે મ્હને બધી વાત સમજાઇ, પછી તો મ્હારે થોડાક પુરાવા જોઇતા હતા અને તે મ્હને તરતજ મળ્યા.

'હવે શું થયું તે કહું. આ ભાઇએ બપોરનો વખત પુરાણીના અખાડામાં જઈને હનુમાન કુદકાના પ્રયોગોમાં ગાળ્યો હતો. એ વખતે એમણે પેલા ખીલાવાળા બુટ પહેર્યા હતા. એ જાતના બુટ એકદમ સરકી ન જવાય માટે એ રમતમાં વપરાય છે. જતી વખતે આ બારી આગળ થઇને ગયા અને પોતાની અસાધારણ ઉંચાઇને લીધે સાધારણ રીતે ટેબલ પર પડેલાં પ્રુફપર એમની નજર પડી. શાનાં પ્રુફ હશે તે તો એ તરતજ સમજી ગયા. જતાં જતાં તમારા નોકરની બેદરકારીથી રહી ગયેલી કુંચી જો એમણે ન જોઇ હોત તો કંઇજ ન હતું પણ એ જોયા પછી એકાએક એમના મનમાં સંજોગોનો લાભ લેવાનો ને ખાત્રી કરવાનો વિચાર આવ્યો. એમાં ભય જેવું પણ કંઇ ન હતું. કોઇ પૂછે તો એમ કહી શકાય કે પ્રૉફેસર સાહેબને કંઈક પૂછવું હતું એટલે અંદર ગયો હતો.

'જ્યારે એમની ખાત્રી થઇ કે એ પ્રુફ સવાલ પત્રનાંજ હતાં ત્યારે એનો ઉપયોગ કરી લેવાનો એમને વિચાર થયો. એમણે પોતાના બુટ ટેબલ પર મુકયા. બારી પાસેની ખુરસીપર તમે શું મુકયું હતું ?'

'હાથનાં મોજાં' એ જુવાન વિદ્યાર્થીએ જવાબ આપ્યો.

જયંતે ગરબડ સામે નજર નાખી.

'એમણે મોજાં કાઢીને ખુરસીપર મુકયાં અને પ્રુફના કાગળ લઇ નકલ કરવા માંડી એમણે એમ માનેલું કે પ્રૉફેસર મુખ્ય દરવા-

વાજેથી પાછા ફરશે એટલે એ જોઇ શકશે. પણુ એતો પાછળને દરવાજેથી આવ્યા, અને એનો અવાજ એમણે એકાએક સાંભળ્યો. નાસી છૂટવાનો માર્ગ ન હતો. એ મોજાં ભૂલી ગયા પણુ બુટ લઇને એકાએક જોડેના ખંડમાં ભરાઇ ગયા. તમે જોશો તો પેલો લીટો એક ઘસરકા જેવો છે અને જોડેના ખંડ તરફને છેડે વધારે ઉંડે જઇને ખાસો ચીરો પડયા જેવો થયો છે.એ એ દિશામાં—શયનખંડ તરફ બુટ ઘસડવામાં આવેલા એ પુરવાર કરવાને પુરતો છે. અને એ ઉપરથી સમજાય એમ છે કે ગુન્હેગાર ત્યાંજ છૂપાઇ ગયો હતો. માટીના વિચિત્ર નમુના એ બુટને તળીએથી ઉખડેલી માટીના હતા. એનો એક નમુને ટેબલપર રહી ગયો હતો અને બીજો શયનખંડમાંથી જડી આવ્યો હતો. આજે સવારે હું પુરાણીના અખાડામાં જઇ આવ્યો અને ત્યાંની માટી તથા આ ત્રીજો નમુનો જોઇને એ વિષેની પણુ મ્હેં ખાત્રી કરી લીધી. એ બધું તો બરોબર છે ને? મી. ઘીઆ?'

એણે જરા ટટાર થઇને જવાબ આપ્યો.

'હાજી બધું બરાબર છે.'

'અરે ભલા ભગવાન! તમારે બીજું કાંઇ કહેવાનું નથી રહેતું?' પ્રૉફેસરે પૂછ્યું.

'હાજી. થોડુંક બાકી રહે છે. આ હકીકતથી હું ગભરાઈ ગયો હતો અને ઘણીજ શરમ આવતી હતી એટલે પહેલાં ન કહી શકયો. આ કાગળ મ્હેં આપને આજે સવારેજ લખ્યો છે. આખી રાત મ્હેં ઘણીજ અશાંતિમાં પસાર કરી છે! આમાં લખેલો નિર્ણય આપે આ બધું શોધી કાઢયું તે પહેલાંજ મ્હેં કરેલો છે. મ્હેં લખ્યું છે કે 'મ્હેં નિર્ણય કર્યો છે કે મ્હારે આ પરીક્ષામાં બેસવું નથી. મ્હારી ઇચ્છા આફ્રિકા જવાની છે અને ત્યાં ર્‌હોડેસીયન પોલિસમાં મ્હને ઘણી સારી જગ્યા મળે છે એટલે હું દક્ષિણુ આફ્રિકા ખાતે જલદીથી જવા ઇરાદો રાખું છું.''

'આ રીતે મેળવેલા લાભનો તમે દુરૂપયોગ કરવા માગતા ન હતા એ જાણી મ્હને ખરેખર! આનંદ થાય છે.' પ્રૉફેસરે કહ્યું. 'પણ આમ એકાએક કેમ વિચાર ફેરવ્યો?'

મી. ધીઆએ ગરબડ સામે આંગળી કરી કહ્યું.

'એમણે મ્હને ખરો માર્ગ બતાવ્યો.'

'હવે તો બોલ ગરબડ!' જયંતે કહ્યું. 'હવે તો સમજાયું ને કે તારા સિવાય આ ભાઇ સાહેબને ઘરમાંથી બહાર જવા દેનાર બીજું કોઇ ન હતું. કારણકે પ્રૉફેસર બહાર ગયા ત્યારે તું આ ખંડમાં હતો અને બહાર જઇને દરવાજો બંધ કરી શકે એમ હતું. પેલી બારી વાટે એ નાસી જાય એ બનવા જોગ ન હતું. હવે એમ શા માટે વર્તવું પડયું એ કહે તો સમજણ પડે કે તારા જેવો પ્રમાણિક અને વિશ્વાસ પાત્ર માણસ આમ શા માટે વર્ત્યો.'

'આપને ખબર હોત તો એ સમજાવું અઘરૂં ન હતું પણ આપની આ બધી ચાલાકી અને હોશિઆરી છતાં એ હકીકત મેળવવી જરા મુશ્કેલ હતી. એક વખતે જ્યારે આ ભાઇ સાહેબના પિતાજી સર જેકીસનદાસ સારી સ્થિતિમાં હતા ત્યારે હું તેમને ત્યાં નોકર હતો. ઘણાં વર્ષો મ્હેં એમને ત્યાં ગાળ્યાં હતાં. એમની જ્યારે પડતી આવી ત્યારે હું અહીં આવીને રહ્યો. અહીં આવ્યા પછી પણ હું સર સાહેબને ભૂલી ગયો ન હતો. એઓ મ્હારા પ્રત્યે ઘણા માયાળુ પણે વર્તતા હતા. એમનો દીકરો આ કૅાલેજમાં આવ્યો ત્યારથી હું એના પર નજર રાખતો હતો. અને એનો ઉત્કર્ષ જોઇ રાચતો હતો. જેવો આ ખંડમાં હું આવ્યો અને પ્રૉફેસર સાહેબે આ ગોટાળાની વાત કરી તેવીજ મ્હારી નજર આ ભાઈ સાહેબનાં ખુરશી પર પડેલાં હાથનાં મોજાંપર પડી. હું એ મોજાં ઓળખતો હતો અને એ શું કહેવા સારૂ અહીં રહી ગયાં હતાં એ પણ સમજી ગયો. જો પ્રૉફેસર સાહેબની નજર એનાપર પડે તો એના તો બાર વાગી જાય! હું ખુરશીપર ફસડાઇ પડયો, અને પ્રૉફેસર સાહેબ બહાર ગયા ત્યાં સુધી ઉઠયોજ નહિ.

એ ગયા એટલે આ ભાઇ સાહેબ બહાર આવ્યા અને મ્હારી પાસે બધી વાત કબુલ કરી એ સ્થીતિમાં મ્હારે એનો બચાવ કરવો જોઇએ અને સન્માર્ગે ચઢાવવો જોઈએ એ આપને વ્યાજબી નથી લાગતું ? મ્હેં એને આ લાભનો દુરૂપયોગ ન કરવા સમજાવ્યો અને છેવટે આ રસ્તો લેવા સલાહ આપી.'

'એ જરા પણ ખોટું નથી કર્યું. એ ખાતે મ્હારે તને ધન્યવાદ આપવો જોઈએ.' **જયંતે** કહ્યું. 'અને પ્રૉફેસર ! તમારી ગુંચવણનો નિકાલ થયો છે એટલે હવે ખુશીથી પરીક્ષા ચાલવા દો અને મી. ઘીઆ ! નિરાશ થવાનું કારણ નથી. એક વખત ઢચુપચુ મન રાખી લાલચમાં પડયા પણ હવે પછી મન કાબુમાં રાખી સન્માર્ગે ચાલશો તો આગળ વધ્યા સિવાય નહિ રહો. નટવર ! ચાલ હવે મ્હને તો ભૂખ પણ લાગી.'

*

# સ ર સ્વ તી

*

એ આખુયે વર્ષ કામનું હદપારનું દબાણ રહ્યું. એ વર્ષની ત્રણ મોટી ફાઇલો જોઉં છું ત્યારે મ્હને યાદ આવે છે કે કેટલું સખત કામ અમે કર્યું હતું! અવિરામ પરિશ્રમ કરીને આરામની આશા રાખીએ એ સ્વાભાવિક છે પણ આરામ માટે પણ તેને બીજે વર્ષ વખત ફાજલ પાડી શકાય એમ ન હતો. છેવટે એક વખત જયંતની તબીઅત લથડી અને એને હવાફેર માટે ફરજીયાત બહારગામ જવું પડ્યું. અમે બેઉ જણ એકબીજાથી વિખુટા પડવાનું ભાગ્યેજ પસંદ કરીએ છીએ એ વાંચનારથી અજાણ્યું નથી એટલે હું પણ ગયો જ હઇશ એ સમજી શકાય એમ છે.

એ ત્રણ મોટી ફાઈલોમાં અનેક રસિક કેસ છે પણ જેમાં ઉપરથી નજીવા દેખાવાપણું હોય અને અંદરખાનેથી રહસ્ય પૂર્ણ વિગતો હોય એવા કેસનું વર્ણન કરવાનું મ્હને પસંદ છે એટલે શાંતિકુંજની ઘટના અને કરસુખ હોરાના ભેદી ખૂનની વિગત લખવી ઉચિત ધારૂ છું. એ કેસ ઉપરથી જોતાં તદ્દન નજીવો અને સાદો લાગવા છતાં ધીરે ધીરે રસિક થતો જાય છે એટલે વાંચનારને પસંદ પડયા સિવાય નહિ જ રહે.

નવેંબર મહિનાની આખર હતી અને બેસુમાર ટંડી પડતી હતી. બહાર જવાનું જરા પણ દિલ થાય એમ ન હતું. થોડા વખતપર વરસાદનું એક અણધાર્યું માવઠુ પડી ગયુ હતુ એટલે વાતાવરણ ઘણું ખરાબ થઇ ગયું હતું. પવન સખત ફુંકાતો હતો. મધરાત થવા આવી હતી. રસ્તાપર ભાગ્યે જ કોઈ રડયો ખડયો માણસ જણાતો હતો. કુદરત આગળ માણસનું જોર કાંઇ જ વિસાતમાં નથી એમ એ વાતાવરણ પુરવાર કરતું હતું.

જયંત બેઠો બેઠો એક પ્રયોગ કરી રહ્યો હતો. મ્હેં બારી પાસે જઇને કુદરતનું રૌદ્ર સ્વરૂપ જોવા માંડયું. પ્રીન્સેસ સ્ટ્રીટ નિર્જન હતી અને આખો વખત રણકી રહેતો એ રસ્તો ખાવા ધાય એવો દેખાતો હતો. થોડીવારે એક ગાડી આવતી જણાઈ.

'ચાલ નટવર ! એ તો પતી ગયું. જોતો ખરો આપણે ધારતા હતા તેવું જ પરિણામ આવ્યું.' જયંતે એનો પ્રયોગ સફળ થયો હોવાથી મ્હને મોટેથી કહ્યું. 'કેમ શું છે ?' હું નજીક ન ગયો એટલે પૂછ્યું.

પેલી ગાડી અમારા બારણા આગળ આવીને ઉભી રહી.

'કોનું કામ હશે ?' મ્હેં ગાડીમાંથી એક જણને બહાર આવતાં જોઇને કહ્યું.

'બીજા કોનું હોય !' જયંતે જવાબ આપ્યો 'આપણું જ. આપણી એને અનિવાર્ય જરૂર લાગે છે. નહિતર આવા ભયંકર

ઝંઝાપાતમાં આમ આવવાની કોઇ હિંમત ન કરે! ના, પણ ગાડી જતી લાગે છે. જા, દોડ, બારણું ઉઘાડ તો. પેલા બધાને પાછલી રાત જતી હશે!'

મ્હેં જઇને બારણું ઉઘાડયું એનાપર પ્રકાશ પડતાં જ મ્હને ઓળખતાં વાર ન લાગી. એ તો અમારો ઓળખીતો અને સી. આઈ. ડી. ખાતાનો ઉગતો સિતારો મી. રામરાય બક્ષી નીકળ્યો. જયંતને એને માટે સારી લાગણી હતી.

'જયંતરાય છે ને ?' એણે પૂછ્યું.

'હા રે હા. ઉપર આવો.' જયંતેજ જવાબ આપ્યો. 'આમ ભાગી રાતે ક્યાંથી આવ્યા ?'

બક્ષી ઉપર આવ્યો અને એનો ઓવરકોટ કાઢીને બાજુએ ભરાવ્યો.

'કામપરથી મ્હારા સાહેબ!' એણે જવાબ આપ્યો. 'આજે બપોરથી જરાય નવરાશ નથી મળી! તમે શાંતિકુંજના ખૂનની વિગત વાંચી કે ?'

'નારે ના! છાપાને હાથ જ લગાડવા વખત નથી મળ્યો.'

'ચાર-છ લાઈનજ છપાઈ છે. અને તે પણ બરાબર નથી. તમે નથી વાંચી એજ ઠીક છે નહિતર ખોટી રીતે દોરવાઈ ગયા હોત! સવા ત્રણે મ્હને શાંતિકુંજ બાબતનો અનંતપુરથી તાર મળ્યો. તરતજ હું ત્યાં જવા નીકળ્યો. પાંચ વાગે ત્યાં પહોંચ્યો અને તપાસ શરૂ કરી. આખરે છેલી લોકલમાં અહીં આવ્યો અને તમારી પાસે હાજર થયો.'

'એટલે હજી તમે કાંઈ નિર્ણય નથી કરી શકયા ?'

'જરૂર. મ્હોં કે માથુ મ્હને તો કાંઇજ નથી સમજાતું. પહેલાં તો મ્હને એ એટલું સાધારણ જણાયું કે ન પૂછો વાત! પણ જેમ જેમ વિગતો મળી તેમ તેમ મ્હારી અક્કલ ખૂટી જવા માંડી! ગુન્હો કરવાનું કારણ કે હેતુ જડતાં નથી! અને હેતુ સિવાય કાર્ય કે ગુન્હો ભાગ્યેજ સંભવી શકે. અહીં એક માણસનું ખૂન થયું છે અને પુરતી

તપાસ કરવા છતાં એનું કોઈએ શા માટે ખૂન કર્યું હશે તે અથવા ખૂન કરવાનો હેતુ શો હશે તે બીલકુલ સમજાતું નથી !'

'તમારા કેસની વિગતો કહી જાય તો—'

'એ સાવ સરળ છે,' બક્ષીએ શરૂ કર્યું. 'માત્ર એનો અર્થ નથી સમજાતો! મ્હારી સમજણ મુજબ આમ બન્યું લાગે છે. પ્રૉ. મુકરજી નામના એક વિદ્વાન ગૃહસ્થે થોડાં વર્ષો પર શાંતિકુંજ વાળી જગ્યા અને બંગલો ખરીદ્યાં હતાં. એની તબીઅત સારી રહેતી ન હતી. એ કાંતો આખો વખત પથારીમાં પડયો રહેતો અથવા હાથમાં લાકડી લઈ એને ટેકે બેજે બેજે બાગમાં ફરતો અથવા એક બાબા ગાડીમાં બેસતો અને માળી એને આમ તેમ ફેરવતો. આવી પ્રૉ. મુકરજીની શારીરિક સ્થીતિ હતી. આજુબાજુનાં પાડોશીઓને એને માટે સારો મત છે અને એ ઘણો વિદ્વાન માણસ છે એમ પણ એમનું માનવું છે. એના સગા વ્હાલામાં કોઇ નથી પણ એના ઘરનો કારભાર ઠીક ઠીક ચાલે છે. મણિબાઇ નામની એક વિધવાબાઈને હસ્તક એના ઘરની વ્યવસ્થા છે અને ગોદાવરી કરીને એક રસોઇયણ છે, તે પણ ઘણા વખતનું જૂનુ માણસ છે. બેઉ બાઈઓ સ્વભાવે સુશીલ છે અને એકાંત સ્થળે વર્ષો થયાં શાંતિથી રહે છે. પ્રૉફેસર સાહેબ એક ઘણુંજ અગત્યનું અને લોકોપકારક પુસ્તક રચે છે અને તેને માટે એમને થોડા વખત ઉપર શ્રુત લેખન લેવા માટે મંત્રી રાખવો પડયો હતો. એક પછી એક બે જણને એ કામ માટે રોકી જોયા પણ એમને જોઇતો સંતોષ થયો નહિ. ત્રીજી વખત કરસુખ હોરા નામના જુવાનને રોકયો અને એનું કામ એમને પસંદ પડયુ. એનું કામ સવારમાં પ્રૉફેસર જે લખાવે તે લખવાનું હતુ અને સાંજના થોડા ઘણા ઉપયોગી વિષયોપર પ્રૉફેસર જે કાંઇ વાંચવાનું કહે તે તેમને વાંચી સંભળાવવાનું હતુ. એની ચાલચલગત માટે શાળા તથા પાઠશાળાનાં બહુજ સુંદર પ્રમાણપત્રો હતાં અને પાઠશાળામાંથી એ સીધોજ નોકરી કરવા આવ્યો હતો. એ ઘણોજ સીધો સાદો તથા

પારકાના કામમાં જરાપણ માથુ ન મારનાર તરિકે જાણીતો હતો છતાં આજે સવારે જે સંજોગોમાં એનું મરણ થયું તે જોતાં તો એમજ લાગે છે કે એનું ખૂન કરવામાં આવ્યું છે.'

બહાર પવન સખત ફુંકાતો હતો અને પાછો વરસાદ પડવો શરૂ થઇ ગયો હતો. વીજળીના ચમકારા અને વાદળનો ગડગડાટ કાચાપોચાને થથરાવી નાખે એવાં હતાં. બક્ષીએ પોતાની વાત આગળ ચલાવી.

'પારકાની રજપણ પંચાત કે ધાલમેલ સિવાયનું એવું ઘર તમને કોઇ જગ્યાએ નહિ જડે. અઠવાડીયું પખવાડીયું કે મહીનો વીતી જાય છતાં એમાંથી કોઇ બાગના દરવાજા બહાર પણ ન ગયું હોય! સૌ સૌનું કામ કરતાં અને આનંદમાં રહેતાં. બન્ને બાઇઓ પણ આમ તેમ જવું કરવું પસંદ કરતી નહિ અને હીરા પણ પ્રૉફેસરની માફક બહાર જવા કરવા સિવાય લખવા વાંચવામાંજ પોતાનો વખત વિતાવતો. આજુબાજુ એણે કોઇ સાથે ઓળખાણ પણ કર્યું ન હતું. એમનો માળી રામજી બાગના કામ ઉપરાંત પ્રૉફેસરને આમતેમ ફેરવતો અને વખત આવ્યે બહારથી લાવવા કરવાનું લઇ આવતો કે ફેરા ફાંટા ખાતો. એ પણ ઘણોજ ભલો તથા ગરીબ સ્વભાવનો આદમી છે એ બાગને છેડે એને માટે બંધાવેલા નાના પણ મઝાના છાપરામાં રહે છે. શાંતિકુંજમાં એટલાં ગણ્યાં ગાંઠયાં માણસ છે. મુંબાઈથી અનંતપુર જતી સડકથી સોવાર દૂર બાગનો દરવાજો છે. એ ઉલાળો ઉપાડવાથી ઉઘડે એવો છે અને કોઇ પણ માણસ અંદર જઈ શકે છે.

'હવે ગોદાવરીબાઇની જુબાની કહી જાઉં. એના સિવાય ખાત્રી પુર્વક બીજુ કોઈજ કહી શકે એવું નથી. એ બનાવ સવારે અગીઆર વાગ્યા પછી અને બાર વાગ્યા પહેલાં બન્યો. તે વખતેજ એ પહેલે માળે ધોયેલા પડદા બારીએ ટીંગાડતી હતી. પ્રૉફેસર હજી ઉઠયાજ ન હતા. જ્યારે રૃતુ સારી નથી હોતી ત્યારે એ કામ મોકુફ

રાખે છે અને ભાગ્યે બાર વાગ્યા પહેલાં ઉઠે છે! મણિબાઇ બીજી બાજુ કાંઈ કામમાં રોકાઈ હતી. હોરા એના ખંડમાં બેઠો બેઠો કાંઇ વાંચતો હશે કે લખતો હશે ત્યાંથી તે નીચે અભ્યાસ ગૃહમાં ગયો. એના ગયા પછી થોડીવારે એક ચીસ સંભળાઈ એ એવી ભયંકર ચીચીયારી હતી કે કોઈ પુરૂષની હતી કે સ્ત્રીની તે પણ સમજી શકાયું નહિ. પછી એક મોટો ધબાકો થયો. તે પછી કાંઇ અવાજ આવ્યો નહિ. થોડીવારતો એ ગભરાઇને ઉભી રહી પણ પછી એ નીચે દોડી. અભ્યાસ ગૃહનું બારણું ખાલી વાસેલું હતુ તે એણે ઉઘાડયુ. અંદર જઇને જુએ તો ફરસુખ હોરા જમીનપર ચત્તાપાટ પડયો હતો. પહેલાં તો એને એમ લાગ્યું કે એને મૂર્છા આવી હશે એટલે એણે એને ઉંચકવાનો પ્રયત્ન કર્યો ત્યારે એને જણાયું કે કોઇએ પાછળથી એને બોકી આગળ ઘા કર્યો છે. ત્યાંથી પુષ્કળ લોહી દદડતું હતું. ઘા ઘણો ઉંડો હતો અને એ તરફની ધોરી નસ કપાઇ ગઈ હતી. જેનાથી ઘા કર્યો હતો. તે હથીયાર પણ પાસેજ પડયું હતુ. હાથીદાંતના હાથાનું લાંબી પટીનું ટેબલપર રખાય છે તેવું એ ચાકુ હતુ અને એ પ્રૉફેસરના પોતાના ટેબલ પર રાખવામાં આવતુ હતુ.

'પહેલાં તો ગોદાવરી બાઇએ ધાર્યું કે એ મરીજ ગયો હશે પણ એના માથા પર પાણી છાંટતાં એણે આંખ ઉઘાડી અને જરાક જોયું. 'પ્રૉફેસર, એતો પેલી હતી.' એટલું એ ધીમેથી બોલ્યો. એના મરતી વખતના એજ છેલ્લા શબ્દો હતા એમ એ સોગન ઉપર કહે છે. એણે બીજું વધારે કહેવા પ્રયત્ન કર્યો પણ કહી શકાયું નહિ અને એકદમ એ મરણ પામ્યો.

'એટલામાં મણિબાઇ પણ આવી પહોંચી. એણે પેલા શબ્દો સાંભળ્યા ન હતા. ગોદાવરીને ત્યાં ઉભી રાખી એ પ્રૉફેસર પાસે દોડી. એ પથારીમાં બેઠા હતા. એમના ચહેરાપર ભયની છાપ હતી કારણકે કાંઇક અવનવો બનાવ બન્યો છે એવું એમણે પેલી ચીચીયારી અને અવાજ પરથી અનુમાન કર્યું હતું. પ્રૉફેસરથી સમજી-

ની મદદ સિવાય કપડાં પહેરાય કે હલાય ચલાય એવું હતુંજ નહિ અને રામજીને બાર વાગ્યે બોલાવ્યો હતો, એટલે તે પહેલાં એ ત્યાં જાય એમ ન હતું. પ્રૉફેસર કીકીયારી સાંભળ્યાનું હા કહે છે પણ 'પ્રૉફેસર, એતો પેલી હતી.' એ વિષે કાંઇજ ખુલાસો કરી શકતા નથી. એ કહે છે કે ગભરામણમાં એ કાંઈ આડુ અવળુ બોલ્યો હોય અથવા એ કાંઈ બોલ્યો હોય અને ગોદાવરી કાંઇક સમજી હોય એ પણ બનવા જોગ છે, કરસુખ હોરાને કોઇ દુશ્મન ન હતો અને એનું કોણે તથા શાથી ખૂન કર્યું એ વિષે એ કાંઇજ ખુલાસો કરી શકે એમ નથી. એણે તાબડતોબ રામજીને પોલિસને તેડવા મોકલ્યો. અને પોલિસે તરતજ અમારા ખાતાને ખબર આપી એટલે હું ગયો. મ્હારા જતાં પહેલાં કોઈ ચીજ ખસેડવામાં આવી ન હતી તેમજ કોઇને આમતેમ રખડવા દેવામાં કે બહારના માણસને અંદર જવા દેવામાં આવ્યું ન હતું. આપની ગણતરીએ કામ લેવાનો આ સારો સંજોગ હતો અને કશાની ઉણપ નહતી—'

'એક ફક્ત જયંતની હાજરી સિવાય!' મ્હારા મિત્રે વચ્ચેજ ઉમેર્યું 'ચાલો પછી, તમે શું કર્યું તે તો જાણીએ.'

'પહેલાં તો આપને અભ્યાસ ગૃહ અને તેની આજુબાજુની જગ્યાની સ્થીતિ સમજાવું. બાગને રસ્તે થઈને પાછળની બાજુને બારણે અવાય છે અને ત્યાંથી ઓસરીમાં જરાક આગળ જતાં અ-ભ્યાસગૃહ આવે છે. તેની બાજુમાંજ ઓસરીમાં થઇને એક જીનો ચઢીએ એટલે પ્રૉફેસરનો શયનખંડ આવે છે. અભ્યાસગૃહની ઉત્તર તરફની ભીંતને અડીને મોટુ ટેબલ રાખેલું છે. પાછળનું બારણું દક્ષિણ દિશામાં પડે છે. હવે એમ માનીએ કે કોઈએ આવીને ખૂન કર્યું તો તે આવ્યું કયે રસ્તે? અભ્યાસ ગૃહનું બારણું દક્ષિણ દિશાએ છે એટલે એ પાછળને રસ્તેથીજ આવ્યું હોવું જોઇએ. બીજે રસ્તેથી આવવુ પાલવે નહિ. ત્યાંથી પાછા જવાના બે રસ્તા છે તેમાં-નો એક ગોદાવરી બાઇના આવવાથી બંધ થયો હતો અને બીજો

પ્રૉફેસરના શયનખંડમાં થઇને જતો હતો. એટલે મ્હેં મ્હારી તપાસ બાગને રસ્તે કરવા માંડી. વરસાદ તાજોજ પડયો હતો અને વખતે કાંઇ નિશાની પડી હોય એ સંભવિત હતું.

'મ્હારી તપાસમાં જણાયું કે મ્હારે એક ચાલાક તેમજ ખંધા ખેલાડી સાથે કામ લેવાનું હતું. રસ્તાપર બીલકુલ પગલાં પડયાં ન હતાં. રસ્તાની બાજુપરના ઘાસ પર થઇને કોઇ પસાર થયું હતુ અને પગલાં ન પડે એ ઇરાદાથી ઘાસ પર સાવચેતીથી ચાલ્યુ હતુ. એટલે મ્હને એકકે ચોકખુ પગલુ તો નજ જણાયું પણ કેટલીક જગ્યાએ ઘાસ નમ્યું હતું એ ઉપરથી કોઇ ગયું છે એમ જણાતું હતું. અને એ રીતે ખૂની સિવાય બીજુ કોઇ ગયું જ ન હતું. માળી કે ઘરમાંથી કોઈએ તરફ ફરકયુંજ ન હતું,'

'એ રસ્તો કયાં જાય છે?' જયંતે પૂછ્યું.

'સડક તરફ.'

'કેટલોક લાંબો હશે?'

'સો એક વાર.'

'કંપાઉંડના દરવાજા પાસે પગલાં ખુશીથી જણાઈ આવે.'

'એ જગ્યાએ ટાઇલ્સ જડયાં છે.'

'તો પછી સડકપર.'

'અવરજવર બહુ થઇ જવાથી ત્યાં કાંઈ જણાય એવું નથી.'

'એમ! તો પેલાં ઘાસપરનાં પગલાં કઈ તરફનાં હતાં? બંગલા તરફ જતાં કે બહાર નીકળતાં?'

'એ ખાત્રીથી કહી શકાય એવું નથી. કારણ કે બહુજ ઝાંખી છાપ હતી.'

'પગલાં મોટાં હતાં કે નાનાં?'

'તે પણ સમજાય એમ ન હતું.'

'કમબખ્તી છે! અને પાછો વરસાદ પડે છે એટલે હવે તો કશું જ સમજાવાનું નહિ! એ બાબતની નિષ્ફળતા પછી શું કર્યું?'

'તે પછી એટલી ખાત્રી કરી કે કોઇ બહારનું માણસ સાવચેતીથી બંગલામાં દાખલ થયું હતું. પછી મેં ઓસરી તપાસી ત્યાં તો સાદડી પાથરી હતી એટલે પગલાં પડેજ શાનાં ? પછી અભ્યાસગૃહ જોયું એમાં મુખ્ય ચીજ પેલુ મોટુ ટેબલ હતુ અને તેની ઉપર નાનુ સરખુ કબાટ રાખેલુ હતું. ટેબલનાં ખાનાં ઘણું ખરૂ ખુલ્લાંજ રહેતાં હતાં અને એમાં કાંઈ ઉપયોગી ચીજ ભાગ્યેજ રખાતી. કબાટમાં કેટલાંક જરૂરી કાગળીયાં કે એવું કાંઇ રખાતુ અને એ હમેશાં બંધ રહેતુ તથા કળ બંધ કરવામાં આવતી. કબાટનાં કાગળીયાંને કોઇએ હાથ લગાડેલો જણાતો ન હતો, અને પ્રૉફેસર ખાત્રી આપે છે કે એમાંથી કાંઇ ખોવાતું નથી. એ પણ ખાત્રીપુર્વક જણાયું છે કે કોઇ પણ ચીજ ચોરાઇ કે ગુમ થઇ નથી.

'હોરાનું ખૂન ખુરસીપર થયેલું લાગે છે. ગળાની જમણી બાજુ પાછળથી કોઇએ ઘા કરેલો છે, એટલે એ એણે જાતે આપઘાત કરવા માટે કર્યો હોય એ માની શકાય એમ નથી.'

'ઉઠતાં અરબડીયુ ખાઈને છરી પર પડયો હોય—'

'મ્હને પણ ઘડી ભર એ વિચાર આવ્યો પણ છરી એનાથી ઘણી દૂર પડી હતી. તે ઉપરાંત એના પોતાના મરતી વખતના શબ્દો વિરૂદ્ધ જાય છે. અને વધારામાં આ પુરાવો એનીપાસેથી મળે છે તે પુરવાર કરે છે કે એણે આપઘાત નથી કર્યો પણ કોઇએ એનું ખૂનજ કર્યું છે. એ એના જમણા હાથમાંથી મળી આવ્યું.'

મી. બક્ષીએ એમ કહીને પોતાના ખીસ્સામાં કાગળનું એક પડીકુ કાઢયુ. એ ઉઘાડીને એમાંથી કાળા દોરાથી લટકતુ કંઇક જયંતના હાથમાં મૂકયુ. એ નાક પર વચ્ચેથી દબાવવાની કમાનવાળાં પેબલનાં ચસ્માં હતાં અને કાળી દોરી તૂટેલી હતી.

'કરસુખ હોરાની આંખ ઘણી સારી હતી,' એણે ઉમેર્યું. 'એટલે એ મરનારના મોંઢા પરથી ઝડપી લેવામાં આવ્યાં હોય એમાં શક નથી.'

જયંતે ચસ્માં હાથમાં લઇને બરાબર ધ્યાન દઈને જોયાં.

એણે એ પોતાના નાકપર રાખી જોયાં અને એનાથી વાંચી જોવા પણ યત્ન કરી જોયો. દીવાના પ્રકાશમાં આડે ધરીને તપાસી જોયાં. પછી એણે કાગળ લઇને કંઇક લખ્યુ ને મી. બક્ષીને આપ્યું.

'એથી વધુ હાલ તુરત થઇ શકે એમ નથી.' એણે કાગળ આપતાં કહ્યું. 'એ તમને ઉપયોગી નિવડયા સિવાય નહિ રહે.'

નવાઇ પામીને મી. બક્ષીએ એ વાંચવા માંડયુ. એમાં નીચેની હકીકત હતી.

'એ બાઇ કોઈ ઉંચા કુટુંબની છે. એનું નાક ઘણુંજ જાડુ અને પહોળુ છે, આંખો નાકને અડોઅડ આવી રહેલી છે. એના કપાળે કરચલીઓ પડેલી છે અને ખભા ગોળ છે. છેલ્લા બે ત્રણ મહિનામાં એ બે વખત ચસ્માવાળાની દુકાને ગઇ છે. એનાં ચસ્માંના કાચ બહુજ પાણીવાળા છે એટલે એ રીતે એને શોધવામાં ઝાઝી મુસ્કેલી નહિ આવે.'

બક્ષીને નવાઇ પામતાં જોઇને જયંતે હસીને કહ્યું:

'એમાં નવાઈ જેવું કાંઇજ નથી. આ જાતનાં ચસ્માં ઉપરથી મ્હેં કહ્યું તે બધાં અનુમાન કરી શકાય છે. એ જોતાંજ એ કોઇ સ્ત્રીનાં ચસ્માં છે એ જાણી શકાય એમ છે, તે ઉપરાંત હોરાના મરતી વખતના શબ્દો પણ એ અનુમાન બાંધવામાં મદદકર્તા થઇ પડે એવા છે. એ કોઈ ઉંચા કુટુંબની તથા સારાં કપડાં લતાં વાળી હશે એ અનુમાન આ ચસ્માંની કમાન અને બીજુ કામ સોનાનું સારી જાતનું કરાવેલુ છે તે ઉપરથી થઇ શકે છે. અને કમાન ઘણીજ પહોળી છે તે પરથી તેમજ એ આપણા નાકે બેસતાં નથી એટલી એ ઢીલી થઇ ગઇ છે તેથી એનું નાક જાડુ અને પહોળુ હશે એમ જણાય છે. અને એ જાતના નાકવાળા માણસનાં બીજાં લક્ષણો અનુભવ પરથી મ્હેં કહ્યાં છે. એની આંખો નાકની તદ્દન નજીક છે એ અનુમાન કરવાનું કારણ એ છે કે મ્હેં મ્હારી આંખે એ લગાડી જોયાં પણ ચસ્માંની વચ્ચે મ્હારી કીકી નથી આવતી જ્યારે પહોળુ

નાક હોવા છતાં એનો ઉપયોગ કરનારની કીકી બરાબર વચ્ચે આવતી હતી. અને આ જાતના કાચ સાધારણ નથી તેમજ—'

'પણ બે વખત ચસ્માવાળાને ત્યાં ગઇ છે એ શા ઉપરથી કહો છો ?'

'આ નાના બુચના ટુકડા પરથી. એમાંનો એક લગભગ નવા જેવોજ છે અને બીજો જરા વપરાયો છે. બેઉ સાથે નખાવ્યા હશે તેમાં એક પડી ગયો એટલે ફરી નખાવ્યો લાગે છે. અને બેઉ એક જ ચસ્માવાળાએ નાખી આપ્યા લાગે છે.'

'ખરેખર ! આપ તો કમાલ કરો છો ' બક્ષીએ કહ્યું, 'અને આ બધી હકીકત મ્હારામાં સાદી સમજ હોત તો હું જાણી શકત ! છતાં મ્હેં ચસ્માંવાળાને ત્યાં તપાસ કરવાનો વિચાર રાખ્યો હતો.'

'જરૂર તપાસ કરો. હવે બીજુ કાંઇ કહેવાનું છે ?'

'બીજું તો કાંઈ નથી. આજુબાજુ તથા સ્ટેશન પર અમે તપાસ કરી હતી છતાં કોઇ નવતર માણસ જોવા કરવાનું કોઇ કાંઇ કહેતુ નથી. અને બીજુ ગુન્હો કરવાનો હેતુ રજ માત્ર સમજાતો નથી.'

'એ બાબત હાલ મદદ થઇ શકે એમ નથી. પણ તમે અમને કાલે ત્યાં લઇ જવા માગો છો ને ?'

'જો આપ આવવાની કૃપા કરો તો. આપણે ૭ વાગે નીકળીશું તો આઠ સાડા આઠે ત્યાં પહોંચી જઇશું.'

'તો તો આપણે સવારે જઈશુંજ. તમારા કેસમાં જરા રસ પડે એવું છે એટલે મ્હને કાંઇજ હરકત નથી. ચાલો હવે સૂઇ જઇએ. એક હમણાં વાગશે. જે થોડી ઘણી ઉંઘ નસીબે લખી હોય તે લઇ લઇએ.'

બીજે દિવસે સવારના ૭ વાગે તો અમે મરીન લાઇન્સ પહોંચ્યા. ટાઢ તો કહે મ્હારૂં કામ. માણસો બિચારા થથર્યાં કરે અને દાઢી ડગડગી જાય એટલી ભારે ટાઢ હતી. બે કલાકની હાડમારી

પછી અમે અનંતપુર પહોંચ્યા. ત્યાંથી ટાંગામાં બેસી શાંતિકુંજ ગયા. બહારને દરવાજેજ પોલિસ સિપાઇ મળ્યો.

'કાય શામરાવ! કાય સમાચાર ?'

'નવીન કાંહીચ નહિ. સાહેબ !'

'નવતર માણસની કાંઇ ભાઇ મળી ?'

'ના સાહેબ, સ્ટેશનપર પણ તપાસ કરી. ત્યાં પણ સૌ નાજ કહે છે.'

'પેલા વીશીવાળાને ત્યાં ને હોટલ કે બીજે તીજે તપાસ કરી ?'

'હાજી. પણ ત્યાંએ જાણવા જેવું કાંઇ ન મળ્યું.'

'વખત છે કોઇ બારોબાર આવીને ગયું હોય ! આ કાંઇ અનંતપુર કે વીરપુરથી બહુ દૂર નથી. ત્યાંથી પણ કોઇ આવે ને ચાલ્યુ જાય એ બનવા જોગ છે. હું કહેતો હતો તે આ રસ્તો મી. જયંત! એના પર કાંઇજ નિશાની ન હતી.'

'ઘાસ પર કઇ બાજુ પગલાં હતાં ?' જયંતે પુછ્યું.

'આ બાજુએ, સાહેબ ! આ રસ્તાની અને ફુલના કયારાની વચ્ચેના ઘાસ પર ગઈ કાલે એના પર આછાં નિશાન હતાં.'

'બરાબર છે.' જયંત બોલી ઉઠયો. 'કોઈ ગયું લાગે છે. એણે બહુ જ ધ્યાન દઇને પગ ઉપાડયા છે કારણ કે જરાક ચૂકે તો આબાદ નિશાન પડે એવી બેઉ બાજુ જગ્યા છે.'

'હાજી. એ ઘણી શાંતિ અને સાવધાનીથી ગઇ હોવી જોઇએ.'

જયંતના મોઢાપર એકાએક ફેરફાર થયો. એણે પૂછયું:

'તમે કહો છો કે એ આ રસ્તે પાછી ફરી હશે ?'

'હાજી. બીજો રસ્તો જ નથી.'

'ઘાસની આ સાંકડી પટી પર ?'

'હાસ્તો મી૦ જયંત !'

'એમ ! તો તો એ ઘણી અજાયબીની વાત ખરી ! એણે ઘણીજ સાવધાની અને સાવચેતીથી કામ લીધુ હોવું જોઈએ. ચાલો,

આતો જોઈ રહ્યા. આગળ વધો. આ દરવાજો તો ઘણુંખરૂં ખુલ્લોજ રહે છે ખરૂંને ? તો તો એણે સીધે સીધા ચાલ્યાજ આવવાનું હતું. અંદર આવતી વખતે એની ઇચ્છા ખૂન કરવાની ન હતી. એમ હોત તો એ પોતાની સાથે કાંઇક સાધન લઇ આવત. એણે પેલુ ટેબલપરનું ચાકુ વાપર્યું એમ ન વાપરત. એ ઓસરીમાં આવી ને આ ચટાઈ છે એટલે કાંઇ નિશાન નથી જણાતુ ખરૂંને ?'

'હાજી. અને ખૂન થયું તે પહેલાં પા એક કલાક આગમચ કંઇ કામસર મણિબાઇ અહીં આવી ગયાં હતાં, એ આપને કહેવાનું રહી ગયું હતું.'

'જુલીને કેટલો વખત મળ્યો એ નક્કી કરવામાં એ વિગત ઉપયોગી થઇ પડશે. એ બાઇસાહેબ આ ખંડમાં આવે છે અને સૌથી પહેલું શું કરે છે ? એ પેલા ટેબલ પાસે જાય છે. શા માટે ? ખાનામાં કાંઇક રખાય છે એને માટે તો નહિજ. એવું કાંઇ હોયતો એને ચાવી હોય અને કળ વસાય પણ ખાનાંતો ખુલ્લાંજ પડયાં છે એટલે પેલા એની ઉપરના નાના કબાટમાંની કોઇ ચીજ માટે હોવું જોઈએ. ચાલો, આ લીસોટો શાનો છે ? નટવર ! જરા કાંડી પેટાવતો. બરાબર ! આ વિષે તો તમે કાંઇજ બોલ્યા નહિ મી૦ બક્ષી !'

કબાટની કળ વાસવાના કાણા ઉપર પીત્તળનો કકડો જડેલો હતો તેના કાણાની જમણી તરફ નીચેની બાજુએ ચારેક ઈંચનો ઘસરકો હતો.

'મ્હેં એ જોયો હતો પણ એમતો દરેક ચાવીના કાણાની આજુબાજુ એવા લીટા જડશે.' બક્ષીએ જવાબ આપ્યો.

'પણ લીટા લીટામાંયે ફેર હોય છેને ! આતો તદ્દન તાજો જ છે. જૂનો હોયતો એનો રંગ આવો ન હોય. જરા ધારીને જુઓ કે પછી આ સૂક્ષ્મદર્શકથી જુઓ એટલે ખાતરી થશે. એની બેઉ બાજુ વાર્નીશ હજી તાજુજ ચોટેલુ છે અને એનો દેખાવ હળના લીટાની

આજુબાજુ માટી ખસી ગઈ હોય એવો લાગે છે. જરા મણિબાઇને બોલાવો તો—'

થોડીવારે મણિબાઈ અમારી પાસે આવ્યાં.

'કાલે સવારે આ કબાટ તમે લૂછ્યું હતું?'

'હાજી.'

'આ ઘસરકો કાલે તમે જોયેલો?

'નાજી. મ્હેં નથી જોયો.'

'મ્હારી ખાત્રી છે કે તમે નથી જોયો નહિતર કપડાથી આજુબાજુનું વાર્નીશ લૂછાઇ ગયા સિવાય ન રહે. આ કબાટની ચાવી કોની પાસે રહે છે?'

'પ્રૉફેસર સાહેબ પોતાની ઘડીઆળને છેડે લટકાવી રાખે છે.'

'એ સાદી ચાવી છે?'

'નાજી. ગોદરેજની બનાવટની છે.'

'ઠીક. તમારે જવું હોયતો જાવ. હવે કંઇક વધુ સમજી શકાય છે. એ અંદર આવીને કબાટ તરફ જાય છે, અને કાંતો એ ઉઘાડે છે કે ઉઘાડવાનો પ્રયત્ન કરે છે. એટલામાં કરસુખ હોરા આવી લાગે છે. ઉતાવળથી ચાવી કાઢતાં આ લીસોટો થાય છે. હોરા એને પકડે છે, પેલી છટકવા પ્રયત્ન કરે છે અને જે હાથ ચઢ્યુ તે લઇને એને મારે છે. કમનસીબે ચાકુ એને હાથ ચઢે છે અને એનો ઘા ભયંકર નીવડે છે. એ તમરી ખાઈને નીચે પડે છે એટલે પેલી પોતાનું કામ પતાવીને કે પતાવ્યા સિવાય નાસી છૂટે છે. ગોદાવરી-બાઇ છે કે? તમે બુમ સાંભળી અને અહીં આવ્યાં એટલામાં કોઇ પેલે બારણે નાસી જઇ શકે ખરૂં?'

'નાજી. એ ન બને એવું છે. એટલીવારમાં તો મ્હેં જોઇ લીધું હોત. બારણુ ઉઘડે તો અવાજ પણ થાયને!'

'તો એ તરફ એ ગઇ જ નથી. આવી તે રસ્તે પાછી ગઇ

હશે. આ તરફથી તો પ્રૉફેસરવાળા ખંડમાં જવાય છેને ? એ બાજુથી બહાર જવાય એવું છે ખરૂં ?'

'નાજી.'

'ત્યારે તો આપણે હવે પ્રૉફેસરના ખંડમાં જઇએ. અરે બક્ષીજી ! આ જરા ધ્યાન રાખવા જેવી વાત છે. આ ઓસરીમાં સાદડી જડેલી છે.'

'તેનું શું ?'

'નથી સમજાતું ? કંઇ નહિ. વખતે મ્હારી ભૂલ પણ હોય, છતાં સાવ નાખી દેવા જેવી વાત નથી. ચાલો—'

અમે ઓસરી વટાવી થોડાંક પગથીયાં ચઢી પ્રૉફેસરના ખંડમાં ગયા. એ ખંડ ઘણો મોટો હતો અને પુષ્કળ પુસ્તકો ગોઠવેલાં અને વગર ગોઠવેલાં પડયાં હતાં. ખંડની વચ્ચોવચ પ્રૉફેસરની પથારી હતી. હજીએ એ વૃદ્ધ પ્રૉફેસરનું મ્હોં મ્હારી નજર આગળ તરે છે ! એ ધોળા વાળ અને દાઢીવાળુ તથા ખુબ કરચલીઓ પડી ગયેલુ અને ચકોર આંખવાળુ મ્હોં એકદમ ભૂલાય એવું નથી. એમણે પોતાના મ્હોંમાં સીગારેટ રાખી હતી અને એની મઝા લ્હેરથી માણતા હતા.

'લો, લો મી૦ જયંત' અમારૂ સ્વાગત કરતાં એમણે સીગારેટના ડબા તરફ આંગળી કરી કહ્યું. 'તમે પીતા હોય તો ખુશીથી લો. તમે પણ લોને. એ મ્હેં ખાસ તૈઆર કરાવેલી છે. બહુ ઉંચી જાતની છે. ઍલેક્ઝૅંડ્રીયાથી મ્હારા માટેજ દર પખવાડીએ પાર્સલ આવે છે. મ્હનેતો બે જ ચીજ પર પ્રેમ છે. કાંતો કામ કે પછી ; બેઠા બેઠા સીગારેટ ફુંકયા કરવી.'

જયંતે સીગારેટ લઇને સળગાવી અને ચારે તરફ નજર નાખી. એને આવી રીતે સીગારેટ પીતાં મ્હેં આજે જ જોયો.

'હમણાં તો કામ બાજુએ રહ્યું છે અને સીગારેટ ફુંકવાની આવી છે !' પ્રૉફેસરે આગળ ચલાવ્યું. 'મ્હારા કામમાં જબરો ખતરો

પડ્યો છે. આવું કરપીણ કામ કોણે કર્યું હશે? કેવો ભલો માણસ હતો! ખરેખર! એ મ્હારૂં કામ એટલું સરસ રીતે કરતો કે ન પૂછો વાત! આપનો શો અભિપ્રાય બંધાય છે મી૦ જયંત!'

'હજી મ્હેં કાંઇ અભિપ્રાય નથી બાંધ્યો.'

'તમે એનો પત્તો લગાડશો તો ઘણી મહેરબાની થશે. મ્હારા જેવા માણસને આ ફટકો કાંઈ જેવો તેવો નથી. મ્હારી તો બુદ્ધિ બહેર મારી ગઇ છે પણ તમે તો ઘણા ચાલાક છો–તમારે માટે મ્હેં ઘણું સાંભળ્યું છે એટલે કાંઇ હરકત નહિ આવે. તમારી મદદ છે એટલે ખરેજ! મ્હને બહુ સંતોષ થાય છે.'

પ્રૉફેસર વાત કરતા હતા ત્યારે જયંત આમ તેમ આખા ખંડમાં આંટા ફેરા કરતો હતો. મ્હને લાગ્યું કે એ ઘણોજ ઉતાવળથી ફૂંક્યે રાખતો હતો. એને એ સીગારેટ ખુબ પસંદ પડી લાગતી હતી.

'ખરેખર! એ ફટકો મ્હને તો જીવલેણ લાગે છે. પેલું અમે તૈઆર કરતા હતા તે પુસ્તક. હજીતો ઘણું બાકી છે. કોણ જાણે ક્યારે પુરૂં થશે! એ હોત તો અમારૂં કામ ઘણું સરળ થાત પણ હવેતો જેવી પ્રભુની મરજી. અરે બાપરે! તમે તો મ્હારા કરતાં પણ ઘણા ઝપાટાબંધ સીગારેટ પીતા જણાવ છો મી૦ જયંત!'

જયંત હસ્યો.

'એમાં પણ હું વિશારદ છું.' એણે બીજી–ઘણુંખરૂં એક પછી એક ગણીએ તો ચોથી સીગારેટ લેતાં ઉમેર્યું. 'હું આપને ઝાઝા સવાલ પૂછીને ત્રાસ નહિ આપું પ્રૉફેસર સાહેબ! કારણકે ગુન્હો થયો તે વખતે આપ આપની પથારીમાંજ હતા. 'પ્રૉફેસર, એતો પેલી હતી.' એમ મરનારે મરતાં મરતાં કહ્યું એનો શો અર્થ હશે?'

પ્રૉફેસર ડોકું ધૂણાવ્યું.

'ગોદાવરી તો સાવ ગામડીઅણ છે!' એમણે કહ્યું. 'અને એ વર્ગની મૂર્ખાઈ જાણીતી છે. હુંતો એમ માનું છું કે પેલો બીચારો

કાંઇક બબડયો હશે તેને એણે એવી અસંબદ્ધ રીતે ગોઠવી કાઢયુ. બીજું શું ?'

'એમ ! ત્યારે એ કમનસીબ બનાવ માટે આપ કાંઇજ ખુલાસો નથી કરી શકતા ?'

'મ્હને તો અકસ્માત લાગે છે. વખતે આપઘાત પણ હોય ! અલબત, એ અનુમાન છે પણ ગદ્ધાપચીસી વટાવતા જુવાનીયાની બાબતમાં એ ભાગ્યે જ ખોટું પડે એવું છે. ખૂન કરતાં એ વધુ બંધબેસતુ લાગે છે. પછીતો તમે જાણો.'

'પણ પેલાં ચશ્માં ?'

'હા. એતો ભૂલીજ ગયો ! હુંતો હજીએ કલ્પના પ્રદેશનોજ વિહારી રહ્યો. જીવનના બનાવો સમજાવવાનું મ્હારૂં ગજુ નથી. છતાં આપણે ક્યાં નથી જાણુતા કે પ્રેમની મસ્તી કાંઇ ઑરજ હોય છે ! પ્રિય કે પ્રિયતમાની ભેટ પ્રેમી કેટલા વહાલથી રાખે છે તે તમારાથી અજાણ્યું ન જ હોય. એ પણ એવી જ કોઇ ચીજ હોયતો—અને પેલુ ચાકુતો એ પડયો તેવું જ છટકીને બાજુએ પડયું હોય. મ્હને તો લાગે છે કે—કાંઈક વિચિત્ર સંજોગોમાં કરસુખે આપઘાત જ કર્યો છે.'

જયંતને પણ આ રીતે રજુ થયેલી વાત વિચારવા જેવી લાગી, અને વિચારમાં ને વિચારમાં એક પછી એક સીગારેટ ફુંકતો તે આમતેમ ઘુમતો રહ્યો.

'એ ટેબલપરના નાના કબાટમાં આપ શું રાખો છો ? પ્રૉફેસર !'

'ચોરને આકર્ષે એવું કાંઇ જ નથી. મ્હારી સ્ત્રીએ લખેલા કાગળો અને મ્હારાં યુનીવર્સિટીનાં સર્ટીફીકેટો અને એવાંજ કામનાં કાગળો સિવાય બીજુ કાંઇ નથી. આ એની ચાવી રહી. તમે જાતે જોજોને.'

જયંતે ચાવી લીધી અને જરા ધ્યાનથી જોઇને પાછી આપી.

'નાજી. ભાગ્યે જ એ મ્હને ઉપયોગી થશે.' **જયંતે** જણાવ્યું. મ્હારે તો બાગમાં જરા આમતેમ ફરતાં ફરતાં બધી બાબતનો

એકવાર વિચાર કરી જોવા પડશે. આપઘાત વિષે આપ કહો છો તેમાં પણ મ્હને ઘણું વજુદ લાગે છે. આપને તસ્દી આપી તે માફ કરશો. બે વાગે આપને મળીશ અને તે દરમિઆન કાંઈ જાણવા જેવું લાગશે તો આપણે વાત કરીશું.'

જયંત અને હું બાગમાં આમતેમ આંટા મારવા લાગ્યા. એતો હજી મુગો મુગો જ ફરતો હતો.

'તને કાંઈ સમજણ પડે છે?'

'એનો આધાર પેલી સીગારેટ પીધીને, તેના ઉપર છે. નટવર!' એણે હસીને કહ્યું. 'વખતે મ્હારી ભૂલ પણ હોય. જે હશે તે એ સીગારેટ જણાવ્યા સિવાય નહિ રહે.'

'અરે ભલા માણસ!' મ્હેં કહ્યું. 'એ તે શી રીતે—'

'એતો તું તારી મેળે જ જોજેને! અને કંઇ નહિ તોયે એનાથી ઓછું જ કાંઇ નુકશાન થવાનું છે! હજીતો પેલી ચશ્મા-વાળાને ત્યાંની તપાસ બાકી છે. એ છતાં જેટલું જલદી કામ પતે તેટલું વધારે સારૂ અને એવો રસ્તો લેવો મ્હને પસંદ છે એ ક્યાં તારી જાણ બહાર છે? પેલાં મણિબાઈ જાય છે. એમની સાથે જરા વાત કરીએ.'

જયંત તરતજ મણિબાઇ પાસે ગયો અને વાતે વળગ્યો. એના સ્વભાવની ખુબી જ એવી છે કે કોઇપણ સ્ત્રી એની સાથે છૂટથી વાત કર્યા વિના ન રહે. એતો જાણે વર્ષોથી મણિબાઈને ઓળખતો ન હોય એમ વાતે વળગ્યો. હું જરા પાસે ગયો એટલે મ્હેં મણિ-બાઇનો જવાબ સાંભળ્યો:

'હા ભાઇ! તમારી વાત ખરી છે. એ બહુજ સીગારેટ પીએ છે. આખો દહાડો ને કોઇ કોઇ વાર તો રાત્રે પણ મોડા સુધી. એક દહાડો સવારે એ ઓરડો જોયો તો જાણે વાદળ ભરાઇ ગયું હોય કે ધુમસનો ગોટો આવ્યો ન હોય એમ આખો ઓરડો ગોટ-રાણ થઈ રહેલો. કરસુખ પણ સીગારેટ પીતો હતો પણ કોઇકજ

વાર. બહુ સીગારેટ કે બીડી પીવી એ સારી તો નહિ જ. મ્હારા કાકા હુક્કો પીતા હતા એ કહેતા કે હુક્કોતો હજીયે ઠીક પણ બીડી સીગારેટ તો ઘણાંજ ખરાબ અને એના કરતાં તો સીગાર ઘણી જ ખરાબ.'

'હાસ્તો. ખરી વાત છે.' જયંત બોલ્યો. 'એનાથી ભૂખ મરી જાય છે.'

'એતો મ્હને ખબર નથી. ભાઈ!'

'પ્રૉફેસર ભાગ્યેજ કાંઇ ખાતા હશે એમ મ્હારૂં માનવું છે.'

'નારે ના! એમને તો સીગારેટની એવી અસર નથી એમ કહેવું જોઇએ.'

'શી વાત કરો છો! હુંતો ધારૂં છું કે એ ભાગ્યે બે રોટલી કે થોડો ભાત ખાતા હશે.'

'આજની જ વાત કરૂં તો એમણે ખાસ્સી દસ રોટલી ને ત્રણ કડછી ભાત મંગાવ્યો હતો. ઉલટો એમનો ખોરાકતો દહાડે દહાડે વધતો જાય છે. કાલે મ્હેં કરસુખને એવી રીતે પડેલો જોયો ત્યારનું મ્હને તો ખાવાનું જ ભાવતું નથી. સૌ કોઇના સ્વભાવ સરખા નથી હોતા. મ્હારાથી ખવાતુ નથી ત્યારે પ્રૉફેસર સાહેબને દોઢુ ખાવા જોઇએ છીએ!'

અમે બાગમાં આમતેમ રખડયા. રામરાય આજુબાજુ તપાસ કરવા ગયા હતા. જયંતે કહ્યું એવી કોઇ બાઇ અનંતપુર તરફ જણાઈ હતી એવી ખબર આવી હતી. થોડીવારે એ આવ્યા અને ખબર આપી કે કેટલાંક છોકરાંઓએ એવી કોઇ સ્ત્રીને જોઇ હતી, ગોદાવરીબાઇએ વાતવાતમાં ખબર આપી કે કાલે સવારે કરસુખ હોરા ફરવા ગયો હતો અને એ એનું ખૂન થવા પહેલાં માત્ર અર્ધો કલાક અગાઉ પાછો ફર્યો હતો. આ બધી વાતોનો પરસ્પર સંબંધ મ્હને સમજાયો નહિ પણ જયંત કઇક કડીઓ ગોઠવતો લાગ્યો. એકાએક એ ઉભો થયો અને ઘડીઆળ કાઢીને જોયું.

'બે વાગ્યા. આપણે હવે પ્રૉફેસર પાસે જવું જોઇએ.' એણે કહ્યું.

પ્રૉફેસર જમી કરીને પરવાર્યાં હતા, અને બેઠા બેઠા સીગારેટ ફુંકતા હતા.

'કેમ જયંતરાય ! કાંઇ નિર્ણય ઉપર આવ્યા ?' એમણે અમને જોઇને પૂછ્યું. જયંતને એમણે પેટીમાંથી સીગારેટ લેવા ઇસારત કરી. સીગારેટ લેતાં જયંતથી પેટી પડી ગઈ અને બધી સીગારેટ આમથી તેમ વેરાઇ ગઇ. જયંત એ લેવા નીચો નમ્યો અને મ્હેં પણ એને સીગારેટ એકઠી કરવામાં મદદ કરી. સીગારેટ એકઠી કર્યા પછી જયંતનો ચહેરો એકદમ પ્રફુલ્લ થયેલો લાગ્યો. એવો પ્રફુલ્લિત ચહેરો મ્હેં ક્વચિત જ જોયો હશે !

'હાજી. એનો નિર્ણય આવી ગયો.' જયંતે એને પૂછાયલા સવાલનો જવાબ આપ્યો.

રામરાય અને હું બેઉ આશ્ચર્યચકિત થઇ ગયા. પ્રૉફેસરના મ્હોં પર કંઇક વિચિત્રભાવ તરવરતો લાગ્યો.

'એમ ? ક્યાં–બગીચામાં ?'

'નાજી. અહીંયાંજ.'

'અહીંયાં–ક્યારે ?'

'આ ઘડીએ જ.'

'તમે મશ્કરી કરતા જણાવ છો. જયંતરાય ! મ્હારે કહેવાની ફરજ પડે છે કે આ હસવાની વાત નથી.'

'હું ક્યાં કહું છું કે હસવાની વાત છે ! મ્હારાં અનુમાનોની પરંપરા સંપૂર્ણ છે અને તેના વિગતવાર પુરાવા મ્હેં મેળવી લીધા છે. તમારી શી ધારણા છે અથવા તો તમે કેટલો ભાગ ભજવ્યો છે તે નથી કહી શકતો પણ થોડા વખતમાં જ એ તમારે મ્હોઢેથી સાંભળી શકીશ. એ દરમિઆન શું થયું છે એ કહી જાઉં એટલે મ્હારે તમારી પાસેથી શું જાણવાનું રહે છે તે તમને સમજાય.

'ગઇ કાલે એક બાઇ આપના અભ્યાસગૃહમાં છૂપાઈને દાખલ થઇ. એનો ઇરાદો તમારા પેલા કબાટમાં કેટલાક ઉપયોગી કાગળો કે દસ્તાવેજો હતા તે લેવાનો હતો. એની પાસે એ કબાટની ચાવી હતી. એ એની જ ચાવી હતી. તમારી ચાવી મ્હેં તપાસી છે અને પેલો ઘસરકો તમારી ચાવીથી નથી થયો. એ આવી એમાં તમારો હાથ નથી લાગતો કારણ કે મ્હને મળેલી હકીકત મુજબ એ તમારી પાસેથી મ્હેં કહ્યાં તેવાં કાગળીયાં ચોરી જવા આવી હતી.'

પ્રૉફેસરે મ્હોંમાંથી ધૂમાડાના ગોટેગોટા કાઢયા.

'વાત ઘણી જ મઝાની છે.' એમણે કહ્યું. 'બીજું કાંઈ કહેવું છે? જ્યારે એની આટલી વિગત મળી છે તો પછી શું થયું તે પણ જણાયું હશે.'

'એ પણ કહેવાનો પ્રયત્ન કરૂં છું. પેલાં કાગળીઆં કાઢતાં તમારા સેક્રેટરીએ એને પકડી અને એણે છૂટવા માટે જે હાથમાં આવ્યું તેનાથી એના પર ઘા કર્યો. એનો ઇરાદો એનું ખૂન કરવાનો ન હતો પણ સ્હેજ સ્હાજ ઇજા કરી નાસી છૂટવાનો હતો. છતાં કમનસીબે એ ખૂન થઇ ગયું. ખૂન કરવાનો ઇરાદો રાખનાર હથીઆર સિવાય આવે નહિ.

'પોતે અકસ્માત કરેલા ખૂનથી ગભરાઇને એ નાઠી. એની આંખો બહુજ નબળી હતી અને ચશ્માં સિવાય એનાથી બરાબર જોઇ શકાતુ ન હતું. એનાં ચશ્માં કરસુખના હાથમાં રહ્યાં. એ લીધા સિવાય ગાંડાની પેઠે એ નાઠી. એકને બદલે સરખી રીતે સાદડી જડેલી જોઈ એ બીજી બાજુ ગઇ. એણે જાણ્યું કે એ જે રસ્તે આવી હતી તે જ રસ્તે નાસી જતી હતી પણ નસીબ એને બીજી બાજુ દોરી ગયું અને એ તમારા ખંડમાં આવી પહોંચી.'

પ્રૉફેસરના ચહેરાપર ભય અને આશ્ચર્યનાં ચિન્હ જણાતાં હતાં છતાં એમણે ધીરેથી ખભા હલાવી હસીને કહ્યું.

'પણ મ્હારા ખંડમાં હું હતો એ તમે ભૂલી ગયા લાગો છો. અને આખો દિવસ હું બહાર નીકળ્યો જ ન હતો.'

'એ મ્હારી જાણ બહાર નથી.'

'અને તમે એમ માનો છો કે કોઈ સ્ત્રી મ્હારા ખંડમાં આવે અને હું સુતો હોઉં છતાં ન જાણું?'

'એ મ્હેં ક્યાં કહ્યું? તમને ખબર છે. તમે એની સાથે વાત કરી. તમે એને ઓળખી અને એને નાસી છૂટવામાં મદદ કરી.'

પ્રૉફેસર ફરીથી એકાએક હસ્યા. એમણે ઉઠવાનો પ્રયત્ન કર્યો. એમની આંખો અંગારાની માફક ચળકતી હતી.

'તમારૂં ભેજુ ગૅપ થઈ ગયું લાગે છે.' એમણે કહ્યું. 'કેવી મુર્ખાઇ ભરેલી વાત કરો છો? મ્હેં એને નાસવામાં મદદ કરી! હમણાં એ ક્યાં છે'

'પેલા કબાટમાં–' એમ કહીને એણે ખૂણામાંના એક કબાટ તરફ આંગળી કરી.

પ્રૉફેસરનું મોં ઉતરી ગયું. એકાએક વિષાદની છાયા આખા મ્હોંઢાપર ફરી વળી. એજ વખતે એ કબાટ ઉઘાડવાનો અવાજ થયો. અને એમાંથી એક સ્ત્રી બહાર આવી.

'આપ સચ કહતે હો. આપ સચ બાત કરતે હો. મંય યહાં હું.' એણે કહ્યું.

એના મ્હોંપર એ અવડ કબાટમાંનાં જાળાં ચોટયાં હતાં તે લૂછીને એ અરબડીયાં ખાતી આગળ આવી એનો દેખાવ જયંતે કહ્યા મુજબ હતો. પ્રૉફેસર એના તરફ જોઈ રહ્યા.

'હું તમારી કેદી છું.' એણે હિંદીમાં કહેવા માંડયું. 'મ્હેં તમારી બધી વાત સાંભળી છે. તમે બધી વાતની બરાબર ખબર મેળવી છે. હું એ બધું કબુલ કરૂં છું. મ્હેંજ એ જુવાનને માર્યો છે. પણ તમે કહો છો તેમ એ અકસ્માતથીજ થયું. મ્હારો એને માર-

વાનો ઈરાદો ન હતો. મ્હને તો ખબરેય ન હતી કે એ છરી હતી. મ્હેં તો નાસી છૂટવા જે હાથમાં આવ્યું તે લીધુ ને માર્યું.'

'આપની વાત ખરી છે એની મ્હારી ખાત્રી છે.'

'કેટલીક વાત તમને નથી સમજાઇ. હું આ માણુસની પરિણિત સ્ત્રી છું. એ બંગાળી છે. હું ઉત્તર હિંદુસ્તાનની છું. એનું નામ હું નહિ કઉં.'

પહેલી વખત પ્રૉફેસર જરાક હાલ્યા. 'પ્રભુ! ત્હને બચાવે, સરસ્વતી!'

એણે પ્રૉફેસર તરફ નજર રાખીને આગળ ચલાવ્યું, 'હજી તમને જીવનનો એટલો બધો મોહ રહી ગયો છે! એ જીવને ઘણાં માણુસને કચર્યાં છે અને રહેંસી નખાવ્યાં છે. છતાં એટલેથી તૃપ્તિ નથી થઇ? પણુ કંઇ નહિ. એ જીવનદોરી તોડવામાં મ્હને આનંદ નથી. હું મ્હારા હાથ કાળા નહિ કરૂં. મ્હેં બહુ સહન કર્યું છે-બહુ દુઃખ વેઠયુ છે. પણુ ખાલી વાતોમાં વખત નહિ ગુમાવું.

'મ્હેં આપને કહ્યું કે હું પ્રૉફેસરની પત્ની છું. અમે પરણ્યાં ત્યારે એ ચાળીસ વર્ષના હતા અને હું સોળ વર્ષની હતી. અમે ઉત્તર હિંદમાંજ લગ્ન કર્યાં હતાં અમારા વિચાર ઉગ્ર હતા અને તરૂણુ ભારતના જેવુંજ અમારૂં મંડળ હતું. એનું નામ પણુ હું નહિ કહું.'

'તું બહુ ભલી હતી સરસ્વતી!' પ્રૉફેસર બોલ્યા 'અને ભલીજ રહેજે.'

'પછી વિપત્તિનો વખત આવ્યો. કોઈ પોલિસ અમલદારનું ખૂન થયું હતું. ઘણાજણુ પકડાયા હતા અને કેટલાયના ઉપર શક હતો. ઇનામની લાલચે મ્હારા પતિએ પોતાની પત્ની અને મિત્રોનો વિશ્વાસઘાત કર્યો અને પોલિસને નામ આપ્યાં તથા મદદ કરી એની સાક્ષી અને જુબાનીએ અમે બધાં કાળા પાણીએ ગયાં. મ્હારી સજા અમુક વર્ષની હતી.

'એ કુમાર્ગે મેળવેલા પૈસા લઇને મ્હારા પતિદેવ આ તરફ આવ્યા અને અહીં ઠરીઠામ થયા. એમના રહેઠાણની મંડળને ખબર પડે તો એમની જીંદગી ટુંકી થઇ ગયા સિવાય ન રહે!'

'હું તો ત્હારી દયા પર જીવું છું સરસ્વતી!' પ્રૉફેસરે વચ્ચે ઉમેર્યું.

'હજી મ્હેં એમની દુષ્ટતાની વાત પુરેપુરી નથી કરી. અમારા મંડળમાં ડૉ. ગંગુલી કરીને મ્હારા મિત્ર હતા. એ બહુજ ઉંચા ખાનદાનના તથા અમીરી ખવાસના આદમી હતા. એમનો હાથ પેલા ખૂનમાં રજ માત્ર ન હતો. એ અહિંસાના ભક્ત હતા. એમણે મ્હને આ કામમાંથી હાથ ઉઠાવવાને મિત્રભાવે-કારણકે અમે બન્ને સાથે ભણ્યાં હતાં—કાગળો લખેલા. એ કાગળો અને મ્હારી ડાયરી બહુ ઉપયોગી હતાં. મ્હારા પતિએ અદેખાઇની આગને લીધે એમનું—ડૉ. ગંગુલીનું નામ પણ પોલિસને આપ્યું હતું. પેલા કાગળો અને ડાયરીની મદદથી એ છૂટી જાત પણ એ બેઉ ચીજો મ્હારા પતિદેવે કબજે કરીને ઠેકાણે રાખી હતી. એણે એ જુવાન માણસને સજા કરાવવામાં ઉત્સાહથી ભાગ લીધો અને પોતાથી બનતું બધુંયે કર્યું. એ બિચારો હજીયે આંદામાનમાં છે. એ ત્યાંની જેલમાં સબડે છે એનો આ નરપિશાચને ખ્યાલ પણ નથી! મ્હેં લેવા ધાર્યું હોત તો જરા જેટલામાં એની જીંદગી લેવાય એમ હતું પણ મ્હારે એના જેટલી દુષ્ટતા વાપરવી ન હતી.'

'તારો ઉમદા સ્વભાવ તું નહિજ છોડે સરસ્વતી!'

'તમારી દુષ્ટતા તમે નથી ત્યાગી તેમજ. મ્હારી સજા પુરી થઈ એટલે હું છૂટી અને પ્રૉફેસરનું રહેઠાણ શોધી કહાડીને પેલા કાગળો તથા ડાયરી મેળવવા પ્રયત્ન કરવો શરૂ કર્યો. એ બેઉ ચીજો-ની મદદથી હું ડૉ. ગંગુલીને નિર્દોષ ઠરાવીને છોડાવી શકું એમ છું. એ ડાયરી હજી મ્હારા પતિ પાસે છે એવી મ્હને ખાત્રી હતી કારણકે મ્હને આંદામાનમાં લખેલા કાગળોમાં એમાંથી એમણે કેટલીક

વિગતો, વાકયો અને અવતરણો ટાંકયાં હતાં અને મ્હારી એ પણ ખાત્રી હતી કે આ દુષ્ટ સ્વભાવવાળા માણુસ પાસેથી એ ચીજો સીધી રીતે મળે એમ નજ હતી. એતો મ્હારેજ મેળવવી રહી. એ ઉપરથી મ્હેં એક જણને રોક્યો. એ તમારો પહેલો સેક્રેટરી હતો તે. એણે મ્હને આ મકાનનો નકશો આપ્યો. બધી વિગતો સમજાવી અને એ કાગળો ક્યાં છે તે કહ્યું તથા એ કબાટની ચાવીની મીણપર ઉતારેલી છાપ આપી. એથી વધુ કરવાની એણે ના પાડી એટલે બાકીનું કામ મ્હારે કરવાનું હતું. એણે કહ્યું હતું કે બપોરના વખતે એ ખંડમાં કોઇ હોતુ નથી એટલે એ વખત મ્હેં પસંદ કર્યો. અને એ વખત સાધીને આવી તથા એ કાગળો હાથ કર્યાં પણ પછી આ અણધાર્યો અકસ્માત નડયો.

'એ કાગળો લઇને જેવી હું કબાટ બંધ કરતી હતી તેવો જ પેલો જુવાન આવ્યો. એને મ્હેં સવારે જોયો હતો અને એ પ્રૉફેસરનો સેક્રેટરી હશે એવી મ્હને ખબર ન હેવાથી મ્હેં એને એમના રહેઠાણ વિગેરે વિષે પૂછ્યું પણ હતું.'

'બરાબર હવે!' જયંત બોલી ઉઠયો. 'અને એણે પાછા આવીને એ વાત પ્રૉફેસરને કરેલી તેથીજ એણે મરતી વખતે કહ્યું કે 'પ્રૉફેસર! એ તો પેલી હતી!''

'મ્હને હવે પુરૂં કરવા દો. મ્હારે વધારે વખત નથી. એ પડયો એટલે હું દોડી અને ભૂલથી અહીં આવી લાગી. એમણે મ્હને પોલિસને સોંપવાની વાત કરી એટલે મ્હેં પણ દમ આપ્યો કે એ જો મ્હને પોલિસને સોંપશે તો હું એમને મંડળને સોંપી દઇશ. મ્હારે મ્હારા માટે જીવવું ન હતું પણ પેલા જુવાન ડૉ. ગંગુલીને છોડાવવા માટે જીવવું હતું. એમની ખાત્રી હતી કે હું બોલું છું તેમ કર્યાં સિવાય રહું નહિ એટલે એમણે મ્હને મદદ કરી અને પેલા કબાટમાં સંતાડી. એ અહીં જમતા હતા એટલે એમની સાથે જમાડી. એમણે કહ્યું હતું કે પોલિસ તપાસ પુરી થાય એટલે રાતને વખતે મ્હારે

જતા રહેવું પણ એટલામાં તો તમે બધી વાત પકડી પાડી. આ ાગળો અને મ્હારી ડાયરી લો.' એમ કહીને એણે કેટલાક કાગળો ાથા એક ડાયરી જયંતને આપ્યાં. 'એનો ઉપયોગ કરીને ડૉ. ગંગુ-ીને છોડાવજો. મ્હારૂં કામ પુરૂ થાય છે અને—'

'થોભો થોભો—' કહીને જયંત કુદ્યો અને સરસ્વતીના ્રાથમાંથી ગોળીઓની એક નાની શીશી લઇ લીધી.

'મ્હેં બહાર નીકળતા પહેલાં જ ઝેર લઇ લીધું છે. તમને બાપેલી ચીજો સંભાળજો અને ડૉકટરને છોડાવજો. મ્હારા હાથ ાણાય છે. મ્હને ચક્કર આવે છે.' એમ કહેતાં એ નીચે તુટી પડી.

*

'બહુ જ સાદો કેસ હતો છતાં કેટલીક ગુંચ અક્કલનો ઉપયોગ માગી લેતી હતી. નટવર!' જયંતે અમે પાછા ફરતા હતા યારે કહ્યું. 'મ્હને પેલાં ચશ્માપરથી કેટલુંક સમજાયું. જો એ ન જડયાં ાત તો આટલી સહેલાઇથી ભેદ ન જણાત. એને જોઈને મ્હારી ખાત્રી થઇ ગઇ હતી કે એ પહેરનાર એના સિવાય આંધળીભીત થઇ નય અને ઝાઝુ જોઇ શકે જ નહિ. જરા પણ ગફલત સિવાય એ ીલી ઘાસની લાંબી અને સાંકડી પટીપર થઇને ગઈ એ મ્હારા ાનવામાં ન આવ્યું. જો એની પાસે બીજાં ચશ્માં હોય તો એ વેી રીતે પાછી ફરી શકે. એ ઉપરથી મ્હને એવું અનુમાન બાંધવું ડયું હતું કે એ બહાર ગઇ નથી પણ ઘરમાંજ કોઈ ઠેકાણે છે. ા ઓસરીનું સામ્ય જોઇને મ્હારી એ શંકાને પુષ્ટિ મળી હતી. એણે રૂર ભૂલ કરી હશે અને એકને બદલે બીજી બાજુ ગઇ હશે એમ હેં માન્યું. એ પ્રૉફેસરના ખંડમાં ગઇ હોવી જોઇએ એવો આપણે ામના ખંડમાં ગયા તે પહેલાં મ્હને શક હતો એટલે એ ખંડ યાન દઇને જોયો. સંતાવા જેવી જગ્યા તરિકે મ્હને પેલું કબાટ ાગ્યું એટલે આમ તેમ ફરતાં ફરતાં કાળજી પૂર્વક મ્હેં સિગારેટની ખ એ બાજુ પડવા દીધી. પછી આપણે નીચે આવ્યા. મણિબાઇ

સાથે પ્રૉફેસરના ખોરાકને લગતી વાત થઇ તેથી પણ મ્હારી ખાત્રી પાકી થઇ કે પ્રૉફેસરના ખંડમાં એ બાઇ સંતાઇ છે. ત્યારબાદ આપણે ઉપર ગયા અને સિગારેટ જાણી જોઇને મ્હેં નીચે વેરી નાખી અને તે લેવા આપણે નીચા નમ્યા ને વીણી. એ વખતે મ્હેં જોયું તો મ્હેં પાડેલી રાખ કોઇનાં પગલાંથી દબાઇ હતી. આપણા ગયા પછી પ્રૉફેસરનો કેદી–એમની પત્ની પોતાની સંતાવાની જગ્યાએથી ખાવા માટે બહાર આવી હતી અને પાછી સંતાઇ ગઇ હતી. એમ કરતાં એનાં પગલાંથી એ રાખ દબાઇ હતી. ચાલો. આપણે સીધાજ સેક્રેટરીએટમાંજ જઇએ અને ડૉ. ગંગુલીને બચાવવા બનતી ઉતાવળ કરીએ.'

*

# ખોવાતો ખેલાડી

*

'આળસુનો દહાડો લાંબો હોય છે.' એ વાત સાવ સાચી છે. જ્યારે કામ હોય છે ત્યારે વખત ક્યારે પસાર થયો તે સમજાતું પણ નથી અને કામ નથી હોતું ત્યારે વખત જવો મુશ્કેલ થઇ પડે છે. કામગરૂં મગજ નવરૂં પડે તો એને પણ થોડો ઘણો કાટ ચઢતો હોવો જોઇએ એવું મ્હારૂં અનુમાન છે. એમ ન હોત તો આખી જીંદગી વૈતરૂ કરનાર જ્યારે પૅન્શન પર જાય છે ત્યારે લાંબો વખત જીવીને સુખે પૅન્શન ખાઇ શકતો નથી એમ ઘણી વાર બને છે તે બનતું ન હોત.

જીવનમાં એવા દહાડા પણ કોઇ કોઇ વખત આવે છે. એવું એક અઠવાડીયુ અમે હમણાંજ પસાર કર્યું હતુ એવામાં અમને નીચેની ચીઠ્ઠી મળી.

'ક્રથે બાહેર જતાના સાહેબ! ઘન્નોજ ગમખાર બનાવ બની ગીયોચ. ટેમુલનો પત્તો નથીજી—હુવાગો કાવારાણા.'

અને એના ઉપર અમે કાંઇ વિચાર કરીએ એટલામાં એ મોકલનાર ગૃહસ્થ આવી લાગ્યા. એ મજબુત બાંધાનો કદાવર પારસી જવાન હતો. એની સાથેની વાતચીતમાંના પારસીશાઈ શબ્દોને બદલે ગુજરાતી શબ્દો હું વાપરૂં છું અને એટલી છૂટ આ વાર્તામાં લઉં છું.

'આપ મી. જયંતને?'

જયંતે ડોકુ હલાવી હા પાડી.

'હું હમણાંજ મી. રામરાય બક્ષીને મળીને આવ્યો. એમનું કહેવું એવું થયું કે આ વાત પોલિસના અખત્યારની નથી અને એમાં આપની મદદ મ્હને ઘણી ઉપયોગી થઇ પડશે.'

'જરા શાંતિથી બેસો અને આપની હકીકત વિગતવાર કહો.'

'ઘણોજ ગંભીર અને ગુંચવણ ભરેલો મામલો છે મી. જયંત! હવે હું શું કરીશ! તેહમુરસ્પ ચિનાઇ—અલબત, એનું નામ તો તમે સાંભળ્યુંજ હશે? અમારૂં તો એ બાવા! નાક હતો. એના સિવાય મ્હારે શું કરવું? એનું થયું શું? કોઇએ કાંઇ કર્યું છે કે શું થયું છે? પેલો કાપડીયો છે પણ એના પર આધાર રાખી બેસી ન રહેવાય! એને રામજી કે ચંદારાણા જરા વારમાં ઉડાવી દે. એ તે એજ. એના સિવાય બધું રાણું ધબ! મી. જયંત! તમે મદદ ન કરો તો આવીજ બન્યું! કાલે બપોરે હું શું કરીશ?'

ઘણીજ નવાઈ પામીને અમે આ ભાષણ સાંભળ્યા કર્યું અને એને ઉભરો કાઢવા દીધો. એમાંથી જયંત ઝાઝુ સમજી શકયો હોય એમ લાગ્યુ નહિ પણ એણે ધીમે રહીને જાણીતા માણસોની હકીકતને લગતી 'ચ'ની ફાઇલ કાઢી અને જોયું.

'અરદેસર ચિનાઇ કે સી. બી. ચિનાઇનાં નામ જડે છે પણ આ તમારા તેહમુરસ્પ ચિનાઇનું નામ જણાતું નથી.'

અમારો અસીલ એ સાંભળી નવાઇ પામ્યો.

'અરે બાવા ! મ્હેં જાણ્યું કે તમને ખબર હશે મી. જયંત! તમે તેહમુરસ્પ ચિનાઈનું નામ નથી સાંભળ્યુ! તો તો પછી જમશેદ કાવારાણાનું નામેય નહિ સાંભળ્યું હોય ?'

જયંતે હસીને ડોકુ ધુણાવ્યું.

'અરે પરવરદેગાર !' એણે કહ્યું. 'તમે તે કઈ દુનીયામાં વસો છો! ગયે વખતે અમે બેઉ જણે અમારી ટીમનું નામ કાઢયું હતું અને કવૉડ્રૅંગ્યુલરમાં પારસીઓને જીતાડી આપ્યા હતા. અલબેલી મુંબાઇ નગરી અમારી જોડી પર ઘેલી થઇ ગઈ હતી આપને એ ખબર જ નથી ?'

જયંત હસ્યો અને બોલ્યોઃ

'આપણે જૂદીજ દુનીયામાં વસનાર જીવ છીએ, ખરૂને નટવર ! કવૉડ્રૅંગ્યુલરમાં કે મૅચોમાં અમને રસ નથી એ જાણી તમને નવાઇ લાગશે, છતાં આપ બધી હકીકત વિગતવાર કહેશો તો મ્હારાથી બનતી મદદ આપવા હું તૈઆર છું.'

અમારા અસીલે જરાક થાક ખાઇને પોતાની હકીકત કહેવા માંડી.

'પારસી ટીમનો હું કૅપ્ટન છું અને ચિનાઇ વાઇસ કૅપ્ટન છે. આવતી કાલે અમારે હિંદુ ટીમ સાથે રમવાનું છે. ગઇ કાલે હું તથા ચિનાઇ મણિપુરથી અહીં આવીને વૉટસન હૉટલમાં ઉતર્યા. એ જરા ઉદાસ લાગતો હતો એટલે મ્હેં એને આરામ લેવાનો કહ્યો. મ્હેં એને પૂછ્યું ત્યારે એણે માથુ દુઃખે છે એવો જવાબ આપ્યો હતો એટલે મ્હેં એ સૂચના કરી હતી. અર્ધા કલાક પછી પોર્ટરે મ્હને ખબર આપી તે મુજબ એક ગામડીઆ જેવો પારસી કંઇક ચીઠી લઇને આવ્યો અને તે એને પહોંચાડવામાં આવી. એ વાંચીને એ ફસડાઇ પડયો. એણે પાણી મંગાવ્યુ, પીધુ અને પેલા ચીઠ્ઠી

લાવનાર સાથે બહાર ગયો. એ લોકો ઓવલ તરફ થઇને ચર્ચગેટ ગયા એમ પોર્ટરને લાગ્યું. આજે સવારે ચિનાઈનો ખંડ ખાલી હતો. પથારી ચોળાયા વિનાની હતી અને એ પાછો ફર્યો ન હતો. પેલા અજાણ્યા માણુસ સાથે એ જરાવારમાં બહાર પડયો હતો. એ પાછો આવે એમ મ્હને લાગતું નથી એના સિવાય મ્હારાથી કાંઇજ થાય એમ નથી. એ અમારી ટીમનો હીરો છે. એના વગર અમે હારી જવાના. મ્હને લાગે છે કે કાંઇક ભેદ ભરી બાજી રમવામાં આવી છે અને બિચારો ચિનાઇ તેનો ભોગ થઈ પડયો છે.'

જયંતે એ હકીકત ધ્યાન દઇને સાંભળી.

'તમે શું કર્યું ?' એણે પૂછ્યું.

'મણિપુર તાર કર્યો. વખતે એ ત્યાં ગયો હોય તો ખબર પડે. એનો જવાબ આવી ગયો. એને કોઇએ ત્યાં જોયોજ નથી.'

'એ મણિપુર ગયો હોય એવો સંભવ છે ?'

'જવું હોય તો છેલ્લી લોકલમાં જઈ શકે.'

'પણ એ ગયો નથી. ખરૂંને ?'

'ત્યાં નથી ગયો.'

'પછી શું કર્યું ?'

'સર ધનજીશા ચિનાઇને તાર કર્યો.'

'સર ચિનાઇને શા માટે ?'

તેહમુરસ્પના એ કાકા થાય એટલે. એને કાકા સિવાય બીજું કોઇ અતલગનું સગુ નથી.'

'એમ! સર ચિનાઈ તો ઘણા લીલા માણુસ છે.'

'હાજી. એમની પાસે પુષ્કળ પૈસો છે.'

'અને તમારો મિત્ર એનો વારસ છે.'

'હાજી. એમને એંસી વરસ થવા આવ્યાં. છતાં એ ઘણા કંજુસ માણુસ છે. એમણે એને ભાગ્યેજ મદદ કરી હશે. તોપણ બધી મીલ્કત એમના મરણ બાદ એનેજ મળશે.'

'એમના તરફથી તારનો જવાબ આવ્યો ?'

'નાજી.'

'તમારો મિત્ર સર સાહેબ પાસે શા માટે જાય ?'

'એના મનમાં કાંઇક ઘોળાયા કરતું હતું એટલે બનવા જોગ છે કે એને પૈસા સંબંધી ભીડ હોય તો એ સર સાહેબ પાસે ગયો હોય. એમની પાસેથી પૈસા મળવાની આશા રખાય એવું ભાગ્યેજ છે છતાં પ્રયત્ન કરી જોવા ગયો હોય એ બનવા જોગ છે. એનું ચાલે ત્યાં સુધી તો ન જાય પણ છતાંયે કદાચ ગયો હોય.'

'એનો આપણે નિર્ણય કરીએ. એ જો ત્યાંજ ગયો હોય તો પેલો ગામડીઆ જેવો માણસ આવ્યો, ચીઠી આપી અને એ વાંચીને એ ફસડાઇ પડયો એનો ખુલાસો બાકી રહે છે એટલે એ એના કાકા પાસે ગયો હોય એમ લાગતું નથી.'

'બનવા જોગ છે.'

'હરકત નહિ. તમારા કેસમાં મ્હારાથી બનતું ધ્યાન આપું છું છતાં મ્હારે કહી લેવું જોઇએ કે એની આશા છોડીને તમારી મચ રમ્યે જજો. કંઇક ગંભીર કારણ કે સંજોગોને અંગે એને જવું પડયું છે એ ચોક્કસ અને એ કારણ કે સંજોગો એને રોકી રાખે તો નવાઇ નથી. ચાલો, આપણે પેલા પોર્ટર પાસેથી જે વિગત મળી શકે તે મેળવી લઇએ.'

થોડા વખતમાં અમે વૅાટસન હૅાટેલમાં પહોંચી ગયા અને ચિનાઇના ખંડમાં બેસીને પેલા પોર્ટરને બોલાવ્યો. એની પાસેથી મળી શકે એટલી બધી હકીકત જયંતે ચાલાકીથી મેળવી લીધી. રાત્રે આવનાર માણસ સાધારણ દેખાવનો નવોસવો ગામડીઓ પારસી લાગતો હતો. એણે નાની સરખી દાઢી રખાવેલી હતી. એની ઉમર પચાસેક વરસની હશે. એનો ચહેરો પણ ઉદાસ લાગતો હતો. ચિનાઇએ એની સાથે સહેજ સાજ વાત કરી ને ચાલવા માંડયું

હતું. એ લોકોની વાત એણે સાંભળી ન હતી. એ ગયા ત્યારે સાડા-દશ વાગ્યા હતા.

'તારી તો દિવસની પાળી છે ને ? ?'

'હાજી. પણ મ્હારે છેક રાતના અગીઆર વાગ્યા સુધી થોભવું પડે છે.'

'રાતપાળીવાળે કાંઇ નહિ જોયું હોય ?'

'નાજી. કેટલાક માણસ નાટક જોવા ગયલા તે આવ્યા હશે તે સિવાય બીજું કાંઈ નહિ.'

'કાલે તારી પાળી ક્યાંથી ક્યાં સુધી હતી ?'

'બપોરના ત્રણથી રાતના અગીઆર સુધી.'

'મી૦ ચિનાઇનો કોઇ કાગળ કે સંદેશો તેં પહોંચાડેલો ?'

'હાજી. એક તાર હતો.'

'કેટલા વાગે ?'

'છ એક વાગ્યા હશે.'

'એ મી૦ ચિનાઇને ક્યાં પહોંચાડેલો ?'

'આ ખંડમાંજ.'

'એણે એ ઉઘાડયો ત્યારે તું હાજર હતો ?'

'હાજી. એમણે તરતજ જવાબ લખ્યો.'

'અને તે તને આપ્યો ?'

'નાજી. એ જાતેજ લઇ ગયા.'

'પણ લખ્યો તો તારી હાજરીમાંને ?'

'હાજી. હું બારણા આગળ ઉભો હતો. મ્હારા તરફ પુઠ રાખીને એમણે ટેબલપર તાર લખ્યો પછી મ્હને કહ્યું: 'કંઇ નહિ ભાઇ ! જા. હું જાતેજ લઇ જઇશ.'

'શાનાથી લખ્યો ?'

'હોલ્ડરથી.'

'તારનું ફારમ આ ટેબલ પર પડયાં છે તેમાંનું જ હતું ને ?'

' હાજી. છેક ઉપરનુંજ .'

જયંતે ફારમ હાથમાં લઇને જોવા માંડયું પણ કાંઇ જણાયુ લાગ્યુ નહિ.

' દિલગીરીની વાત છે કે એણે પેન્સીલથી ન લખ્યું. એમ હોત તો આપણને કાંઇક ખબર પડત. ઘણી વખત નટવર ! આ રીતે તારની ખબર મળી જાય છે પણ આમાં તો એ મુશ્કેલી છે. આ હોલ્ડર જાડુ લાગે છે એટલે વખતે બ્લોટિંગપર કંઈ હોય તો. બરાબર છે, આજ હોવું જોઇએ. '

એમ કહીને એણે એક કકડો ફાડીને આડો ધર્યો. એના ઉપર નીચેના અક્ષર દેખાતા હતા.

Stand by us for God's sake.

' પહેલા છ શબ્દો સુકાઇ ગયા છે. સાતમો અને આઠમો સ્પષ્ટ નથી. નવથી ચૌદ સુધીના છ શબ્દો વંચાય છે એટલે તારનો છેલ્લો ભાગ હાથ આવે છે. ' પ્રભુને ખાતર અમને મદદ કરો.' એમ એ કહે છે એ બતાવી આપે છે કે કોઇપણ જાતના ભયની એને આગાહી છે. એ ભય એને એકલાને નથી લાગતો પણ કોઇ સાથીદાર છે. ' અમને ' એ એક કરતાં વધારેને માટે અહીં વાપરેલ છે. અને એ બીજો માણસ પેલા દાઢીવાળા સિવાય બીજો કોણ હશે ? તો પછી ચિનાઇને એ માણસ સાથે શો સંબંધ હશે ? અને એવો કયો માણસ છે કે જેની મદદની એ બેઉજણ ભયને ટાણે અપેક્ષા રાખે છે ? આપણે આટલી બાબતોની તપાસ કરવાની છે. એનો જવાબ સંતોષકારક મળે તો તરતજ નિકાલ આવે.'

' એ તાર એણે કોને કર્યો એ પણ આપણે શોધી કાઢવું જોઇએ.' મ્હેં સુચના કરી.

' મ્હને પણ એ વિચાર આવ્યો હતો. નટવર ! પણ આપણે તાર ઓફિસમાં જઇને એ રીતે બીજાનો તાર વાંચવા માગીએ તો એ ન આપે એ વિચાર કરવા જેવું છે એટલે એ મેળવવા માટે

કંઇક યુક્તિ કરવી જોઇએ; અને તે કરીશું એ દરમિઆન મી૦ કાવારાણા, આ બધા કાગળો વિગેરે તમારી હાજરીમાં તપાસી લઉં.'

ટેબલ પર અને ખાનામાં કેટલાક કાગળો, બીલો, અને એકાદ નોટબુક પડયાં હતાં. જયંતે એ બધુ ચકોર નજરે જોઈ લીધું 'કંઇ નથી, હું ભૂલતો ન હઉં તો ચિનાઈ શરીરે તો તદન તંદુરસ્ત છે?'

'જરૂર.'

'એ કાંઇ માંદો બાંદો હતો કે શું?'

'બિલકુલ નહિ. એક વખત પગ લપસ્યો ત્યારે ઢીચણ પરની ઢાંકણી ખસી ગઇ હતી તે સિવાય કોઇ જાતની માંદગી નથી સાંભળી.'

'વખતે તમે ધારો છો એટલો એ તંદુરસ્ત નહિ હોય કદાચ કાંઇ ખાનગી પંચાત હશે. આમાંના બે ત્રણ કાગળો મ્હારી પાસે રાખું છું. એ મ્હને આગળ તપાસમાં ઉપયોગી થઇ પડશે.'

'જરા થોભો. સબર!' બારણા તરફથી અવાજ આવ્યો.

અમે એ તરફ જોયું તો એક બુઢ્ઢો ઠીંગુજી પારસી ઉભો હતો.

'તમે કોણ છો. અને આએ કાગળોને હાથ લગાડવાનો તમુને શું અધિકાર છે?' એણે પૂછ્યું.

'મી૦ ચિનાઇના ગુમ થવા બાબત હું તપાસ ચલાવું છું.'

'એમ બાબત છે? પણ એ કામ તમુને કોણે સોંપીયું?'

'સી. આઇ. ડી. એ મી. ચિનાઇના આ મિત્ર અને સાથીદારને મ્હારા માટે ભલામણ કરી હતી.'

'અને તમે કોણ છેવ? સાહેબ!'

'જમશેદ કાવારાણા.'

'તમે મને તાર કરેલો! મ્હારૂં નામ સર ધનજીશા ચિનાઇ. તમારો તાર મલ્યો કે તરતજ અહીં દોડી આવ્યો. એમ! તમે ડીટેક્ટીવને રોકયો છે?'

'હાજી.'

'અને એ ખર્ચને તમે પુગી વળશો?'

'મ્હારો મિત્ર ચિનાઈએ જડશે એટલે જરૂર પહોંચી વળશે.'

'પણ એમ ન થયું તો, એનાથી નહિ અપાય તો—એનો જવાબ આપોની.'

'તો પછી એનું કુટુંબ—'

'હાં—બરાબર. એ આશા નહિ રાખતા.' એ ભાઈસાહેબ તડુકી ઉઠયા. 'એક પાઈ પણ મ્હારી પાસેથી નહિ મળે, સમજ્યાને મીસ્તર. એનું કુટુંબ કહો કે જે કહો તે હું છું અને હું કહુ છું કે એ ખર્ચ માટે હું બિલકુલ જવાબદાર નથી. મ્હેં આજ વેર પૈસાનો ગેરઉપયોગ કીધો નથી અને હવે એમ કરવાની ઇચ્છા નથી. અને આ કાગળોને તમે મરજી માફક ફેંદી રહ્યા છે પણ એમાંથી કંઇ કામની ચીજ કે કિંમતી કાગળ ગુમ થયો તો તમારે એનો રીતસર જવાબ આપવો પડશે ને પૈસા ભરી દેવા પડશે.'

'બહુ સારૂ. સાહેબ!' જયંતે જણાવ્યું. 'એ દરમિઆન એના ગુમ થવા સંબંધી આપનો શો મત છે તે જણાવશો?'

'મ્હારો મત કંઈ નથી. એ હવે કૈં રાઇનો દાણો નથી. ગયો હશે કૈં તો આવશે. એ ખોવાઈ જવાની મુર્ખાઇ કરે તો એને શોધી કાઢવાની જોખમદારી મ્હારી નથી.'

'બરાબર છે.' જયંતે મ્હારા તરફ આંખની ઇસારત કરીને કહ્યું 'તમારી વાત સાવ ખરી છે, પણ મ્હારે શું કહેવાનું છે તે તમે સમજ્યા નથી મ્હારા સાહેબ! તેહમુરસ્પ ચિનાઇ તો બિચારો તદ્દન ગરીબ માણસ છે. એની પાસેથી ફૂટી બદામ પણ મળે એમ નથી એ જાણીતી વાત છે. પણ સર ધનજીશા પાસે મબલખ પૈસો છે અને એ વાત જગજાહેર છે એટલે કોઇ સોનેરી ટોળીએ તમારી રહેણી કરણી, રીત રિવાજ અને તમે તમારો પૈસો કયાં અને કેમ રાખો છો એ જાણવા માટે તેહમુરસ્પને ગુમ કર્યો હોય એ બનવા

જોગ છે. એની પાસેથી એ હકીકત જોર જુલમથી પણ એ લોકો કઢાવી શકે એમ છે.'

એ સાંભળી બુઢ્ઢાજીનો ચહેરો ધોળો પૂણી જેવો થઇ ગયો. જયંતે એને આબાદ બનાવ્યો હતો.

'અરે પરવરદેગાર ! મ્હને તો એનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. દુનીયામાં શું ખરાબ માણસો પડયા છે! પણ તેહમુ એવો નમાનો છે કે કાંઇ કહેશેજ નહિ. ચાલો, મ્હારે હવે ચેતવું પડશે. આજ સાંજ સુધી બધો ફેરફાર કરી નાખીશ, ત્યાંસુધી મ્હારા સાહેબ! તમારાથી બનતું કરીને એનો પત્તો લગાડજો. અને પાંચ પચીસ રૂપીયા ખરચ થાય તેની પરવા નહિ કરતા. એ હું આપી લઇશ.'

પોતાની ભત્રીજાની રીતભાત અને જીવન વિષે એને ખબર હોવા છતાં અમને ઉપયોગી થાય એવી રજ પણ હકીકત એણે આપી નહિ. અમારે હવે પેલા તારથી અમારી તપાસની શરૂઆત કરવાની હતી. અને એ મેળવવાને જયંતે પોતાના મન સાથે યોજના ઘડી રાખી હતી અમે બધા બહાર પડયા એટલે સર ધનજીશા પોતાને કામે ગયા અને મી૦ કાવારાણા એમના સાથીદારો સાથે નવી ગોઠવણ કરવા ઉપડયા. અમે બેઉ સેક્રેટરિએટની તાર ઑફિસમાં ગયા.

'એની નકલ તો મેળવવીજ જોઇએ નટવર!' જયંતે કહ્યું. 'અલબત, આપણે વૉરંટ લાવીને એ મેળવી શકીએ એમ છીએ પણ હજી એવી સ્થીતિએ કામ આવ્યું નથી. હું નથી ધારતો કે તાર લેનાર બધા માણસોને ઓળખી શકતો હોય. ચાલો જોઇએ તો ખરા.

'જરા જુઓને ભાઈ,' એણે તાર ઑફિસમાં કામ કરતા કલાર્કને કહ્યું. 'ગઇ કાલે મ્હેં એક તાર કર્યો એમાં એક ભૂલ રહી ગઈ લાગે છે. હજી એનો જવાબ નથી આવ્યો એટલે મ્હને એમ લાગે છે એની નીચે હું મ્હારૂ નામ લખવું ભૂલી ગયો છું. જરા જુઓને મહેરબાન!'

એણે કેટલાંક તારનાં ફારમો ઉપાડયાં.

'કેટલા વાગે તાર કર્યો હતો ? ' એણે પૂછ્યું.

'૭ વાગ્યા પછી.'

'કોને કરેલો ?'

જયંતે હોઠ પર આંગળી લગાડી મ્હારા તરફ જોયું. 'એના છેલ્લા શબ્દો " For God's sake " એમ હતા. એનો જવાબ નથી એટલે ઘણી ચિંતા થાય છે.'

પેલાએ ફારમો ઉથામવા માંડયાં.

'આ રહ્યો. બરાબર. નીચે નામ નથી.' એમ કહીને એણે એ અમને આપ્યો.

'તેમાંજ ત્યારે જવાબ નથી આવ્યો.' જયંતે એ જોઇને કહ્યું. 'મ્હારી પણ કેટલી બેદરકારી! જરા જોયું હોત તો ત્રાસ ઓછો થાતને ! માફ કરજો મહેરબાન ! આપને તસ્દી આપી તે.' એમ કહીને એણે રજા લીધી.

'કેમ છે ?' બહાર નીકળ્યા એટલે મ્હેં પૂછ્યું.

'ઠીક છે નટવર ! આપણે આગળ વધીએ છીએ. એની નકલ મેળવવા મેં સાત જૂદી જૂદી યોજનાઓ કરી રાખી હતી, પણ પહેલી તકેજ આપણે ફાવ્યા.'

'શું મળી આવ્યું ?'

'તપાસ કરવા જેવી હકીકત.' એમ કહીને એણે ટૅક્સી બોલાવી. 'ચર્ચગેટ સ્ટેશન.'

'આપણે મુસાફરી કરવાની છે ?'

'હાસ્તો. આપણે મણિપુર જવું પડશે. આપણી તપાસ એ તરફ કરવાની હોય એમ જણાય છે.'

'એના ગુમ થવા વિષે તારો શો મત છે ?' મ્હેં ટૅક્સીમાં બેઠા પછી પૂછ્યું. 'તું એમ ધારે છે કે પેલા બુઢ્ઢાની મિલ્કત વિષે હકીકત મેળવવા કોઇએ એને ગુમ કર્યો છે ?'

'ના રે ના ! નટવર! એ તો એને ચગાવવા અને સીધો કરવા પુરતી વાત હતી. એ સિવાય એ કંજુસ માણસ ઠેકાણે ન આવત.'

'ખરી વાત છે. પણ ત્યારે તારો શો મત છે?'

'એ વિષે ઘણું કહી શકાય. એના ગુમ થવાનાં કારણો કેટલાંય કહી શકાય. તને એમ નથી લાગતું કે મૅચ શરૂ થાય તેને આગલે દિવસે એના જેવો અઠંગ ખેલાડી ખોવાઈ જાય એ શું બતાવે છે? કોઈ માનભૂખ્યાએ પોતાની મતલબ સાધવા એને ગુમ કર્યો હોય અથવા એ પ્રસંગે લોકો ધૂમ બેટિંગ–સરત લગાવે છે એટલે એવા કોઇએ પોતાનો દાવ સાધવા પણ એને ગુમ કર્યો હોય એ બનવા જોગ નથી લાગતું? બીજી વાત એ છે કે એ એક મોટી મિલ્કતનો વારસ છે અને એના છૂટકારા માટે પૈસા મેળવવાની આશાએ પણ એને કોઇએ ગુમ કર્યો હોય.'

'પણ એને અને આ તારને કાંઈ લાગતુ વળગતુ નથી.'

'ખરી વાત છે. નટવર! અને તેથી તો આપણે એ તપાસ પહેલી કરીએ છીએ, આપણે સીધા મણિપુર જઇએ છીએ. હમણાં તો આપણને કંઇ સમજાતુ નથી પણ સાંજ સુધીમાં સૌ સીધુ થઇ જશે. પછી તો જેવી પ્રભુની મરજી.'

અમે મણિપુર પહોંચ્યા ત્યારે અંધારૂ થઇ જવા આવ્યું હતું. જયંતે ટૅક્સી ભાડે કરી ડૉ. બાટલીબોઇને ત્યાં હાંકવા કહ્યું. એ કાંઇ બહુ મોટુ શહેર ન હતું કે ડૉક્ટરનું નામ છાનું રહે. થોડીવારે અમને ત્યાં પહોંચાડવામાં આવ્યા. સ્હેજ વાર થોભ્યા પછી અમારે ડૉક્ટરનો મેળાપ થયો.

મ્હારા પોતાના ધંધાનો પ્રસંગ અને ધંધાદારી મિત્રો સાથેનો સંબંધ મ્હેં એટલાં ઓછાં કરી નાખ્યાં હતાં કે ડૉ. બાટલીબોઇનું નામ પણ મ્હને પરિચિત ન હતું! હવે ખબર પડી કે એ સજ્જન ઘણા નામાંકિત માણસ હતા: અને ત્યાંના જીવનમાં આગળ પડતો ભાગ ભજવતા હતા. ધંધા કરતાં એમનું લક્ષ સાહિત્ય તરફ વધારે હતું. અમે ગયા એટલે એમણે મ્હારા મિત્રનું કાર્ડ હાથમાં લીધું અને બોલ્યા;

'મ્હેં આપનું નામ સાંભળ્યું છે મી૦ જયંત! અને આપનું કામ પણ મ્હારાથી અજાણ્યું નથી. આપની રીત મ્હને પસંદ નથી.'

'બરાબર છે. દરેક ગુન્હેગાર મ્હારી રીત પસંદ કરતો નથી' જયંતે શાંતિથી જવાબ આપ્યો.

'જ્યાંસુધી તમારા પ્રયત્નો ગુન્હો થયો હોય તે સમાધાની કે સમજાવટથી પતાવવાના હોય છે ત્યાંસુધી મ્હારી સહાનુભૂતિ હોય છે અને દરેક શાંતિપ્રિય ગૃહસ્થ એવી સહાનુભૂતિ આપે એ સંભવિત છે છતાં મ્હારે કહેવું જોઇએ કે સરકારી અમલદારો અને સરકારી પોલિસ કે સી. આઈ. ડી. ખાતાં એ કામ કરવાને પુરતાં છે. તમારી રીત વધારે ટીકાને અને તિરસ્કારને પાત્ર તો ત્યારે નીવડે છે કે જ્યારે તમે કોઇ વ્યકિતનું ખાનગી જીવન કે ગુહ્ય રહસ્ય ખુલ્લું કરી દો છો અને જે વાતો ઢંકાઈ ગયેલીજ સારી હોય છે તેને બાપોકાર જાહેર કરો છો. એ રીતે તો તમે તમારો અને તમારાથી વધુ કિમતી એવો બીજાઓનો પણ વખત બગાડો છો. ખરૂં પૂછો તો આ વખતે તમારી સાથે વાત કરવાને બદલે હું કાંઇક ઉપયોગી લખાણ લખતો હોત.'

'બરાબર છે. પણ એવા લેખ કરતાંએ વખતે આપણી વાતચીત વધુ ઉપયોગી નીવડવા સંભવ છે. ખરૂં પૂછો તો મ્હારો હમેશાં ખાનગી અને ગુહ્ય રહસ્યોને ઉઘાડવાનો આશય હોતો જ નથી. બને ત્યાંસુધી હું એ રીતે ખોટી નામોશી અને કીર્તિ મેળવવાનો ખોટો ઘમંડ દૂરજ રાખું છું. તમે કહો છો તે બીજાઓની બાબતમાં ખરૂં હશે પણ હું એથી વિરૂદ્ધ વર્તું છું. મ્હારી સ્થીતિ કોઇ વખત બરાબર સમજાવીશ. હું તમને તેહમુરસ્પ ચિનાઇ વિષે પૂછવા આવ્યો છું.'

'એનું શું છે?'

'આપ એને ઓળખો છો. ખરૂં ને?'

'એ મ્હારો ખાસ સ્નેહી છે.'

'આપને ખબર છે કે એ ગુમ થઈ ગયો છે?'

'એમ!' ડૉકટર બોલ્યા પણ એમના ચહેરામાં એથી જરા પણ ફેર પડયો નહિ.

'કાલે રાત્રે એ વૅાટસન હૉટલમાંથી ગયો છે અને પછી એનો પત્તો નથી.'

'તો તો એ પાછો ફરશે.'

'પણ કાલે કવૅાડ્રૅંગ્યુલર મૅચ શરૂ થાય છે ને—'

'મ્હારો એ રમતો માટે સારો અભિપ્રાય નથી. પૈસાની બરબાદીનાં એ બધાં સાધન છે.! એ બધુ મ્હારા ક્ષેત્રની બહાર છે.'

'પણ એને શોધી કાઢવામાં આપની સહાનુભૂતિ છે ખરીને? એ કયાં હશે એ આપ કહી શકો એમ છો?'

'મ્હને ખબર નથી.'

'આપે એને ગઈ કાલનો જોયો નથી?'

'નાજી.'

'એ તદ્દન તંદુરસ્ત માણુસ હતો?'

'સંપૂર્ણ તંદુરસ્ત.'

'એ માંદો પડયો હોય એમ આપને ખબર છે?'

'નાજી.'

જયંતે ડૉકટરને એક કાગળ બતાવ્યો. એ કશાકનું બીલ હતું.

'તો ગયે મહિને આપને એણે રૂ. ૧૨૫) આપ્યા છે એ દર્શાવતું આપનું પોતાનું જ આ બીલ શાને લગતું છે? એ એના કાગળોમાંથી મ્હને મળી આવ્યું.'

ડૉકટરનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો.

'મ્હને નથી લાગતું કે એનો ખુલાસો આપવા હું બંધાયલો હોઉં મી૦ જયંત!'

જયંતે એ બીલ પોતાની નોટબુકમાં ધીમે રહીને મુકી દીધું.

'આપની ઇચ્છા જાહેર રીતે એનો ખુલાસો કરવાની હોય તો એ પ્રસંગ પણ વહેલો મોડો આવશે. મ્હેં તો આપને કહ્યું છે કે

ઘણી ચીજો જે બીજાઓ જાહેરમાં લાવવાને બંધાયેલા છે તે હું એમને એમ છૂપી રહેવા દઇ શકું છું અને આપ આપની હકીકત મ્હને કહેશો તો એ એજ રીતે છૂપી રહી શકશે પછી તો જેવી તમારી મરજી.'

'હું એ બાબત કાંઇ જાણતો નથી.'

'આપને એના તરફથી મુંબાઇથી કાંઇ ખબર મળેલી ?'

'બીલકુલ નહિ.'

'ખરેખર! પોસ્ટ ઑફિસ ઘણીવાર ગોટો વાળી દે છે!' જયંતે નિશ્વાસ મૂકીને કહ્યું. 'એક ઘણોજ જરૂરી તાર કાલે સાંજે સવા છ વાગે આપને મી૦ ચિનાઇએ કર્યો હતો. એ તારને એના ગુમ થવા સાથે ગાઢ સંબંધ છે; છતાં નવાઇ જેવું તો એ છે કે આપને એ તાર મળ્યો નથી! એ ઘણુંજ વિચિત્ર લાગે છે. ખરેખર! મ્હારે એ વિષે તરતજ ફરીઆદ નોંધાવવી પડશે.'

ડૉકટર બાટલીબોઇ એકદમ ઉભા થયા.

'મહેરબાની કરીને ચાલ્યા જાવ. હું તમારી સાથે બીલકુલ વાત કરવા માગતો નથી. જાઓ મ્હારા સાહેબ!' એણે તરતજ પોતાના નોકરને બોલાવ્યો.

અમે બેઉજણ એકદમ બહાર આવ્યા. જયંત હસી પડયો.

'ડૉકટર હુશીઆર માણસ લાગે છે. નટવર! જરૂર આ કામમાં એ ઘણું જાણે છે. એ છૂપાવવા માગે છે છતાં આપણે એને કયાં છોડીએ એમ છીએ? ચાલો પેલી લૉજમાં જઇને આગળનો ખંડ રોકીએ. ત્યાંથી ડૉકટરની હીલચાલ પર દેખરેખ રાખી શકાશે. તું એ કામ કરને. એટલામાં હું થોડી ઘણી તપાસ કરી આવું.'

જયંતની થોડીઘણી તપાસ ધાર્યા કરતાં વધુ લાંબી નિવડી. એ લગભગ નવ વાગે પાછો ફર્યો. ભૂખ અને થાકથી એ કંટાળી ગયો લાગતો હતો. અમે જમીને જરા શાંતિથી બેઠા એવામાં અમને

લાગ્યું કે ડૉકટરના બારણા આગળ એમની ઘોડાગાડી બહારથી આવીને ઉભી હતી.

'ત્રણ કલાકથી એ નીકળી છે.' જયંતે કહ્યું. 'સાડાછએ ઉપડી હતી તે અત્યારે પાછી ફરે છે. એ હિસાબે દસબાર માઈલનું ચક્કર થયું. કેટલીક વખત એ દિવસમાં એકવાર અને કાઇ કાઈ વખત બે વાર એવી રીતે જાય છે.'

'એના જેવા જાણીતા ડૉકટર માટે નવાઈ જેવું નથી.'

'પણ એ ભાઈસાહેબ ક્યાં પ્રેકટીસ કરે છે! એ તો ફક્ત પ્રીસ્ક્રીપ્શન લખી આપે છે કે સાહિત્ય અને ડૉકટરી લાઇનનાં પુસ્તકો લખે છે. એને પ્રેકટીસની દરકાર પણ નથી. એમ છે તો પછી એ આટલી રખડપટ્ટી શા માટે કરે છે? એ એવી રીતે કોની વિઝિટ લેવા જાય છે?'

'એના કોચમેન—'

'અરે નટવર! એ હું ભૂલ્યો હઇશ! કોણ જાણે કેમ પણ એ યે એના શેઠ કરતાં વધારે અવિવેકી નીકળ્યો. એણે તો એનો કુતરોજ મ્હારાપર છોડી મૂકયો. પછી તે એને પૂછવું યે શું! એક જણે બિચારાએ મ્હને ભોળેભાવે એની રખડપટ્ટીની વાત કરી એટલામાં તો ડૉકટરની ગાડી જતી જણાઇ.'

'એની પાછળ જવું હતું ને?'

'હું તરતજ ગયો. જોડેની દુકાનેથી સાઇકલ ભાડે કરીને ગાડીની પાછળ ગયો. થોડીવારમાં ગાડી પકડી પાડી અને એનાથી સોએક વાર દૂર પાછળ ચાલવા લાગ્યો. શહેર બહાર નીકળી કેટલેક દૂર ગયા પછી એકાએક ગાડી ઉભી રહી અને ડૉકટર એમાંથી ઉતરીને મ્હારા તરફ આવ્યા. ટોણો મારતા હોય તેમ બોલ્યા કે રસ્તો ઘણો સાંકડો છે અને મ્હારી સાઈકલને જવા જેટલી જગ્યા એમની ગાડીને લીધે રહેતી નથી માટે મ્હારે ગાડીની આગળ સાઇકલ ચલાવી લેવી. એમની સાથે મગજમારી કરવાને બદલે હું આગળ

ગયો અને એકાદ માઇલ આગળ જઇ એકબાજુ સંતાઇ રહ્યો પણ એમની ગાડી દેખાઇ જ નહિ. આગળ જઇને મ્હેં એક બે ગામડાંમાં તપાસ કરી પણ કંઇજ ખબર ન મળી. કોઇપણ હિસાબે ડૅાકટરની એ રખડપટ્ટી અને ચિનાઇના ગુમ થવાને સંબંધ છે એ વાત ચોક્કસ છે.'

'આપણે કાલે એની પુઠ પકડીશું.'

'એ તું ધારે છે એટલું સહેલુ નથી. એ ઘણો ખંધો માણસ જણાય છે. એની ગાડીની પાછળની બાજુ બારી છે અને તે વાટે કોઇપણ પાછળ આવતુ હોય તે જોઇ શકાય છે. આ તરફની જમીન ઘણી સપાટ છે અને સંતાવાને બહુ ઓછી જગ્યા મળે છે એટલે એ રીતે પુઠ પકડવી સહેલી નથી. મ્હેં મુંબાઈ તાર કર્યો છે અને કાવારાણાને કંઈ જાણવા જેવું હોય તો ખબર આપવા સૂચના કરી છે. ગમે તેમ પણ ડૅાકટર જાણે છે કે મી૦ ચિનાઇ કયાં છે અને આપણે જો ન જાણી શકીએ તો આપણી જ અક્કલની ખામી. બીજું શું ?'

છતાં બીજ દિવસે અમે કેંજ આગળ ન વધી શકયા. બપોરે અમને એક ચીઠ્ઠી પહોંચાડવામાં આવી. જયંતે વાંચીને તે મ્હને આપી. એ નીચે મુજબ હતી.

'સાહેબ.

હું તમને ખાત્રી આપું છું કે અહીં રહીને મ્હારી હિલચાલ પર દેખરેખ રાખવામાં અને મ્હારી પુઠ પકડવામાં તમારા વખતની ખાલી બરબાદી થાય છે. તમે ગઈ કાલે સાંજે જોયુ તેમ મ્હારી ગાડીની પાછળ બારી છે અને આ તરફના પ્રદેશમાં તમે ગમે તેટલે દૂર રહીને પૂઠ પકડશો તોયે મ્હારાથી જોઇ શકાય એમ છે. એવી ખાલી સમય અને શ્રમની બરબાદી કરવી હોય તો કરજો. વધારામાં મ્હારે કહેવું જોઇએ કે તમારા એમ કરવાથી મી૦ ચિનાઈના લાભમાં કાંઇજ ફાયદો નહિ થાય. એનું જરાબી ભલું

ઈચ્છતા હો તો સીધે સીધા મુંબાઇ જઈ તમને જે રોકનાર હોય તેને કહી દો કે તમે એને શોધી શકો એમ નથી. તમારો અહીં ગાળેલો વખત ખાત્રી-પુર્વક બરબાદ જશે એ ધ્યાન રાખજો.

દુવાગો,

અરદેસર બાટલીબોઇ'

'સાવ સીધો માણસ લાગે છે!' જયંતે કહ્યું. 'એ કહે છે તેમ કરતા પહેલાં હજી ઘણું જાણવાનું બાકી રહે છે. એ ઉલટો મ્હને ઉશ્કેરે છે.'

'એની ગાડી બારણા આગળ છે.' મ્હેં કહ્યું. 'એ જતો લાગે છે. એણે આપણી બારી તરફ પણ જોયું. હું એની પાછળ સાઇકલપર જાઉં તો—'

'નારે ના! નટવર! તું એને પહોંચી વળે એમ નથી. મ્હારે હવે બીજી રીતે તપાસ કરવી પડશે. એ જ્યાં જતો હશે ત્યાં કોઇને કોઈ જોતું તો હશે જ ને. પુરતી તપાસ કરીશું તો એ બાતમી મળ્યા વિના નહિ રહે.'

એકવાર ફરીથી મ્હારો મિત્ર નિરાશ થઇને પાછો આવ્યો. એની તપાસ નિષ્ફળ નિવડી હતી.

'આખો દિવસ નકામો ગયો. નટવર! ડૉક્ટર જાય છે તે દિશામાં દસબાર ગામમાં તપાસ કરી પણ બીલકુલ પત્તો લાગ્યો જ નહિ. એ કોઇ જબરો ખેલાડી લાગે છે. હરકત નહિ. મુંબાઇથી કાંઇ સમાચાર છે?'

'કાવારાણાનો તાર છે. મ્હેં ઉઘાડયો પણ કં સમજાતુ નથી. "મણિપુર કૉલેજમાં મી० મોતીવાલા પાસે જમ્બુ માગો." એનો શો અર્થ થાય છે?'

'એનો અર્થ સરળ છે. હમણાંજ મી० મોતીવાલાને ચીઠ્ઠી મોકલું છું. હવે આપણી મહેનત ઓછી થશે. મૅચના કં સમાચાર?'

'હાસ્તો. એની ધારણા ખોટી ન હતી. પારસીઓ પહેલી ઇનિંગ્ઝમાં ઉડી ગયા. ચિનાઈની ભારે ખોટ પડી. એના સિવાય પારસી ટીમ હારી જવાની એમ બધાં છાપાં કહે છે.'

'ત્યારે તો કાવારાણાની વાત ખરી લાગે છે. ચાલો. જે થાય તે થવા દો. પારસી જીતે કે હિંદુ. આપણને એ સાથે ઓછું જ સ્નાનસુતક છે! હું તો આજે ખૂબ થાકી ગયો છું.'

બીજે દિવસે સવારના પહોરમાં જયંતના હાથમાં એક નળી જોઇને હું ગભરાઇ ગયો. એ જાતની નળી ઘણું ખરૂં ડૅાકટરો વાપરે છે અને એનો હમણાં એને શો ખપ પડયો હશે તે હું સમજી ન શકયો.

'ગભરાવાનું કારણ નથી. નટવર! આજે આપણે કોઇપણ રીતે ડૅા. બાટલીબોઇને મ્હાત કરવા છે, અને તેનાં પગલાં હું ભરી રહ્યો છું.'

'ભલે. એની ગાડી જતી લાગે છે.'

'જવા દેને. એનો રસ્તો લઈ લીધો છે. એ વિષેના એક નિષ્ણાતને મ્હેં રોકયો છે. તું પરવારી લે એટલે એની સાથે તારૂં ઓળખાણ કરાવીશ.'

અમે નીચે ઉતર્યાં એટલે જયંતે એક કુતરો આણ્યો. એ પાછળની બાજુ સાંકળે બાંધ્યો હતો.

'ચાલ હવે તારૂં ઓળખાણ કરાવું. આ પેલો નિષ્ણાત—જમ્બુ. એ ઘણો ભારે ઉસ્તાદ છે. મ્હેં ડૅાકટરની ગાડીને પાછલે પૈડે પેલી નળીથી સુવાનો અર્ક છાંટયો છે. અને એની વાસ આ નિષ્ણાત ગમે ત્યાંથી પણ શોધી કાઢશે. ચલાવ જમ્બુ! આ સુંઘી જો અને તારી ચાલાકી બતાવ તો—' એમ કહીને એણે જમ્બુને પેલી નળીમાંથી અર્ક સુંઘાડયો.

જમ્બુ આગળ અને અમે પાછળ એમ સૌથી પહેલા ડૅાકટરના આગળ અને ત્યાંથી ધીરે ધીરે શહેર બહાર આવ્યા. કેટલેક દૂર ગયા પછી મુખ્ય રસ્તો છોડીને જમ્બુ બીજી બાજુ ઘાસમાં ફંટાયો.

'અરે તારીની! એ ભાઈ સાહેબે આ રીતે મ્હને ફસાવેલો!' જયંત બોલી ઉઠયો.

અમે આડમાર્ગે થોડેક ગયા એટલે બીજો મોટો રસ્તો આવ્યો અને જે રસ્તે અમે નીકળ્યા તેથી વિરૂદ્ધ દિશામાં જમ્બુ અમને દોરી ગયો.

'મ્હારી તપાસ નિષ્ફળ ગઇ એનું કારણ સમજાયું.' જયંતે કહ્યું. 'ડૉકટર આ તરફ જવાની મ્હને કલ્પના પણ ન હતી. પેલું ભાદરીયુ દેખાય. જલદી નટવર! આ તરફ જલદી. ડૉકટરની ગાડી આવે છે.'

અમે બેઉ અને જમ્બુ એક તરફ દોડીને જેમ તેમ કરીને સંતાયા ત્યાં તો ડૉકટરની ગાડી આવી. એનો ચહેરો પડી ગયો હતો અને કંઇ માઠો બનાવ બન્યો હોય એમ લાગતું હતું. જયંતને પણ મ્હારી માફક લાગ્યું હોય એમ એનો ચહેરો જોતાં જણાયું.

'આપણે કાંઇ અશુભ પરિણામ જોવાનું હોય એમ લાગે છે. નટવર! ડૉકટરનો ચહેરો કહી આપે છે કે કૈં માઠો બનાવ બન્યો છે. ચાલો, જે હોય તે ખરૂં. હવે આપણે બહુ દૂર જવાનું લાગતું નથી.'

થોડીવાર પછી જમ્બુ એક મોટા ખેતરમાંના નાના બંગલામાં અમને ધસડી ગયો. જયંતે એનું બારણું ખખડાવ્યું, પણ કોઇએ જવાબ આપ્યો નહિ. અંદરથી કોઇકનો ઝીણો અવાજ—દુઃખ અને દર્દની હાયનો અવાજ આવતો હતો. એક ઘોડાગાડી દૂરથી આવતી હતી અને એનો ઘોડો અમારાથી અજાણ્યો ન હતો.

'અરે તારીની! ડૉકટર અર્ધેથી પાછા ફરતા લાગે છે!' જયંતે કહ્યું. 'હરકત નહિ. એ આવે તે પહેલાં જે હશે તે આપણે જોઈ લઇશું.'

અમે બારણું ઉઘાડયું અને અંદર ગયા. પેલો અવાજ વધારે સંભળાયો. એ ઉપરથી આવતો હતો. અમે ઉપર ગયા. જયંતે એક

અદબોબડુ બારણું ખસેડયું અને અંદર ધુસ્યો. અંદરનો દેખાવ જોઇ અમે ત્રાસ પામ્યા.

એક કુલસુકુમાર ઉગતી જુવાની વાળી સૌંદર્યવતી સ્ત્રી મરણને કાંઠે પહોંચી હતી અને તેના પગ આગળ એક જુવાન માણુસ દુઃખાર્ત્ત હૃદયે માથુ નાખી નીચો નમ્યો હતો. જયંતે એને ખભે હાથ મુકયો ત્યાંસુધી અમારી હસ્તીની એને ખબર ન પડી.

'તમે મી૦. તેહમ્રસ્પ ચિનાઇને ?'

'હારે હા. પણ તમે બહુ મોડા આવ્યા. એ ગુજરી ગઇ.'

એની સ્થિતિ એવી હતી કે અમે ડૅાકટરો નથી એ સમજાવવું પણ ઘણું મુશકેલ લાગ્યું જયંત આશ્વાસનના બે શબ્દ કહેતો હતો અને એને એના એકાએક ગુમ થવાથી શું થયું તે કહેવા પ્રયત્ન કરતો હતો ત્યાં ડૅાકટર બાટલીબોઇ આવી લાગ્યા. અમને જોઇને એમને નવાઇ લાગી.

'આખરે તમે અહીં આવી પહોંચ્યા ખરૂં ને! શો મઝાનો વખત પસંદ કર્યો છે! શરમ નથી આવતી તમને?'

'માફ કરો ડૅા. બાટલીબોઈ, તમે મ્હને બરાબર નથી સમજી શકયા. જરા નીચે આવો એટલે આપણે ખુલાસો કરી લઇએ.' જયંતે કહ્યું.

તરતજ ડૅાકટર અને અમે નીચે ગયા અને હૅાલમાં બેઠા.

'બોલો.' ડૅાકટરે કહ્યું.

'સૌથી પહેલાં તો મ્હારે કહેવું જોઇએ કે હું સર ધનજીશા તરફથી કામ કરતો નથી અને મ્હારી સહાનુભૂતિ એમના તરફ નથી. જ્યારે કોઈ ગુમ થઇ જાય ત્યારે એને શોધી કાઢયા પછી મ્હારે કાંઇ કરવાનું નથી રહેતું. અને જ્યાં સુધી કોઇ ગુન્હો થયો નથી હોતો ત્યાં સુધી મ્હારે કાંઇ જ બોલવા પણું નથી હોતું. ખાનગી વાતો અને રહસ્યો ઉઘાડવા કરતાં ઢાંકવાનું હું વધુ પસંદ કરૂં છું, અને એવી વાત છાપે ચઢે તેનાથી પણ હું વિરૂદ્ધ છું.'

ડૉકટર એકદમ ઉઠયા અને જયંતનો હાથ ઝાલીને બોલ્યાઃ

'આપણે નાહક લઢી પડયા. સારૂ થયું કે હું અર્ધેથી પાછો ફર્યો તો તમારી સાથે મિત્રતા સાધી શકયો. ચિનાઇને અહીં એકલો મૂકીને જવાનું ઠીક ન લાગ્યું એટલે પાછો ફર્યો. ચિનાઇ વિષે તમે અત્યાર સુધી જે જાણી શકયા છો તે પરથી એની સ્થીતિ સારી રીતે સમજી શકાશે. ચિનાઈ તેહમીના સાથે પ્રેમમાં પડયો હતો અને એ છોકરી ઘણીજ લાયક હતી એટલે મ્હેં એમાં સંમતિ આપી. જાહેર રીતે એની સાથે પરણાય એમ ન હતું એટલે છૂપાછૂપ એ લગ્ન થયાં. સર ધનજીશા એ જાણે તો એને વારસામાંથી બાતલ કરે એમ હતું એટલે એ રસ્તો લીધા સિવાય છૂટકો ન હતો. મ્હેં એને બધી મદદ કરી. એ ભેદ ફક્ત બહુજ થોડા માણસો જાણતા હતા. હું, તેહમીનાનો બાપ, અને એક વિશ્વાસુ નોકર. એટલાજ. આ બંગલો પણ એકાંત જગ્યાએ છે એટલે ઘણો મદદ રૂપ થઈ પડયો. છેવટે આ કસોટીનો પ્રસંગ આવ્યો. તેહમીના સખત પટકાઇ પડી. એને ક્ષય લાગુ પડયો હતો એટલે ભાગ્યેજ બચે એમ હતું, છતાં મ્હેં સમજાવીને એને પેલી મૅચ માટે મુંબાઇ મોકલ્યો. તે પછી તેહમીનાની સ્થીતિ એકદમ ભયંકર થઈ પડી. તેહમીનાના બાપને મ્હેં ખબર આપી અને એણે મુર્ખાઇ કરીને ચિનાઇને સમાચાર આપ્યા. એતો સીધોજ અહીં આવ્યો, અને અહીંથી ખસ્યોજ નથી. મારી સંપૂર્ણ દેખરેખ છતાં શું પરિણામ આવ્યું તે તમારાથી અજાણ્યું નથી. આજે તેહમીના ગુજરી ગઇ અને એનો એ ભેદ તમે ન ઉકેલો તો ઢંકાયલોજ રહેશે. તમને જે ઠીક લાગે તે કરજો.'

'એ ભેદ ઉઘાડવાનું મ્હારૂં કામ નથી અને અમારા બન્નેપર આપ વિશ્વાસ રાખવામાં બીલકુલ ઠગાતા નથી એની ખાત્રી રાખજો.' જયંતે જવાબ આપ્યો.

'ચાલ નટવર ! આપણે હવે રજા લઇએઃ'

અને અમે સંધ્યાની સુખદ ગોદમાં એ દુઃખ પૂર્ણ સ્થાન છોડયું.

*

# કૅપ્ટન મ્હેતા

*

હજી તો પાછલી રાત હશે એટલામાં જયંતે મ્હને ઢંઢોળીને ઉઠાડયો. બહુજ અગત્યના કામ સિવાય એ મ્હને એવી રીતે ઉઠાડે નહિ એવી મ્હારી ખાત્રી હતી એટલે અત્યારે પણ એવું-જ કામ હશે એમ મ્હેં માની લીધું.

'ચાલ ઉઠ તો નટવર!' એણે કહ્યું. 'જલદી જલદી પરવારી લે અને તૈઆર થા. આપણે હમણાંજ બહાર જવું પડશે.'

દસથી પંદર મીનીટમાં હું તૈયાર થઇ ગયો અને અમે મરીન લાઇન્સને રસ્તે પડયા. હજી તો સવાર પડયું ન હતું એટલામાં વિરા-રીયાનાં ટોળે ટોળાં દૂધના તામડા, શાકભાજીના ટોપલાને ભારા લઇને

આવતાં હતાં. લોકલના ઉતારૂને ત્રાસ દાયક લાગતા એ ગરીબ માણસો પર મુંબાઈના દૂધને શાક બજારનો કેટલો આધાર છે તેનો મ્હને વિચાર આવ્યો. એ લોકો ન હોય તો એ બેઉ બજાર કેટલાં ઉંચાં જાય અને લોકોને કેટલાં ચીરે એ પણ ખ્યાલ આવ્યો. એવામાં ટ્રેન આવી અને અમે બેઠા. ગાડીના ઘોંઘાટમાં ઝાઝી વાત થાય એવું ન હતું. જયંતે એના ખીસ્સામાંથી એક ચીઠી મ્હને આપી. એ નીચે મુજબ હતીઃ

'કુંજ વિહારઃ અંધેરી
સવારના ૪ વાગે.

પ્રિયભાઇશ્રી જયંતરાય,

આપ કૃપા કરીને તરતજ અત્રે આવશો તો મોટી મહેરબાની થશે. આપને લાયકનોજ કેસ છે અને બધુ જેમનું તેમ રહેવા દીધું છે. માત્ર લેડી સાહેબને છૂટાં કરવાં પડયાં છે. આપ જલદી આવશો તો મહેરબાની થશે કારણ કે સર પ્રસન્નવદનને વધુ વખત પડયા રહેવા દેવાય એમ નથી.

સ્નેહાધીન,
રામરાય બક્ષી'

'બક્ષીએ મ્હને સાત વાર બોલાવ્યો છે અને એનું આમંત્રણ ભાગ્યેજ ત્રાસદાયક નિવડયું હશે. એના કેસ રસિક હોય છે અને એમાંના ઘણાખરા તારા હાથે લખાઇ પણ ચૂકયા છે. તું વાંચનારને કેટલીક વિગતો છૂપાવી ઘણી વાર સુધી ઇંતેજાર રાખ્યે જાય છે અને એને ટટળાવ્યા કરે છે એ બહુ પસંદ કરવા જેવું નથી.'

'તને એમ લાગતું હોય તો તું તારી મેળેજ લખજે.' મ્હેં જરા રોકડું પરખાવ્યું.

'વખત આવ્યે એમ પણ થશે. હમણાં તો ફુરસદ નથી પણ જીવનની છેલ્લી વિશીમાં એ કાર્ય કરવા ઇચ્છા છે. ધંધામાંથી નિવૃત થયા પછી મ્હારા પોતાના કેટલાક અગત્યના કેસ તથા મ્હારી કેટલીક રીતો વિગેરે સાથે 'ડિટેક્શનની કળા' નામનું એક ઘણુંજ

ઉપયોગી પાઠય પુસ્તક રચવાનો મ્હારો વિચાર છે. એ બધું પછી પણ આજના કેસને લગતી વાત કરીએ. એ ખૂનનો કેસ છે.'

'તું એમ ધારે છે કે સર પ્રસન્નવદન મરી ગયા છે?' મ્હેં પૂછ્યું.

'રામરાયના કાગળ પરથી એમ લાગે છે. એ ઘણું કરીને રાતના બાર પહેલાં મરી ગયા હશે, કારણકે એની પોલિસને ખબર પડે અને ત્યાંની પોલિસ રામરાયને બોલાવે, એ ત્યાં જાય, જુએ ને આ ચીઠી લખે એટલામાં એટલો વખત સહેજે વહી જાય. તે ઉપરાંત લોકલ ટાઇમટેબલ પરથી પણ એ અનુમાન થઇ શકે છે. આ અંધેરી આવ્યું.'

અમે ઉતરીને ગાડી કરી. દોઢ પોણાબે માઇલ દૂર કુંજ વિહારનો આલીશાન બંગલો આવ્યો હતો. એની આજુબાજુ વિશાળ બગીચો હતો. એ મૂળે જૂની ફેશનનું મકાન હતું પણ એમાં કેટલાક ફેરફાર કરીને ચાલુ સમયને અનુકૂળ બનાવવામાં આવેલુ લાગતુ હતું. એની એક બાજુનો ભાગ તો તદ્દન નવોજ લાગતો હતો. અમે ગયા તેવોજ રામરાયે અમને આવકાર આપ્યો.

'બહુ સારૂ થયું કે આપ પધાર્યા! પણ આપને બેઉને જરા વધારે પડતી તસ્દી આપવી પડી! લેડી સાહેબ ભાનમાં આવ્યા પછી એમણે જે વાત કરી તે પરથી લાગે છે કે મ્હેં આપને નાહકની તસ્દી આપી છે. હવે ભાગ્યેજ કૈં વધારે કરવા જેવું રહે છે. તમે પેલી હરિદાસની ટોળીને નહિજ ભૂલી ગયા હો!'

'પેલા ત્રણ જણને—'

'હારે. પેલો બાપ ને એના બે દિકરા. એમનુંજ કામ લાગે છે. એમાં શક જેવું જરાય નથી. પંદરેક દિવસ પર એમણે કલ્યાણમાં જબરી ધાપ મારી હતી અને ત્યાં દેખાયા તથા ઓળખાયા પણ હતા. બહુ જબરા માણસો લાગે છે કે એટલામાં પાછા અહીં ફરીથી આવ્યા અને આ ગુન્હો કર્યો.'

'સર સાહેબ મરણ પામ્યા છે ખરૂંને ?'

'હાજી. એમનું માથુ લાકડીથી ભાંગી નાખવામાં આવ્યું છે.'

'એમ !'

'હાજી. ઘણાજ પૈસા પાત્ર માણસ હતા. લેડી સાહેબ પેલી તરફના ખંડમાં છે. એમના ઉપર દુઃખનો ડુંગર પડયો છે ! મ્હેં જોયાં ત્યારેજ મ્હને અધમુવા જેવાં લાગેલાં. આપ એમને મળો અને એમનેજ મોઢે બધી હકીકત સાંભળશો તો ખાત્રી થશે. પછી આપણે ખૂન થયું છે તે ખંડ જોઇશું.'

લેડી પ્રિયંવદા મ્હેતા ઘણીજ સૌંદર્યવતી નવયુવાન યુવતી હતી. એનો દુઃખદ ચહેરો પણ ઘણો સુંદર હતો. એને શારીરિક અને માનસિક બન્ને પ્રકારનું અત્યારે દુઃખ હતું. એની એક આંખ ઉપર સોજો હતો અને તે એની દાસી યશોદા સરકાના પાણીથી ધોતી હતી. એ એક સોફાપર થાકીને આડે પડખે થઇ હતી, અને આ ભયંકર પ્રસંગથી એની હિંમત તથા શક્તિ સાવ ગળી ગયાં હોય એમ લાગતુ ન હતું.

'જે બન્યું તે મ્હેં આપને અથેતિ કહ્યું છે મી.!' બક્ષી એણે જરા કંટાળીને કહ્યું. 'મ્હારા વતી એ તમે ન કહી શકો ? છતાં જો આપને લાગતું હોય કે આમને એ બધું મ્હારેજ કહેવું જોઈએ તો હું તેમ કરીશ. એમણે પેલો ખંડ જોયો ?'

'તે પહેલાં એ આપની હકીકત સાંભળી લે એ વધારે સારૂ છે.' બક્ષીએ જવાબ આપ્યો.

'આ બધું હવે પતી જાય એટલે નિકાલ આવે. હજીયે એ એવીજ રીતે પડી રહે એ મ્હને ત્રાસદાયક લાગે છે.' એમ કહીને પોતાની બે હથેલીઓ વચ્ચે એણે માથું ઢાંકી દીધું. એના હાથ પરનું કપડું સરી પડયું.

એ જોઇને જયંતને નવાઈ લાગી અને બોલ્યોઃ

'આપને બીજી પણ ઇજા થઈ લાગે છે ! આ શાથી થયું ?'

એના સફેદ હાથ પર બે લાલચોળ ચાઠાં હતાં. એણે એ તરતજ ઢાંકી દીધાં.

'એતો કાંઇ નથી. કાલે રાતના બનાવ સાથે એને સંબંધ નથી. આપ બન્ને બેસો એટલે મ્હારી હકીકત કહી જાઉં.

'સર સાહેબ અને હું ગયે વર્ષે પરણ્યાં. કયા સંજોગોમાં અમારૂં લગ્ન થયું તે પણ કહી જાઉં.

'મ્હારા પિતા રંગુનમાં ચોખાના વેપારી હતા અને એમણે બે પૈસા એ ધંધામાં પ્રાપ્ત કર્યા હતા. એમની હું એકની એક દિકરી હતી. મ્હારી માતા મરણ પામ્યા પછી અમારી કામ કરવા વાળી બાઇ યશોદાએ મ્હને ઉછેરી હતી. ગયે વર્ષે મ્હારા પિતાજીએ મ્હને રંગુનથી મુંબાઈ મોકલી. હું ઉંમરલાયક થઈ હોવાથી મ્હારાં લગ્ન કરવાનું કામ એમણે મ્હારા કાકાને સોંપ્યું. એ પોતે પણ અહીં આવી ગયા અને મ્હારા કાકાની સલાહ મુજબ મ્હને સરસાહેબ સાથે પરણાવી.

'અમારાં લગ્ન પછી થોડા વખતે મ્હારા પિતાજી ગુજરી ગયા. એમનો ધંધો ચલાવવાને મ્હારા કાકા અહીંથી રંગુન જઇને રહ્યા. મ્હારી પાસે મ્હારાં લગ્ન થયાં ત્યારથી યશોદા રહે છે અને એણે મ્હારી માતાની ગરજ સારી છે.

'હવે મ્હારી પરિણિત જીંદગી વિષે કહી લઉં. એ જીવન જોઇએ તેવું સુખી ન હતું એ હું છૂપાવતી નથી. હું છૂપાવું તો પણ આજુબાજુનું કોઈ પણ માણસ એ વાત આપને કરશે. એ જીવન કલહમાં મ્હારો પણ વાંક હશે એની ના નહિ પણ મોટે ભાગે આપણા હિંદુ સમાજનો અને આપણા રીત રિવાજોનો હું તો વાંક કાઢું છું. લાંબો વિચાર કર્યા સિવાય દીકરીને ગમે ત્યાં પરણાવવાનો ખરાબ રિવાજ જ્યાં લગી ચાલુ રહેશે ત્યાં લગી આમ બન્યેજ જવાનું. જેની સાથે જીવન ગાળવાનું છે તેની પરણતા પહેલાં પૂરી પરીક્ષા કરવી જોઇએ છતાં કમનસીબે તેમ થતું નથી. મ્હારૂં જીવન મુખ્યત્વે રંગુનમાં ગાળેલું હોવાથી અહીંનું વાતાવરણ અને રીતરિવાજ મ્હને ઓછાં

અનુકૂળ હોય એ સ્વાભાવિક છે. એ ઉપરાંત સરનામાં એક મ્હોટામાં મ્હોટું અપલક્ષણ હતું અને તેને લીધે અમારે ઘણુંખરૂં ઓછું બનતું. એ પુષ્કળ દારૂ પીતા હતા અને દારૂની ધૂનમાં મ્હને એટલી હેરાન કરતા કે ન પૂછો વાત !' ક્ષણેકવાર એના ચહેરા પર રતાશ આવી અને પોતાના બે હાથે માથું દબાવ્યું. પછી એણે થોડાંક ડુસકાં ખાઇને પોતાની આંખ લૂછી વાત આગળ ચલાવી:

'હવે ગઇ રાતનો પ્રસંગ કહું. અમારે ત્યાં બધા નોકર પેલા નવા વિભાગમાં સૂઇ જાય છે. આ વિભાગમાં અમારા વપરાશના ખંડ છે. પાછળની બાજુ રસોડુ છે. અમારા સુવાના ખંડ ઉપલે માળે છે. મ્હારા ખંડની ઉપરના ખંડમાં યશોદા સુવે છે. એ સિવાય કોઇ આ તરફ સુઇ જતું નથી. અને આ તરફ થયેલો ઘોંઘાટ નોકર વર્ગના સાંભળવામાં આવે તેમ નથી. આ હકીકત લુટારૂઓને સંપૂર્ણ રીતે ખબર હતી એમ એમના વર્તન પરથી લાગ્યું.

'સરસાહેબ સાડા દશ વાગે સુઇ ગયા હતા. નોકરવર્ગ એમના સુવાને ઠેકાણે ચાલ્યો ગયો હતો. ફક્ત યશોદા એના ઉપરના ખંડમાં હતી અને મ્હારે કામ હોય ને બોલાવું તો નીચે આવે નહિતર એનું કામકાજ હોય તે કર્યા કરે. લગભગ અગીઆર વાગ્યા સુધી હું અહીં વાંચતી બેઠી હતી. પછી ઉપર જતા પહેલાં બધું બરાબર છે કે નહિ તે જોવા નીકળી. એ રીતે તપાસવાનો મ્હારો હંમેશનો રિવાજ હતો. એ બાબત સરસાહેબ બેદરકાર હતા કારણ કે ઘણીવાર એ ભારેભાર પીતા. એક પછી એક જૂદા જૂદા ખંડ તપાસતી તપાસતી હું પેલા ખંડમાં ગઈ. એની બારી આગળ આવી એટલે બહારથી પવન આવ્યો. એ બારીએ કપડાનો પડદો છે એટલે તે ખસેડીને જોયું તો એક ભયંકર બદમાસ મ્હારી સામે ઉભો હતો. મીણબત્તી ઉંચી ધરીને જોયુ તો એની પાછળ બીજા બે જણ બાગમાં ઉભા હતા. હું જરા પાછી હઠી ત્યાંતો પેલો માણસ અંદર કુદ્યો અને મ્હારૂં કાંડુ ઝાલીને ગળુ દબાવ્યું. મ્હેં બૂમ પાડવા માંડી ત્યાંતો તેણે મોઢું દબાવ્યું અને

ડુચો માર્યો તથા ધક્કો મારીને પાડી નાખી. પછી હું બેભાન થઇને થોડીવાર પડી રહી હઈશ. મ્હને જ્યારે ભાન આવ્યું ત્યારે એ લોકોએ દોરડાથી મ્હારા હાથપગ બાંધી મ્હને પેલી ખુરસી સાથે જકડી હતી. મ્હારાથી ફરી શકાય એમ પણ ન હતું. એ વખતે સરસાહેબ આવી પહોંચ્યા. એમણે કૈંક અવાજ સાંભળ્યો હશે અને તેને લીધે આવ્યા હશે. એ હિસાબે એ પોતાની સાથે પેલી મજબુત લાકડી લેતા આવ્યા હતા. એ તરતજ પેલાઓ ઉપર ધસ્યા પણ એમાંના એકે—સૌથી મોટાએ—લાઠીનો એક સખત ફટકો એમના માથામાં માર્યો. એ તમ્મર ખાઇને નીચે પડયા. ફટકો સખત હતો અને એકે સપાટે એમના રામ રમી ગયા. તે પછી થોડીવાર સુધી હું ફરીથી બેશુદ્ધ રહી. જ્યારે મ્હારી આંખ ઉઘડી ત્યારે એ લોકોએ થોડીઘણી ચાંદીની ચીજો એ ખંડમાંથી એકઠી કરી હતી, અને જોડેના કબાટમાંથી દારૂનો શીશો કાઢયો હતો. દરેકના હાથમાં ગ્લાસ હતા અને તેઓ દારૂ પીતા હતા. પેલો મોટો માણસ દાઢી વાળો હતો અને બીજા બે જુવાન હતા. વખતે પેલા બે છોકરા ને પેલો મોટો માણસ એમનો બાપ હશે. એ લોકો કૈં અંદર અંદર ધીમેથી વાતો કરતા હતા. પછી તે મ્હારી પાસે આવ્યા અને ખાત્રી કરી લીધી કે હું બરાબર જડકાઈ હતી. તે પછી એ ત્રણેય પેલી બારી વાટે બહાર નીકળ્યા. લગભગ દસ પંદર મીની-ટની ગડમથલ અને મહેનત પછી મ્હારા મ્હોંનો ડુચો નીકળી શકયો. તે પછી મ્હેં બૂમ મારી એટલે યશોદા મ્હારી મદદે આવી પહોંચી. તે પછી બીજા નોકરોને એણે બોલાવ્યા, અને પોલિસને ખબર આપી. એ લોકોએ તરતજ મુંબાઈ ટેલીફોન કર્યો અને ત્યાંથી મદદ માગી. આ હકીકત છે અને એ દુઃખ દર્દની કથની હવે મ્હારે ફરીથી કહેવી નહિ પડે એવી આશા રાખું છું.'

'હવે કૈં પૂછવું છે? જયંતરાય!' બક્ષીએ પૂછ્યું.

'લેડી પ્રિયવંદાએ બધી વિગત લંબાણથી રજુ કરી છે એટલે એમને વધુ ત્રાસ આપવા જેવું કૈં નથી. આપણે પેલા ખંડમાં જતા

પહેલાં યશોદાનો અનુભવ સાંભળી લઇએ તો ઠીક.'

યશોદા પાસેજ હતી. તેણે પોતાની હકીકત કહેવા માંડીઃ

'એ લોકો ઘરમાં આવ્યા તે પહેલાં મ્હેં એમને જોયા હતા. એ રસ્તા પર જતા દેખાયા હતા પણ મ્હને નહિ લાગેલું કે એ આવા બદમાસોજ હશે. ચાંદની રાત હતી એટલે વખતે કોઇ ફરવા નીકળ્યા હશે એમ મ્હને લાગેલું. તે પછી એકાદ કલાકે મ્હેં બાઈ-સાહેબની બૂમ સાંભળી. નીચે દોડી તો એ બિચારી આમ જકડાયલી પડી હતી અને શેઠ સાહેબનું માથું ફાટી ગયું હતું. એ જોઈને મ્હારા જેવી બાઇ માણસનાં હાંજાજ ગગડી જાય! મ્હારા કરતાં બાઇસાહેબ ભારે હિંમતવાળી છે એટલે એ સહન કરી શકી. હું હોઉં તો ભયની મારી મરી જ જાઉં. તમે આટલું પૂછ્યું તેનો પણ એણે ધીરજથી જવાબ આપ્યો. મ્હારી એટલી બધી ધીરજ ન રહે! પછી મ્હેં બધા માણસોને બોલાવ્યા ને પોલિસ આવી. બિચારી કેટલી બધી લેવાઇ ગઇ છે!'

એમ કહીને એણે લેડી પ્રિયવંદાને શરીરે હાથ ફેરવ્યો.

'એણેજ લેડી સાહેબને ન્હાનપણથી ઉછેરેલાં છે.' બક્ષીએ કહ્યું. 'અને એમની સાથે રંગુનથી અહીં પણ આવીને રહી છે. એ ઘણી જ ભલા સ્વભાવવાળી બાઇ લાગે છે. એવાં સારાં માણસ સદ્ભાગ્ય વિના નથી મળતાં. હવે આપણે પેલા ખંડમાં જઇએ.'

આ બધી વાત સાંભળી જયંતનો ઉત્સાહ મંદ પડયો હતો. એણે આશા રાખી હતી તેવો આ કેસ ન હતો. એ પોલિસને લગતો હતો. એના જેવા ગુન્હા સંશોધક અને નિષ્ણાતની એમાં જરૂર ન હતી. ગુન્હેગારને પકડવાના હતા અને તે કામ પોલિસ સાવધાનીથી કરે એમાં નવાઇ ન હતી. એમ એના ચહેરા પરથી મ્હને લાગ્યું. છતાં આગળ શું થાય છે, તે જોયે જવું એમ માનીને અમે પેલા ખંડ તરફ ગયા.

એ ઘણો મોટો ઓરડો હતો અને સારી રીતે શણગારેલો હતો. બારણાની સામેની બાજુએ જે બારી વિષે અમે સાંભળ્યું તે બારી હતી અને બીજી બાજુ ત્રણ નાની બારીઓ હતી. પેલી બારી પ્રમાણમાં મોટી હતી. વચ્ચે એક સુંદર ટેબલ હતું અને આજુબાજુ જૂદી જૂદી જાતની ખુરસીઓ હતી. એક બાજુએ એક મોટી અને વજનદાર ખુરસી પડી હતી. ઉપરની છતની લગોલગ કિરમજી રંગનું એક દોરડું મજબુત ગરગડીઓ પર થઇને બહાર જતું હતું. એનો સંબંધ રસોડાના ખંડ સાથે હતો. એ દોરડું ખેંચવાથી રસોડામાંનો ઘંટ વાગતો હતો અને એનો ઉપયોગ સરસાહેબ ઘણીવાર કરતા હતા. પોતાને એ ખંડમાં એકલા બેસીને જમવું હોય ત્યારે એ ઘંટનો ઉપયોગ થતો. અમને એ રિવાજ ઘણો વિચિત્ર લાગ્યો પણ દુની-આમાં અનેક પ્રકારની વિચિત્રતાઓ છે તેવીજ આ પણ એક વિચિ-ત્રતા હતી એમ માની લીધું. એ દોરડામાંથી એક ટુકડો તોડીને એનાથી લેડી સાહેબને જકડવામાં આવ્યાં હતાં. એની ઘણીખરી ગાંઠો છોડી નાખી હતી છતાં એ ત્રણ ગાંઠ હજી રહી ગઇ હતી. એ વિગતો તરફ અમારૂં ધ્યાન પછીથી ખેંચાયું; કારણકે સૌથી પહેલું ધ્યાન ખેંચે એવી ચીજ વ્યાઘ્રચર્મ પર પડેલું સર સાહેબનું શબ હતું. એકજ ભયંકર ફટકાથી એમના માથાની ખોપરી તુટી ગઇ હતી. અને પ્રાણ નીકળી ગયો હતો. એમની પાસેજ એક કાળી મજબુત લાકડી પડી હતી. એમનો ચહેરો સુંદર હશે એમ લાગતું હતું પણ સાથે સાથે એ ઘણા ક્રોધી માણસ હશે એમ મ્હને લાગ્યું. એ અવાજ સાંભળીને ઉંઘમાંથી ઉઠીને આવ્યા હોય એમ જણાતું હતું. જયંતે એમને ધ્યાન દઇને જોયા અને ખાસ કરીને જ્યાં ફટકો પડયો હતો તે ભાગ જોયો.

‘ એ ઘણોજ સશક્ત માણસ હોવો જોઇએ. ’ એણે કહ્યું.

‘ જરૂર. ’ બક્ષીએ કહ્યું. ‘ એ ભાઇ સાહેબનો રેકર્ડ મ્હેં વાંચ્યો છે. એ ઘણો ઝનુની પણ છે. ’

'તો તો એને પકડવામાં વાંધો નહિ આવે.'

'નારે! હરિદાસ તથા એના બેઉ છોકરા પોલિસની નજરમાં છે અને એ આફ્રિકા કે એ તરફ ભાગી ગયા એમ સાંભળ્યું હતું પણ આ ઉપરથી લાગે છે કે હજીએ ભાગી નથી ગયા. આ સમાચાર ચારે તરફ આપી દીધા છે અને જેમ બને તેમ જલદીથી એ પકડાઈ ગયા સિવાય નહિ રહે. સાંજ સુધીમાં એમને માટે ઇનામ પણ જાહેર કરીશું એટલે વધારે વાર નહિ લાગે. મ્હને લાગે છે તે એ છે કે હજી તો વીસેક દિવસ પર કલ્યાણમાં એ લોકોએ જબરી ધાપ મારી હતી છતાં એટલામાં અહીં પાછા ફરીથી કેમ આવ્યા? ત્યાં તો એ લોકો દેખાઈ પણ ગયા હતા! એ ઉપરાંત એમને એટલો પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે લેડી સાહેબ એમનું વિગતવાર વર્ણન આપણને આપ્યા સિવાય નહિ રહે?'

'બરાબર છે, સર સાહેબની માફક એમનો પણ નિકાલ કરે એવું સહેજ ધારી શકાય.'

'પણ એ મૂર્છામાંથી જાગ્યાં હશે એમ એમણે ધાર્યું નહિ હોય.' મ્હેં સૂચના કરી.

'એ પણ બનવા જોગ છે. એ જો મૂર્છાગતજ હોય તો નાહકનું લોહી રેડવું પસંદ ન કરે એ સ્વાભાવિક છે. આ બિચારો માર્યો ગયો! રામરાય! એની તો કેટલીક વિચિત્ર વાતો મ્હેં સાંભળી હતી.'

'પીધેલો ન હોય ત્યારે ઘણો સારો માણસ હતો બાકી પીએ ત્યારે ભેજું સાવ ધસી જતું. એ જબરો સેતાન એવે વખતે લાગતો, અને શું કરી બેસે તે કહી ન શકાતું. એની આટલી મિલ્કત અને લાગવગ છતાં બે એક વખત એ પોલિસના સપાટામાંથી બચી ગયો. એણે એક વખત તો લેડી સાહેબના માનીતા કુતરાને પેટ્રોલ છાંટીને કાંડી લગાડીને બાળી મુકયો હતો. એને અંગે પોલિસની પીડામાંથી એ મહા મુશીબતે છૂટવા પામ્યો હતો. તે પછી એણે યશોદા પર

છૂટો ગ્લાસ ફેંકયો હતો. એકંદરે એના જવાથી ખરૂં કહું તો આ ઘરમાં ત્રાસને બદલે શાંતિ થઇ છે એમ કહું તો ખોટું નથી. શું જુઓ છો?'

જયંત નીચો નમીને પેલા કીરમજીના દોરડાની ગાંઠો બારીકાઇથી તપાસતો હતો. પછી એણે ધ્યાન દઇને એનો છેડો તપાસી જોયો. એ ઘસાઇ ગયેલા ભાગ આગળથી તૂટયો હતો. એનાં છુંછાં જયંતે ધ્યાન દઇને જોયાં.

'જ્યારે આ દોરડું ખેંચીને તોડયું હશે ત્યારે રસોડામાંનો ઘંટ જોરથી વાગ્યો હશે.' એણે કહ્યું.

'બરાબર છે. પણ કોઇ એ સાંભળે એમ ન હતું. રસોડું પાછળની બાજુ છેવાડું છે.'

'પણ લુટારૂને શી રીતે ખબર પડી કે કોઇ સાંભળશે નહિ? અને એવી બેદરકારીથી એ ઘંટનું દોરડું ખેંચે એ કેમ બને?'

'બરાબર છે મી૦ જયંત! આપની વાત બરાબર છે! મ્હને પણ એ સવાલ ઉઠેલો. એ માણસ આ મકાનના રીતરિવાજ અને એની પરિસ્થીતિથી સંપૂર્ણ માહિતગાર હોવો જોઇએ. એ સિવાય એ એવી રીતે દોરડું ખેંચે નહિ. એની ખાત્રી હોવી જોઈએ એટલું વહેલું પણ એ તરફ કોઈ અવાજ સાંભળે એમ નથી. એ હકીકત મેળવવાને એણે કોઈ નોકર સાથે ઘણો સારો સંબંધ રાખ્યો હોવો જોઇએ. એમજ હશે. સર સાહેબના આઠ નોકર છે અને તે બધાય સારા માણસો છે પછી તો કોણ જાણે!'

'તો તો પછી એમ મનાય કે જેના પર પેલો ગ્લાસ ફેંકયો હતો તેણે એવો ભાગ લીધો હોય.' જયંતે સૂચના કરી. 'પણ એ સંભવિત નથી. એ જાણી જોઇને પોતાની શેઠાણીને બેવફા થાય એ બને એવું નથી. હરકત નહિ. એ ઘણી ઝીણી વિગત છે પણ જ્યારે હરીદાસ પકડાય ત્યારે એનો પત્તો મેળવી શકાશે. લેડી સાહેબની હકીકતને યશોદા ટેકો આપે છે અને આ બધા પુરાવા પણ એ

હકીકતને પુષ્ટિ આપે છે.' પછી એ પેલી બારી આગળ ગયો અને તે ઉઘાડી. 'બહારની જમીન કઠણ છે એટલે પગલાં બગલાં કૈં પડેલાં નહિ હોય. આ મીણબત્તી સળગાવીને લેડી સાહેબ આવ્યાં લાગે છે.'

'હાજી.'

'એ લોકો શું લઈ ગયા ?'

'કૈં વધારે નથી લેવાયું. પાંચસાત ચાંદીનાં વાસણો તફડાવ્યાં લાગે છે. લેડી સાહેબ કહે છે કે એ લોકો સર સાહેબના મરણથી ગભરાઈ ગયા હતા એટલે ઝાઝી માલમતા ચોરી ન હતી. એ બનાવ ન બન્યો હોત તો સારી રીતે હાથ મારી જાત.'

'બનવા જોગ છે. અને છતાં એ લોકોએ અહીં બેસીને દારૂની મઝા ઉડાવી ?'

'હાસ્તો. જરા સ્ફૂર્તિ માટે.'

'બરાબર છે. આ ત્રણે ગ્લાસને કોઇએ હાથ નથી લગાડયોને ?'

'નાજી. એ હજી જેમના તેમજ રહેવા દીધા છે.'

'જોઉં જોઈએ. ઓહો ! આ શું ?'

ત્રણે ગ્લાસ સાથેજ ગોઠવ્યા હતા. ત્રણેમાંથી દારૂની વાસ આવતી હતી. એકની અંદર હજી દારૂનું ફીણ હતું. એની પાસે બે ત્રતીયાંશ ભરેલી દારૂની બાટલી હજી પડી હતી. નજીકમાં ઇંચ સવા ઇંચ લાંબો ખૂબ ડાઘ વાળો બુચ પણ હતો. એનો દેખાવ અને બાટલી પરની ધૂળ બતાવતાં હતાં કે એ ઘણી ઉંચી જાતનો દારૂ હતો.

જયંતની રીતભાતમાં એકાએક કાંઈ ફેરફાર થયો. એની સુસ્તી ઉડી ગઈ હતી અને ચંચલતાથી એ બધું તપાસતો હતો. એણે પેલો બુચ ઉપાડયો અને ધ્યાન દઇને જોયો.

'એ શાનાથી બહાર કાઢયો છે ?' એણે પૂછ્યું.

બક્ષીએ એક અદબીડયુ ખાનુ બતાવ્યું. એની અંદર બીજી ચીજોમાં એક મોટો કૉર્ક સ્ક્રુ પડયો હતો.

'લેડીસાહેબે કહ્યું કે એ લોકોએ એ સ્ક્રુ વાપર્યો હતો?' જયંતે પૂછ્યું.

'નાજી, આપને ધ્યાન હોય તો એ વખતે એ બેભાન હતાં.'

'બરાબર છે. ખરી રીતે એનો ઉપયોગ થયોજ નથી. એ ચાકુની સાથે આવે છે એવા સ્ક્રુથી ઉઘાડયો લાગે છે. એ ઇંચ દોઢ ઇંચજ લાંબો હશે. બુચપરથી લાગે છે કે ત્રણ વખત એમણે સ્ક્રુ નો ઉપયોગ કર્યો છે, ત્યારે છેલ્લી વખતે બુચ નીકળ્યો છે. આ સ્ક્રુ વાપર્યો હોત તો બુચની આરપાર જાત અને એકી વખતે બુચ નીકળી જાત પણ એમ થયું નથી એટલે જ્યારે તમારો આરોપી પકડાય ત્યારે જોજો કે એની પાસે મ્હેં કહ્યું તેવા સ્ક્રુવાળો ચાકુ છે કે નહિ.'

'બહુ સારૂ.' બક્ષીએ કહ્યું.

'પણ આ ગ્લાસ જરા નવાઇ પમાડે છે, એ મ્હારે કહેવું જોઇએ. લેડી પ્રિયંવદા એ ત્રણે જણને દારૂ પીતાં જોયા ખરૂંને?'

'હાજી. એતો એ સ્પષ્ટ પણે કહે છે.'

'તો તો કૈં કહેવાપણું રહેતુ નથી. છતાં આ ત્રણ ગ્લાસ જરા નવાઇ જેવા છે. રામરાય! કેમ, તમને કૈં એવું નથી લાગતું? ભલે, ભલે, વખતે મ્હને વહેમ લાગતો હશે. મ્હારી ટેવ એવી છે કે સાદી વાત હોય તેમાં પણ મ્હને કૈં ગુંચ જણાય! ચાલો રજા લઇએ. તમારો કેસ તદ્દન સીધો ને સરળ છે એટલે હરકત નથી. તમારા ગુન્હેગારો પકડાય એટલે જરા મ્હને ખબર આપજો. બીજું શું? ચાલો નટવર! આપણું હવે અહીં કામ નથી.'

અમે પાછા ફર્યાં અને ગાડીમાં બેઠા. રસ્તામાં જયંત કૈં ઉંડા વિચારમાં ગુંથાયલો લાગતો હતો. એના વિચાર હજી કૈં નિર્ણયપર આવ્યા ન હતા પણ એકાએક એ બજાર આગળ ઉતરી ગયો અને મ્હને પણ જલદીથી ઉતરવા કહ્યું.

'માફ કરજે નટવર! પણ મ્હને એમ લાગે છે કે આપણે આ કેસ આ રીતે રહેવા દઇને જવું જોઇતું નથી. ત્હને કદાચ નવાઇ લાગશે પણ મ્હને સંપૂર્ણ સંતોષ થયો નથી. મ્હારી પાસેની દરેક વિગત આપણને બતાવવામાં આવેલા દેખાવની વિરૂદ્ધ જાય છે. મ્હારી ખાત્રી છે કે એ બધુ ખોટુ છે, તુત છે, સાવ જુઠાણું છે; છતાં એવી સીફતથી બતાવવામાં અને રજુ કરવામાં આવ્યુ છે કે આપણે સાચુ માનવા પ્રેરાયા છીએ. ચાલ નટવર, અંધેરીની ગાડી આવે ત્યાં સુધી આપણે એક બાજુ બેસીએ અને વિચાર કરીએ. મ્હારી વિગતો તને સમજાવું અને તારો શો મત છે તે મ્હને કહે એટલે આપણને કામ કરતાં ફાવે. લેડી સાહેબનું સૌંદર્ય પૂર્ણ વદન, એમની મોહક વાણી અને સીલસીલા બંધ વાત એ બધુ બાજુએ રાખીને હું કહું છું તે સાંભળ.

'એ બધી વાતમાં જો આપણે ઠંડા પેટે વીચાર કરીએ તો ઘણી બાબતો શંકાસ્પદ લાગ્યા સિવાય નહિ રહે. આ બદમાસોને પંદર દિવસપર કલ્યાણમાં જબરો તડાકો પડયો. એની કેટલીક વિગતો તથા એમનું વિગતવાર વર્ણન છાપાંઓમાં આવી ગયું છે એટલે એનો ઉપયોગ કોઇને ખોટે ખોટા ચોરોની વાત રજુ કરવી હોય તો તે માટે કરી શકાય છે. ખરૂં કહીએ તો એકવાર સારો તડાકો પડયા પછી તરતજ એ લોકો પોતાની જીંદગી જોખમમાં નાખવાને બદલે શાંતિથી એ પૈસા પહોંચે ત્યાં લગી મઝા માણે અને ખરચી ખૂટે એટલે નવુ બીલ્લુ શોધવા નીકળે. બીજું, આટલુ વહેલુ, રાતના અગીયાર સવા અગીઆરે બદમાશો ચોરી ન કરે. એ બાર વાગ્યા પછીનો વખત ઘણું ખરૂં પસંદ કરે. તે ઉપરાંત કોઈ પણ સ્ત્રી પર એકદમ કૂદીને ફટકારવી એ એને બૂમ પડાવવા બરોબર છે અને ચાલાક ચોર એવું પગલું ભરે નહિ છતાં એવી વાત રજુ થઇ છે. જ્યારે સામા માણસને દાબી દેવા પુરતી શક્તી હોય ત્યારે ચોર ભાગ્યેજ ખૂન કરવાનું પસંદ કરશે. એ કાંતો સામા માણસને જકડીને બાંધી

દે અથવા એને ધમકીથી કબજે કરે. ત્યારે અહીંઆં પહેલે તડાકે ખૂન કરવામાં આવ્યું છે. જ્યારે ઘણી સારી ધાપ મારી શકાય એમ હોય અને રસ્તો સાફ હોય ત્યારે ચોર ભાગ્યેજ સહેજસાજ લઇને પલાયન થશે ત્યારે અહીં તો બીજુ બધુ એમને એમ રહેવા દઇ ચાંદીનાં ચાર છ વાસણ લઇને ત્રણે ચોરે સંતોષ માન્યો છે. અને છેવટે એ જાતના માણસો દારૂની બાટલી હાથ ચઢે તો સહેજ પીને રહેવા દે, એ તદન અસંભવિત છે. એતો એને ખાલી કર્યા સિવાય મૂકેજ નહિ. આ બધા ઉપરથી તને શું લાગે છે? નટવર!'

'એ બધાની એકંદર અસર જરૂર શંકા ઉભી કરે એવી છે એની ના નહિ બાકી દરેક વિગત વારાફરતી લઇએ તો અસંભવિતા ઓછી લાગે છે પણ જ્યારે એ બધી સામટી એકઠી થાય છે ત્યારે તારી વાતમાં કૈંક વજુદ હોય એમ લાગ્યા વિના રહેતું નથી.'

'સારી વાત છે. હવે એ બધા કરતાં ચઢી જાય એવું ગ્લાસનું પ્રમાણ છે.'

'એમ ?'

'જરૂર. એ તારી નજર આગળ દેખાય એમ છે ?'

'હારતો. મ્હને એ બરાબર યાદ છે.'

'આપણને કહેવામાં આવ્યું કે ત્રણ જણે દારૂ પીધો હતો. એ તને બરાબર લાગે છે ?'

'કેમ નહિ ? ત્રણેમાં દારૂ દેખાતો હતો.'

'બરાબર છે. પણ માત્ર એકજ ગ્લાસમાં ફીણ હતું, એતો તેં જોયું હશે. એવો ઉંચી જાતનો દારૂ ત્રણ જણ સાથે પીએ છતાં એકનાજ ગ્લાસમાં ફીણ રહે ને બીજા બેમાં ના રહે એનું શું કારણ ? એ ઉપરથી શું લાગે છે ?'

'છેલ્લા ભરાયલા ગ્લાસમાં ફીણ વધારે વળ્યું હશે.'

'બીલકુલ નહિ. બાટલી ભરેલી હતી અને પુરી વપરાઇ નથી. એટલે બેમાં ફીણ ન વળે ને ત્રીજામાં વળે એ સંભવિત નથી,

એના બેજ—માત્ર બેજ—ખુલાસા છે. એક તો એ કે બીજો ગ્લાસ ભર્યો ત્યારે બાટલી ખુબ હલાવી હશે એટલે ત્રીજામાં વધારે ફીણ ગયું પણ એમ થયું લાગતું નથી. એટલે એ વિચાર પડતો મુકવો પડે છે.'

'ત્યારે તું શું ધારે છે?'

'ફક્ત બેજ ગ્લાસનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને બેઉ-માંથી પીતાં બાકી રહેલો સહેજ દારૂ અને ફીણ ત્રીજામાં રેડયાં ને ત્રણ જણે દારૂ પીધો છે એમ બતાવવાને ગ્લાસ હલાવી નાખ્યો. એ રીતે ત્રીજા ગ્લાસમાં માત્ર ફીણ આવ્યું. હવે સમજાય છે? મ્હારી ખાત્રી છે કે એમજ થયું હોવું જોઇએ. અને એમજ હોય તો આ આખોયે કેસ સાદા ખૂનના કેસને બદલે કંઇક બુદ્ધિ ચાતુર્ય વાળો ભેદ ભરેલો ખૂનનો કેસ નિવડે છે. કારણ તે એ એકજ નિર્ણય પરથી એમ સમજાય છે કે લેડી પ્રિયવંદા તથા યશોદા, બન્ને જણે આપ-ણને તદ્દન ખોટી અને બનાવટી વાત કહીને છેતર્યા છે તથા આડે માર્ગે દોર્યા છે. એમની આખીયે વાતનો એક પણ શબ્દ માનવા જેવો નથી. શરૂઆતની એમના જીવનને લગતી થોડી હકીકત સિવાયની વાત સરીઆમ જુઠ્ઠી છે. એ ઉપરાંત એ બેઉ જણ ખરા ગુન્હેગારને છૂપાવવાનો પ્રયત્ન કરી રહ્યાં છે અને એને એ રીતે મદદ કરે છે. આપણે બહારની સ્હેજ પણ સહાનુભૂતિ સિવાય આપણું કામ કર-વાનું છે તથા ખરા ખૂનીને શોધી કાઢવાનો છે. ચાલ, આ અંધેરીની ગાડી આવી.'

અમને જોઇને કુંજવિહારમાં સૌ કોઈ નવાઈ પામ્યું. રામરાય પોતાના કામનો રિપોર્ટ આપવા મુંબાઈ ગયો હતો એટલે જયંતે પેલા ખંડનો આસાનીથી કબજો લીધો. અંદરથી કડી લગાવીને એણે પોતાની તપાસ શરૂ કરી. લગભગ બે કલાક સુધી એણે બધું બારી-કાઈથી તપાસ્યું. એક પછી એક એ દરેક ચીજ જોઇ ગયો. બારી, પડદા, ચટાઈ, ખુરશી, દોરડું બધુંયે જોયું. સર સાહેબનું શબ ખસે-

ડવામાં આવ્યું હતું. તે સિવાય બીજું બધું હજી એમને એમજ હતું.

ધીરે રહીને જયંત ઉભો થયો અને ખીંટી પર પગ મુકીને ઉંચા થઇને એણે દોરડાનો બીજો છેડો તપાસ્યો. છેડા કરતાં એણે પેલી ખીંટી પર પણ ખુબ ધ્યાન આપ્યું હતું. એ જરા પહોળી હતી અને એના પર ધૂળ પડેલી હતી. છેવટે એ નીચે ઉતર્યો. એને એની તપાસથી સંતોષ થયો હોય એમ લાગતું હતું.

'બધું બરાબર છે. નટવર!' એણે કહ્યું. 'મ્હેં ધાર્યું હતું એમજ છે. ખરેખર! આ કેસ ઘણો વિચિત્ર તથા બુદ્ધિ ચાતુર્યના નમુના રૂપ નિવડશે એમાં શક નથી. ખરેખર! પહેલી વખત મ્હેં કેટલી મોટી ભૂલ કરી! હવે માત્ર થોડીક ખૂટતી કડીઓ સિવાય આખીએ અનુમાન પરંપરા બરાબર અને બંધબેસતી છે.'

'ગુન્હેગારો પણ મળી ગયા?'

'ગુન્હેગારો નથી માત્ર ગુન્હેગાર—એકજ માણસ છે. નટવર! પણ એ ઘણોજ ચંચળ અને સશક્ત માણસ છે. એણે પેલો ફટકો માર્યો તેજ એનું બળ બતાવવા પુરતો છે. ચાલાક, બુદ્ધિશાળી અને જબરો હોશીયાર લાગે છે. આ બધી વાત એના ફળદ્રુપ ભેજાનું પરિણામ લાગે છે સમજ્યોને નટવર! આપણને એક ચાલાક માણસ સાથે કામ પાડવાનું છે. એની બધી ચાલાકી અને તર્ક શક્તિ છતાં એણે પેલા દોરડાની બાબતમાં છક્કડ ખાધી છે, નહિતર પકડતાં જરા મુશ્કેલી પડત.'

'શી છક્કડ ખાધી છે?' મ્હેં પૂછ્યું.

'જો આપણે દોરડું ખેંચીએ તો એ ક્યાંથી તૂટે? જ્યાં ઘસાયુ હોય ત્યાંથી ખરૂંને? અથવા ગરગડી આગળથી પણ એ તેની આ બાજુ ત્રણ ઇંચ દૂર શા માટે તૂટી જાય?'

'એ ત્યાં વધારે ઘસાયુ હશે.'

'બરાબર છે. આ છેડો આપણને ઘસાયલો લાગે છે પણ બીજો ઘસાયેલા નથી. એ અહીંથી દેખાય એમ નથી પણ ઉપર

ચઢીને જોતાં જણાય છે કે એ ચાકુથી કાપેલો છે પણ ઘસાયેલો નથી. એ ઉપરથી શું થયું હશે એ અનુમાન કરી શકાય છે. એને દોરડાની જરૂર લાગી એટલે બહાર જઇને લાવવા કરતાં પાસેનું એવું ઠીક લાગ્યું હવે એ ખેંચે તો અવાજ થાય અને કોઇ જાણે એટલે એ પેલી ખીંટી પર કુદ્યો અને દોરડું કાપ્યું. તું ત્યાં નહિ પહોંચાય. હું પણ ન પહોંચાઇ શકયો. એ મ્હારાથી ત્રણ ઈંચ વધુ ઉંચો—છ ફુટ ત્રણ ઇંચ ઉંચો—હોવો જોઇએ. હવે પેલી મોટી ખુરસી જો એના પર શાનો ડાઘ લાગે છે ?'

'લોહીનો.'

'બરાબર છે. એ લોહીનો ડાઘ છે. એ એકલોજ લેડી સાહેબની વાત ખોટી છે એમ પુરવાર કરવાને પુરતો છે. જ્યારે ખૂન થયું ત્યારે એ ખુરસી પર જકડાયલી પડી હતી ત્યારે એ ડાઘ કયાંથી આવ્યો ? ખરી રીતે તો ખૂન થયા પછી—સમજ્યોને પછીથી—એને એ રીતે ખુરસી પર જકડી લેવામાં આવી હતી. એમના કપડા પર પણ એવોજ ડાઘ જરૂર હોવો જોઇએ. આપણે હવે યશોદાને જરા ફરી તપાસવી જોઇએ.'

એ બડી ખંધી હતી. એકાએક એ સપડાઇ જાય એમ ન હતું. એણે સરસાહેબ પ્રત્યેનો પોતાનો તિરસ્કાર છૂપાવ્યો નહિ.

'હાજી. એમણે મ્હારા પર ગ્લાસ ફેંકયું હતું. એ બાઇસાહેબને ગાળો દેતા હતા એટલે હું બોલી કે એમનો ભાઈ હાજર હોત તો એવું બોલવાની તમારી હિંમત ચાલત નહિ, એટલે એમણે એ ગ્લાસ છુટ્ટું ફેંકયું. એમનું ચાલત તો એ એથી વધારે કરત. એતો સ્વભાવના ઘણા પાજી હતા. બાઇસાહેબ ઘણાંજ સહનશીલ છે. પેલા હાથ પરના ડાઘની વાત એમણે મ્હને કરી નથી પણ એ બધાં એમનાંજ કારસ્તાન છે. શું કરીએ ! એમનાં લગ્ન એની સાથે થયાં એટલે ઉપાય ન હતો બાકી ખરૂં પૂછો તો કાગડાની કોટે રત્ન બંધાયું હતું. પહેલાં તો એ ભાઈ સાહેબ મીઠા મધ જેવા હતા પણ પછીથી

પોત પ્રકાશ્યું. મ્હારી ગરીબ ગાય જેવી પ્રિયવંદાને હેરાન હેરાન કરી મૂકી! ગયા કારતકમાં અમે અહીં આવ્યાં. હજી તો પૂરા અરાડ મહિના પણ થયા નથી પણ એટલામાં એને અરાડ ભવની વીતી.'

લેડી પ્રિયવંદા હજી એજ સોફા પર પડયાં હતાં. એમની તબીઅત જોઈએ તેટલી સારી ન હતી. અમારી સાથે વાત કરતાં કરતાં યશોદા એમને કપાળે બામ ચોપડવા લાગી.

'હું ધારૂં છું કે આપ મ્હારી ઉલટ તપાસ કરવા નહિ આવ્યા હો!' લેડી સાહેબે કહ્યું.

'નાજી.' જયંતે બહુજ નમ્રતાથી તેમજ મીઠાશથી કહ્યું. 'આપને નકામી તસ્દી આપવાની અમારી જરા પણ ઈચ્છા નથી. આપના પર વીતવામાં બાકી નથી રહ્યું. એતો આપજ સહન કરી શકો! આપ અમારી સાથે વિશ્વાસ રાખીને વર્તશો તો અમે અમારાથી બનતું કરી છૂટશું.'

'આપ મ્હારી પાસે શું કરાવવા માંગો છો?'

'બધી વાત સાચે સાચી કહેરાવવા.'

'મી. જયંત!'

'એમ છૂપાવવાની જરૂર નથી. લેડી સાહેબ, આપે મ્હારા માટે થોડું ઘણું પણ સાંભળ્યું હશે. મ્હારે કહેવું જોઇએ તમે સવારે કહેલી વાત અથેતિ ઉપજાવી કાઢેલી છે.'

બન્ને સ્ત્રીઓ જયંત સામે આંખો ફાડીને જોઈ રહી.

'તમે ઘણા અસભ્ય માણસ લાગો છો.' યશોદા બોલી. 'તમે એમ કહેવા માગો છો કે બાઇ સાહેબે તમને ખોટી વાત કરી?'

જયંત ખુરસી પરથી ઉભો થઇ ગયો.

'આપને કૈં કહેવાનું નથી?'

'મ્હેં બધુંયે બરાબર કહેલું છે.'

'ફરીથી વિચાર કરી જુઓ. લેડી પ્રિયવંદા! મ્હારી સાથે સરલતાથી વર્તવામાં લાભ છે.'

ક્ષણેક વારમાં એમના ચહેરા પર કેટલુંય પરિવર્તન થઇ ગયું. પછી કોણ જાણે કેમ કૈં નવું જોર આવતું લાગ્યું.

'હું જે જાણું છું તે કહી દીધું છે.'

જયંતે ખભા ચઢાવ્યા. 'ઘણી દિલગીરીની વાત છે!' કહીને એણે રજા લીધી. અમે બહાર આવ્યા પછી એણે મ્હને સામે આવેલું એક નાનું સરખું તળાવ બતાવ્યું. એમાં બહુ પાણી ન હતું. અમે આગળ ચાલ્યા. એણે એક ચીઠ્ઠી રામરાયને આપવા સારૂ લખી રાખી અને કોન્સ્ટેબલને આપી.

'વાગ્યુ તો તીર નહિતર તુક્કો. જેવું એનું નસીબ. નટવર! એનો ઉપયોગ કરે તો રામરાયને જાણવા જેવું જડશે ખરૂં બાકી આપણે એને કૈં કહેવાની જરૂર નથી. આપણે હવે સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપનીની ઑફિસમાં જઇને તપાસ કરવી પડશે. એ બેલાર્ડ એસ્ટેટ પર આવી છે એટલે સીધા ત્યાંજ જઇએ.'

જયંતે પોતાનું કાર્ડ મેનેજરને મોકલાવ્યું એટલે એણે અમને સુંદર આવકાર આપ્યો, અને જોઇતી હકીકત પુરી પાડવાની હા પાડી. એનું રજીસ્ટર જોયું તો એમની જળજ્યોત્સ્ના નામની સ્ટીમર ગયા કારતકમાં રંગુનથી મુંબાઇ આવી હતી અને તેના ઉતારૂઓમાં મીસ પ્રિયવંદા મ્હેતા તથા તેની દાસી યશોદાનાં નામ હતાં. એ સ્ટીમર હાલ રંગુન ખાતે હતી. એના ઑફીસરમાં કોઇની બદલી થઇ હતી એમ પૂછતાં ખબર મળી કે એના પહેલા ઑફીસર મી૦ ચંદ્રકાન્ત મ્હેતાની નીમણુંક કૅપ્ટન તરિકે બીજી સ્ટીમરમાં કરવામાં આવી હતી. સ્ટીમર જલબાલા હમણાંજ ખરીદાઇ હતી અને તેના કૅપ્ટનની જગ્યા એમને આપવામાં આવી હતી. કૅપ્ટન મ્હેતા હાલ મુંબાઇમાંજ હતા. જલબાલા બે ત્રણ દિવસમાંજ ઉપડવાની હતી. અમારે એમને મળવું હોય તો તેઓ થોડી વાર પછી ઑફિસમાં આવવાના હતા.

જયંતે એમને મળવાની જરૂર નથી એમ કહ્યું પણ એમનો રેકર્ડ જોવાની ઇંતેજારી બતાવી એટલે એ ફાઇલ મેનેજરે અમને આપી.

એમાં શારીરિક હકીકત, શિક્ષણનાં પ્રમાણપત્રો તથા કામકાજને લગતા કાગળો હતા. એ જરા તેજ મિજાજના માણસ હતા પણ એકંદરે પ્રમાણિક અને વિશ્વાસપાત્ર હતા. કૅપ્ટનની જગ્યા મેળવનાર એ પહેલા હિંદુ ઑફીસર હતા.

જયંતે મેનેજરનો આભાર માનીને ફાઇલ પાછી આપી. ત્યાંથી અમે ફરતા ફરતા પ્રીન્સેસ સ્ટ્રીટમાં આવ્યા.

'ઘડી વાર તો મ્હને વિચાર આવ્યો, નટવર!' જયંતે કહ્યું. 'કે બક્ષીને બોલાવી બધી હકીકત કહેવી પણ એક વખત એને કહું એટલે એણે ઘટતાં પગલાં ભરવાં જ જોઇએ. એક બે વખત મ્હને એમ લાગ્યું છે કે એ પ્રસંગોએ મુખ્ય ગુન્હાથી જેટલું નુકશાન થયું હશે તે કરતાં મ્હારા ગુન્હેગારોને શોધીને પોલિસને સોંપવાથી વધારે ત્રાસ અને નુકશાન થયેલાં. આ કેસમાં પણ એવું લાગે છે એટલે બક્ષીને સાથ દેવા વૃત્તિ નથી થતી. પેલા બે વખતની ઠોકરે એ અક્કલ આપી છે, અને વખત આવે મ્હારા હૃદયની શાંતિ ખાતર કાયદાની અવગણના કરવાનું મ્હેં નક્કી કર્યું છે.'

સાંજ પહેલાં મી૦ બક્ષી અમને મળવા આવ્યા. એમનું કામ બરાબર ચાલતું લાગતું ન હતું.

'અરે જયંતરાય! આપ બહુ જબરા માણસ છો! ખરેખર! આપની શક્તિ અજબ છે. આપને શી રીતે ખબર પડી કે ચોરાયલાં ચાંદીનાં વાસણ પેલા તળાવમાં પડયાં હતાં?'

'મ્હને ખબર ન હતી.'

'પણ આપે એ તપાસવાનું કહ્યું હતું ને?'

'એમ. ત્યારે વાસણો મળી આવ્યાં?'

'હાજી, એકકે એક.'

'ચાલો, એ સાંભળી આનંદ થયો.'

'પણ એથી મ્હારૂં કામ ઉલટું મુશ્કેલ થાય છે. એ તે કઇ જાતના ચોર કે જે ચાંદીનાં વાસણો ચોરી જાય અને તળાવમાં ફેંકી દે ?'

'એ વર્તન જરા ધૂની લાગે એવું છે, બાકી ન બને એવું નથી. મ્હને એવો વિચાર આવ્યો કે જેને ચાંદીનીયે જરૂર ન હોય તે આવી રીતે ચોરી કરે ત્યારે સાથે લઈ જવાને બદલે પાસેજ એ તળાવ છે એટલે એમાં નાખી દે તે ઉપરથી મ્હેં તળાવ તપાસવાનું તમને કહેવરાવેલું.'

'પણ એવો વિચાર શાથી આવ્યો ?'

'મ્હને વળી એમ લાગ્યું. પેલી બારીની સામેજ તળાવ છે અને બહાર નીકળે એટલે એમાં નાખે એવું સહેજ મનમાં આવ્યું. વખતે એનો છૂપાવવાની જગ્યા તરીકે પણ ઉપયોગ કર્યો હોય.'

'બરાબર ! છૂપાવવાની જગ્યા—બરાબર !' બક્ષીએ આનંદમાં આવીને કહ્યું. 'હવે સમજાયું. એ લોકો જરા વહેલા હતા એટલે એની સાથે પકડાય તો બાર વાગે તેથી છૂપાવવા માટે વાસણો ત્યાં નાખ્યાં હશે. એ બહુજ બંધબેસતો વિચાર છે.'

'એમજ ! મ્હારે કહેવું જોઇએ કે મ્હારો વિચાર ઉપર ઉપર-નોજ હતો છતાં એનું પરિણામ ઠીક આવ્યું અને વાસણો જડયાં.'

'હાસ્તો ! એ ખાતે આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો. પણ મ્હારે તો બીજો વાંધો આવ્યો.'

'વાંધો ?'

'જરૂર. બીજું શું મી૦ જયંત ! હરિદાસ વાળી ટોળકી આજે સવારે મોંબાસામાં પકડાઇ.'

'અરે ભલા ભગવાન ! એતો ખોટું થયું ! એમ હોય તો તો કેં ઓછા જ એ લોકોએ આ ગુન્હો કર્યો હોય !'

'નહિસ્તો. પણ વખતે બીજીજ ત્રણ જણની ટોળી હોય. કદાચ કોઇ નવીજ ટોળી હોય !'

'એ પણ બનવા જોગ છે.'

'આપને કેં સૂચના કરવા જેવું નથી ?'

'મ્હેં તો એક કરી હતી.'

'કઇ?'

'કે વાસણો માત્ર આડે રસ્તે દોરવવાને ચોરાયાં હોય.'

'એ શી રીતે મનાય?'

'એજ સવાલ છે. વિચાર કરી જોજો અને ઠીક લાગે તો ઉપયોગ કરજો. કેમ, રોકાવું નથી?'

'નાજી. હવે જવું જોઇએ.'

'પધારો.'

સાંજ પડી એટલે અમે વાળુ કરીને પરવાર્યા. જયંત બેઠો બેઠો છાપુ વાંચતો હતો. એકાએક એણે ઘડીઆળ તરફ જોયું.

'નટવર! હવે આ કેસનો છેલ્લો હપ્તો શરૂ થાય છે.'

'ક્યારે?'

'હમણાં થોડીવારમાં જ. મ્હારી ખાત્રી છે કે તું એમ માને છે કે બક્ષી કરતાં મ્હેં તદ્દન ઉંધી રીતે અને મૂર્ખાઇ ભર્યું વલણ લીધું છે.'

'મ્હને તારા વલણમાં શ્રદ્ધા છે.'

'બહુજ સુંદર જવાબ આપ્યો. નટવર! બન્ને વચ્ચે ઘણો જ ફેર છે. હું જે જાણું છું તે ખાનગી છે અને તે કોઇને કહેવું કે નહિ તે મ્હારી મુનસફીની વાત છે. હું મ્હારી મરજી મુજબ ચાલવા મુખત્યાર છું. બક્ષીની સ્થિતિ એવી નથી. એ જે જાણે તે એણે જાહેર કરવું જોઈએ અને તેમ કરવા એ બંધાયલો છે. એનાથી પોતાની મરજી મુજબ વર્તન કરી શકાય એમ નથી. આ ફેરને લીધે મ્હારી હકીકત અને વર્તન આ વખતે મ્હારે એનાથી છૂપાવવાં પડે છે.'

'હવે કેટલી વાર છે?'

'વખત થવા આવ્યો છે. છેલ્લો અંક હવે પડશે અને પછી ખેલ ખલાસ!'

બહાર કોઇનો અવાજ થયો. અમને કોઈ મળવા આવ્યું હતું.

માણસે આવીને જયંતના હાથમાં એક કાર્ડ આપ્યું. એણે આવનારને અંદર મોકલવા સૂચના આપી.

આવનાર ઘણો લાંબો માણસ હતો. એ દેખાવે સુંદર, શરીરે સશક્ત, તથા ઘણોજ ચંચળ અને બુદ્ધિશાળી લાગતો હતો. એ જરા ગભરાયલો લાગતો હતો.

'કેમ છો કૅપ્ટન મ્હેતા!' જયંતે એ બેઠા પછી પૂછ્યું. 'તમને મ્હારી ચીઠ્ઠી મળી?'

એણે અમારા તરફ વેધક નજરે જોયું અને બોલ્યોઃ 'હાજી. અને આપના લખવા મુજબ હું વખતસર આવ્યો છું. આપ ઑફિસમાં ગયા હતા એમ પણ સાંભળ્યું. આપના હાથમાંથી છટકાય એમ હતું નહિ એટલે હાજર થયો છું. તમને ફાવે તે કરો. જોઇએ તો પકડાવો કે ગરદન મરાવો પણ જે કરવું હોય તે જલદી કરો. એમ છાનામાના બેસી રહીને મ્હને મારી ન નાખો!'

'જરા ધીરા પડો મી૦ મ્હેતા! એમ ઉતાવળા થવાની જરૂર નથી. એવું કરવું હોત તો તમને આ રીતે બોલાવત નહિ. તમારા તરફ મ્હારી સહાનુભૂતિ ન હોત તો હું જૂદી જ રીતે વર્તત. ખુલ્લા મનથી મ્હને બધી હકીકત—ખરેખરી હકીકત કહી દેશો તો મ્હારા જેવો ભલો માણસ બીજો કોઈ નહિ હશે. જો મ્હને બનાવવા જશો તો ધુંદાઇ મરશો એ પહેલેથી કહી લઉં છું.'

'એટલે—'

'એજ કે જે બન્યું હોય તેનો સાચેસાચો હેવાલ મ્હને આપો. એમાં વધારો ઘટાડો કરવાનો નથી. સમજ્યાને! હું એટલું બધું જાણું છું કે તમે ખરી હકીકત છૂપાવવા કે આડુ અવળુ કહેવા પ્રયત્ન કરશો તો હું પકડી શકીશ. પછી તો આ સિસોટી વગાડું એટલીજ વાર છે. તરતજ તમે ગિરફતાર થઇને આંદામાન પહોંચશો.'

એણે જરાવાર વિચાર કર્યો અને જવાબ આપ્યોઃ

'હરકત નહિ. હું ધારૂં છું કે તમે કહો તેમ કરો એવા માણુસ છો. તમને હું બધી હકીકત કહી જાઉં છું. એક વાત પહેલાં કહી લઉં. જ્યાંસુધી મ્હને લાગેવળગે છે ત્યાંસુધી મ્હને જરાય દુઃખ નથી થતું. મ્હને કશી વાતનો ભય નથી અને આવો ગુન્હો જો ફરી કરવા વખત આવે તો રાજીખુશીથી ફરીથી પણ કરૂં. એ હરામખોર ઓછો થયો તેથી દુનીયામાં સત્યાનાશ ઓછું વળશે. મ્હને લાગે છે તે પ્રિયંવદા માટે લાગે છે. એને માટે મ્હારૂં જીવન હોમવા હું તૈઆર છું. એને જરા પણ સુખ થતું હોય તો ગમે તે કરતાં મ્હને આંચકો આવે એમ નથી. છતાં મ્હારે આપને બધી હકીકત કહેવી પડે છે. એ કહ્યા પછી જરા વિચાર કરજો કે હું રીતસર વર્ત્યો છું કે નહિ? મ્હારી સ્થિતિમાં તમે તમને પોતાને મુકી જોજો અને એમ લાગે કે મ્હારૂં વર્તન બરાબર હતું તો મ્હારી માગણી કે વિનંતિ પર ધ્યાન આપજો.

'હવે હું એ હકીકત કહું. સૌથી પહેલાં પ્રિયંવદાને મ્હેં ગયા કારતક મહિનામાં જોઈ. એ વખતે હું જલજ્યોત્સ્નામાં પ્રથમ ઑફિસર હતો. એને જ્યારથી જોઇ ત્યારથી મ્હારી નજર એના પર ઠરી જ રહી. એકાંતે અમે મળ્યાં હોઇશું અને મ્હેં મારા પ્રેમની વાત એને કરી હશે. આપણી હિંદુ બાળાઓ સ્વતંત્ર નથી હોતી તેમ એ મ્હારી સાથે પરણવા સ્વતંત્ર ન હતી. એના પિતા એને મુંબાઈ મોકલતા હતા. રંગુનમાં રહેવાને લીધે એ એટલી મોટી થઇ હતી બાકી અહીં હોત તો ક્યારની પરણી ગઈ હોત. એનું વર્તન મ્હારા તરફ પ્રેમ પૂર્ણ હતું પણ અમારો સ્નેહ શુદ્ધ હતો. એને વિશુદ્ધ મૈત્રી કહીએ તો ચાલે. મ્હેં વખત આવે તો મ્હારી વાત રજુ કરવાનું અને લગ્ન માટે પ્રયત્ન કરવાનું એને કહ્યું હતું. મ્હને તે વખતે વધારે રોકાવાનું ન હતું એટલે કૈં ગોઠવણ થઇ શકી નથી. જો વધુ રોકાવાનું હોત તો આ વખત ન આવત.

'બીજે વખતે હું આવ્યો તે દરમિઆન એ પરણી ગઇ હતી.

એને પૈસો અને મોભો બન્ને મળ્યાં હતાં. હૃદયનો સાથીદાર મળ્યો હતો કે નહિ તે જોવાનું હતું. એ નહિ જ મળ્યો હોય એમ હું માનતો હતો. મ્હને એ હકીકત સાંભળી સ્હેજ આધાત થયો પણ–

**ઉપાય જેનો નહિ તેની ચિંતા, અયોગ્ય જાણીજ નિભાવ કીધો.**

'એને ફરી મળી શકીશ કે નહિ એ પણ હવે તો સવાલ હતો. કારણકે મ્હારે કોઇકિ જ વખત આવવાનું થતું અને તેયે એકબે દિવસ રહી ચાલ્યા જવાનું. આ વખતે હું પાછો ફર્યો ત્યારે મ્હને પ્રમોશન આપવાની વાત થઇ. મ્હને કૅપ્ટનની જગ્યા મળી અને સ્ટીમર પહેલવારકી આવતી હોવાથી બે એક મહિના રોકાવાની તક મળી. એક દિવસ હું યશોદાને સદ્‌ભાગ્યે મળી ગયો. એ અમારી વાત જાણતી હતી. વખતે પ્રિયંવદાએ એને કહી હશે. એણે મ્હને બોલાવ્યો અને પ્રિયંવદાના દુઃખની કહાણી કહી તથા બને તો મળવા આવવાની સૂચના કરી. એ સાંભળીને હું અર્ધો ગાંડા જેવો થઇ ગયો. એ મ્હારી સ્વપ્ન સુંદરી હતી. એને હું જીગરના ખરા પ્રેમથી ચહાતો હતો. એ જ્યારે આ રીતે દુઃખી દુઃખી થાય ત્યારે મ્હારૂં હૈયું વિદીર્ણ થઇ જાય એમાં કૈં નવાઇ છે! પછી હું ફરીથી યશોદાને મળ્યો. એણે પ્રિયંવદાને મળવાની ગોઠવણ કરી આપી. અમે મળ્યાં. એ ઘણી બદલાઇ ગઈ હતી. એને માટે મ્હને ઘણું લાગ્યું. અમે ફરી એકવાર મળ્યાં અને વાતો કરી છૂટાં પડયાં. મ્હારૂ મગજ એનાજ વિચારોથી ઘુમ હતું. શું કરૂં તો એ સુખી થાય એજ વિચાર મ્હારા મગજમાં રમતા હતા. ફરીથી મળવાનો મ્હને યોગ ન આવ્યો. એવામાં મ્હને અઠવાડીઆમાં સફરને માટે તૈયાર થવાની નોટિસ મળી. એટલે જતા પહેલાં એને એકવાર મળવાનો નિશ્ચય કર્યો. યશોદા મ્હારા તરફ બહુજ દિલસોજી રાખતી હતી એણે મ્હને બધી હકીકતથી–કુંજવિહારના રીતરિવાજ તથા પરિસ્થીતિથી સંપૂર્ણ માહિતગાર કર્યો હતો એટલે મ્હને ખબર હતી કે પ્રિયંવદા મોડે સુધી એના ખંડમાં વાંચતી બેસતી હતી. એ વખતે મ્હેં એને મળવા

વચાર રાખ્યો. કાલે રાત્રે હું ત્યાં ગયો અને બારી આગળ ડોકાયો. પહેલાં તો એણે ધ્યાન ન આપ્યું પણ જરા ખખડાટ થવાથી એણે મ્હારી સામે જોયું. એણે મ્હને પેલા બીજા ખંડની મોટી બારી આગળ આવવા કહ્યું. એ પોતે પણ ત્યાં આવી. એને મ્હોડે મ્હેં કેટલીક એવી વાતો સાંભળી કે મ્હારૂં લોહી ઉકળી ઉઠયું, અને પેલા હેવાનને મ્હેં મનમાં ને મનમાં સેંકડો ગાળો ચોપડી કાઢી. અમે બેઉ વિશુદ્ધ હૃદયે એ વખતે ઉભાં હતાં—પ્રભુ અમારો સાક્ષી છે— એવામાં એ ગાંડાની માફક એ ખંડમાં આવ્યો અને પ્રિયંવદાને કાનના કીડા ખરે એવી ગાળો દેવા લાગ્યો, અને એના હાથમાં લાકડી હતી તે એને ફટકાવી. એ ફટકો પડે એ પહેલાં હું કુદ્યો. એ મ્હને અહીં લાગ્યો. આ સોળ પડયું. પછી તો મ્હેં ખૂણામાં પડેલી લાઠી ઉપાડી અને વીંઝીને એના માથામાં મારી. એકકે ફેરે એના રામ રમી ગયા. મ્હને એથી જરા પણ ખેદ ન થયો. મનમાં શાંતિ થઇ કે બિચારી પ્રિયંવદા હવે સુખી થશે. એ જીવ્યો હોત તો એ જરૂર મરી જાત. વહેલી કે મોડી. એ સ્થીતિમાં તમારા બેમાંથી કોઈ હોત તો કઇ રીતે વર્ત્યા હોત તે કહેશો?

'એ જ્યારે લાકડી મારવા આવ્યો ત્યારે પ્રિયંવદાએ ભયથી રાડ પાડી હતી; તે સાંભળીને યશોદા આવી. જોડેના કબાટમાંથી બ્રાંડીની બાટલી કાઢી અને ધીરે રહીને મ્હેં પ્રિયંવદાના મોઢામાં થોડીક બ્રાંડી રેડી. એની અસર તરતજ થઇ અને એ ભાનમાં આવી. મ્હેં પણ સ્હેજ લીધી. યશોદા તો આ જોઇને દંડીગાર થઇ ગઇ હતી. હવે શું કરવું એ વિચાર થઇ પડયો. પછી મ્હેં અને યશોદાએ થઇને બધી વાત ઉપજાવી કાઢી તથા એને અનુકૂળ થાય એવાં પ્રમાણો તૈઆર કર્યાં. યશોદાએ શું કરવું ને શી વાત કરવી તે પ્રિયંવદાને મ્હેં સૂચના કરી હતી તે મુજબ બેએક વખત સમજાવી. એ દરમિઆન મ્હેં પેલું કિરમજી દોરડું કાપ્યું અને એનો એક છેડો ચાકુથી સોરીને જાણે એ કુદરતી જ તુટી ગયું હોય તેમ કરીને પ્રિયંવદાને

ખુરસી સાથે બાંધી. ચોર ત્યાં શી રીતે કૂદીને ગયો ને કાપ્યું એમ શંકા આવે એટલે એ છેડો સોરી નાખ્યો હતો. પછી થોડાંક ચાંદીનાં વાસણો એકઠાં કર્યાં એટલે એમ લાગે કે ચોર લોકો એ ચોરી ગયા છે. એ મ્હેં સામેના તળાવમાં જ નાખી દીધાં હતાં. મ્હારા બહાર નીકળ્યા પછી પાએક કલાકે ઘોંઘાટ કરી માણસોને બોલાવવાની સૂચના આપી હતી. એ મુજબ એ લોકો બરાબર વર્ત્યાં હોવાં જ જોઇએ. પહેલેથી છેલ્લે સુધી તદ્દન ખરી હકીકત આ પ્રમાણે છે પછી મ્હારૂં ભલે જે થવાનું હોય તે થાય !'

જયંત જરા શાંતિથી વિચાર કરતો રહ્યો. પછી એણે કૅપ્ટન મ્હેતા તરફ ફરીને કહ્યું.

'મ્હેં એમજ ધાર્યું હતું. તમારો અક્ષરે અક્ષર ખરો છે. કારણ કે એમાંની રજેરજ વાત મ્હારી જાણબહાર નથી. પેલી ગાંઠો—જે તમે લેડીસાહેબને ખુરસી સાથે જકડતી વખતે વાળી હતી તે દરિયામાં કામ કરનાર માણસ સિવાય બીજો કોઇ ભાગ્યેજ વાળે એવી હતી. એ વિષયનો મ્હારો અભ્યાસ બતાવતો હતો કે એ ગાંઠ કાંતો ખલાસીના કે કોઇ દરિઆઇ અમલદારના હાથની વાળેલી હતી. આખી જીંદગીમાં લેડીસાહેબે એકજવાર દરીઆની સફર કરી હતી અને તે પણ સીંધીયા કંપનીની સ્ટીમર 'જલજ્યોત્સ્ના'માં. એ મ્હને તપાસ કરતાં ખબર પડી હતી એટલે મ્હારે બીજે તપાસ કરવાની હતી નહિ. સદ્ભાગ્યે ખબર પડી કે એના અમલદારોમાં તમે એકલાજ અહીં હતા અને સ્ટીમર રંગુન હતી એટલે તમારો રેકર્ડ તપાસ્યો તો વિગતો મળતી આવી. લેડીસાહેબ તમને છૂપાવવા માટે ખુબ પ્રયત્ન કરતાં હતાં તથા બધી વાત ઘણીજ સીફતથી રજુ કરતાં હતાં એ બતાવી આપતું હતું કે તમને ખરા હૃદયથી ચાહતાં હોવાં જોઇએ. એ સ્નેહની શરૂઆત એ મુસાફરી વખતે થઇ હશે એમ મ્હને લાગેલું. અને આટલી વિગત પામ્યા પછી તમને પકડવા કે અહીં બોલાવવા એ મ્હારે માટે અઘરૂ કામ ન હતું.'

'મ્હેં ધાર્યું હતું કે પોલિસ અમારી બનાવટી વાતનો ભેદ કદી નહિ પામી શકે.'

'અને એમજ છે. હું પણ નથી ધારતો કે એમનું ભેજુ એટલું ચાલી શકે. હવે કૅપ્ટન મ્હેતા ! આમ જુઓ. આ વાત ઘણી ગંભીર છે—અલબત, જે સંજોગોમાં તમે મુકાયા હતા તે સંજોગોમાં તમે ખરાબ કામ કર્યું નથી પણ—કાયદાની નજરે તો એ ઘણો ગંભીર ગુન્હો છે. તમે એ ગુન્હો તમારી જીંદગીના બચાવ ખાતર કર્યો હતો એમતો માની શકાય એવું છે જ નહિ. તમારા તરફ મ્હારી સંપૂર્ણ સહાનુભૂતિ છે એટલે જો તમે ચોવીસ કલાકમાં અહીંથી જતા રહો તો એ દરમીઆન તમારૂં કોઇ નામ નહિ લે એની હું ખાત્રી આપું છું.'

'પણ પછીતો બધું બહાર આવશે ને?'

'હાસ્તો. એમ થવું જ જોઈએ.'

એનો ચહેરો ગુસ્સાથી લાલ લાલ થઇ ગયો.

'એતે કઇ જાતની સહાનુભૂતિ? મ્હને કાયદાની સાધારણ માહિતી તો છે જ. હું છટકી જાઉં તોપણ પ્રિયંવદા પકડાયા વિના ન રહે! અને તમે એમ માનો છો કે એને એમ દુઃખમાં નાખીને નાસી જવાનું હું પસંદ કરૂં? એના કરતાં તો મરી જવું એજ વધુ બહેતર છે. જો તમને જરા પણ સહાનુભૂતિ હોયતો મહેરબાની કરીને પ્રિયંવદાને બચાવો. મ્હારૂં જે કરવું હોય તે કરો પણ એને એવી નાલેશીમાંથી બચાવો.'

જયંત એકદમ ઉઠયો અ કૅપ્ટન મ્હેતાનો ખભો થાબડયો.

'મ્હેં આશા રાખી હતી તેવાજ તમે ઉત્સાહી અને હૃદયના સાચા માણસ છો. મ્હારી કસોટીમાં તમે બરાબર ઉતર્યા છો. તમને મદદ કરવામાં મ્હારે માથે ભારે જોખમદારી લેવી પડે છે છતાં એ લેવા માટે હું તૈયાર છું. મ્હેં બક્ષીને એક બે સૂચના ઘણીજ સરસ કરી છે પણ એનો લાભ ઉઠાવવાની એની શક્તિ નથી. એટલે

તમને પોલિસ તરફની ધાસ્તી રાખવાનું કારણ નથી. તમે તમારે ખુશીથી પહેલા હીંદી કૅપ્ટન તરિકે નામ કાઢો. મ્હારે તમારી સામે કાંઇજ પગલાં ભરવાં નથી. લેડી પ્રિયંવદાને જતા પહેલાં મળતા જજો અને આ હકીકત પણ જણાવજો. એકાદ વરસ પછી બધુ ઠંડુ પડે એટલે જો તમારામાં હિંમત હોય તો એમની સાથે પુનર્લગ્ન કરી લેજો અને સુખી થજો.'

અમારો ઘણો આભાર માનીને કૅપ્ટન મ્હેતાએ રજા લીધી.

એનો ચહેરો પ્રફુલ્લિત થયો હતો.

તે પછી મ્હારી નોંધ છે કે એકાદ વર્ષ બાદ કૅપ્ટન મ્હેતાએ લેડી પ્રિયંવદા સાથે પુનર્લગ્ન કર્યાં અને પહેલા હિંદી કૅપ્ટન તરિકે પોતાનું નામ કાઢયું.

*

# સ્હેજ ગફલત

*

જયંતનાં પરાક્રમો લખતી વખતે મ્હારે હમેશાં એક વાત નજર આગળ રાખવી પડે છે કે એમાં વર્ણન કરેલાં પાત્રો એમનાં નામ જાહેરમાં ખબર પડે કે ઓળખાઇ જાય એવાં ન હોવાં જોઇએ. એવું સ્હેજ પણ હોયતો તે લખતા પહેલાં પુરતો વિચાર કરવો પડે છે અને જેથી એવી સ્હેજ પણ ઓળખાણ પડે એવું લખાણ કરતા પહેલાં સંપૂર્ણ સાવચેતી રાખવી પડે છે. ઘણી વખત એ કેસમાં સંડોવાયલાં પાત્રો જીવંત હોય છે એટલે એમનાં ખરાં નામઠામથી લખવામાં આવે તો એમને હાનિ થવા સંભવ છે અને એમ કરવું એ શિષ્ટતાના નિયમથી વિરૂદ્ધ છે એટલે મ્હારે ઘણી વખત સંકડા-

મણુમાં આવવું પડે છે અને કેમ લખવું ને કેમ નહિ એ સવાલ થઇ પડે છે! મ્હારી સ્હેજ ગફલતથી કોઇને સહન કરવા વખત ન આવે એ સદાએ જોવું પડે છે.

એક ખુશનુમા સવારે અમારે ત્યાં બે મોટા માણસો પધાર્યાં. એ મંગળવારનો દિવસ હતો, અને એ માંગલિક મહેમાન **સર ત્રિભુવનપ્રસાદ ત્રિવેદી** તથા **ઑનરેબલ મી૦ મદનરાય મઝમુદાર** હતા. **સર ત્રિભુવન** મુંબાઈ સરકારના એક ખાતાના પ્રધાન તરિકે નિમાયા હતા અને એમની કારકીર્દિ ઘણીજ ઝળકતી હતી. **ઑ૦ મઝમુદાર** એમના ખાનગી મંત્રી હતા. બેઉ જણ ઘણીજ આગળ પડતી રાજ્યદ્વારી વ્યક્તિઓ હતી.

**સર ત્રિભુવનપ્રસાદ** સાથે અમારો પહેલો મેળાપ એમના ભત્રિજા **પુરૂષોત્તમરાય**ને હાથે **ગાયકવાડ**નાં **કાઠિયાવાડ**નાં નાનાં રાજ્યો-પરના પ્રભુત્વને લગતા કોલકરારો ગુમ થયા અને આખરે **જયંતે** તે શોધી આપ્યા તે વખતે થયેલો અને ત્યારથી **જયંત** માટે એમને ઘણુંજ માન હતું.* એમની સાથેનો સંબંધ તે પછી પણ એકાદ બે વખત તાજો થયો હશે પણ ચાલી ચલાવીને એ અમારે ત્યાં આવ્યા હોયતો આ પહેલીજ વાર હતા. એ ઉપરથી લાગતું હતું કે કોઇ ઘણોજ ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયો હોવો જોઈએ તે સિવાય એ માનવંતા મહેમાન પધારે નહિ!

'જ્યારે મ્હને આજે સવારે આઠ વાગે ખબર પડી,' **મી૦ મઝમુદારે** શરૂઆત કરી. 'કે એ કાગળ ગુમ થાય છે ત્યારે મ્હારી ગભરામણનો પાર ન રહ્યો. મ્હેં તરતજ **સરસાહેબ**ને ખબર આપી અને એમણે તરતજ એ શોધી કાઢવા માટે આપને રોકવાની સલાહ આપી એટલે અમે બેઉ અહીં આવ્યા.'

'આપે પોલિસને ખબર આપી છે?'

'નાજી.' **સરસાહેબે** જવાબ આપ્યો. 'આ કામ એવું નાજુક

---

* જૂઓ : કોલકરાર : જયંતનાં અદ્‌ભૂત પરાક્રમો.

તથા રાજદ્વારી છે કે પોલિસની મદદ લઇ શકાય એવું નથી. પોલિસને ખબર આપવી એટલે વાત જાહેર કરવી એમ થયું. આ બાબતમાં ખાસ કરીને અમારી ઇચ્છા જાહેરાત જરા પણ ન થાય એવી છે એટલે તમનેજ બધું કામ સોંપવાનું છે.'

'એમ કેમ ?'

'કારણ કે જે કાગળ ગુમ થયો છે તે એટલો કિમતી છે કે ન પૂછો વાત ! એ કાગળની વાત જાહેરમાં આવેતો પરિણામ એવું ભયંકર આવે એમ છે કે એની તમને કલ્પના પણ ન આવે ! અને આ કટોકટીને વખતે સરકારની શક્તિ એ સંજોગોને પહોંચી વળવા જેવી નથી. એકાએક ભયંકર બળવો ફાટી નીકળે એવી એ એક કાગળની અસર છે. આ કારણોને લીધે બને તેટલી સાવચેતી, સાવધાની અને ચૂપકીથી એ કાગળ શોધી કાઢવાનો છે. જેણે એ તફડાવ્યો છે તેની દાનત એને પ્રસિદ્ધ કરવાની અથવા પોતાનો હેતુ સાધવાના હથીઆર તરિકે વાપરવાની છે. ખરૂં કહુ તો એ બધી રાજદ્વારી રમત છે.'

'સમજ્યો. હવે ઑ૦ મી૦ મઝમુદાર, આપ કૃપા કરી જણાવશો કે કયા સંજોગોમાં એ કાગળ ગુમ થયો ?'

'ઘણીજ ખુશીથી. મી૦ જયંત ! એ કાગળ છ દિવસપર અમને મળ્યો. એ એટલો ઉપયોગી હતો કે મ્હેં એને મ્હારી તિજોરીમાં પણ વિલો નથી મૂકયો. એને હમેશાં સાંજે મ્હારે ત્યાં લઈ જતો અને સવારે ઑફિસમાં લઈ આવતો. આખો વખત એ મ્હારી 'ડિસ્પેચ બૉકસ'માં જ રહ્યો છે. ઘેર પણ એ પેટી મ્હારા સુવાના ઓરડામાં જ રાખવામાં આવતી હતી. એ ટેબલપર એકબાજુ હમેશ મુકી રાખતો હતો. કાલે રાત્રે પણ એ કાગળ એવીજ રીતે એ બૉકસમાં હતો. મ્હેં બીજા જરૂરી કાગળો કાઢતી વખતે કાલે સાંજે એને ખાસ કરીને જોયો હતો. આખી રાત મ્હારા ટેબલપરજ એ પેટી પડી રહી હતી. હું ઘણોજ ઓછું ઉંઘનાર—સ્હેજ પણ ખખ-

ફાટ થાય તો જાગી જાઉં એવો માણસ છું. મ્હારી પત્ની પણ એવીજ ઉંઘનારી છે છતાં ખુબીની વાત એ છે કે આજે સવારે જોઉંછું તો એ કાગળનો પત્તો નથી.'

'કાલે સાંજે કેટલા વાગે એ જોયેલો ?'

'સાડાસાત વાગે.'

'આપ સુઇ ક્યારે ગયા ?'

'મનોરમા–મ્હારી પત્ની–કાલે ઑપેરા હાઉસમાં ગઇ હતી એટલે એ આવી ત્યાં સુધી આશરે બાર વાગ્યા લગી મ્હેં એની રાહ જોઇ હતી. તે પછી અમે સૂઈ ગયાં.'

'એટલે સાડાચાર કલાક સુધી એ પેટી એમને એમ પડી રહી.'

'એ ખંડમાં કોઈને ભાગ્યેજ જવા દેવામાં આવે છે. સવારમાં ફક્ત એક વખત કામ કરનાર બાઈએ સાફ કરવા આવે એટલુંજ. તે પછી કામ હોયતો દિવસે મનોરમાની હાજરીમાં કોઇ જાય તે જ. અને અમારા બેઉ નોકર ઘણાજ વિશ્વાસુ તથા જૂના છે. તે ઉપરાંત કોઇને પણ ખબર ન હતી કે આવો કોઇ કિંમતી કાગળ એમાં રાખવામાં આવ્યો હતો.'

'કોને ખબર ન હતી ?'

'ઘરમાંના કોઇને પણ.'

'આપનાં પત્ની તો જાણતાં હશે.'

'નાજી. એ કાગળ ગુમ થયો ત્યાં સુધી એને પણ એક અક્ષર કહેલો નહિ.'

સર ત્રિભુવને ઉમેર્યું:

'એમને માટે મ્હને માન છે. આવી બાબતોમાં એ પોતાની ફરજ ઘણી સારી રીતે સમજે છે.'

'આપ મ્હને નભાવો છો ! આજ સવાર સુધી કોઈની પાસે પણ એ કાગળ વિષે મ્હેં વરાળ સુદ્ધાં કાઢી નથી.'

'એ અનુમાન કરી શક્યાં હશે ?'

'નાજી. એ કે કોઇપણ કંઇ જ અનુમાન કરી શકે એમ છેજ નહિ.

'આ પહેલાં કંઈ કાગળ ગુમ થયેલા?'

'નાજી.'

'એ કાગળની હસ્તીની કોને ખબર છે?'

'ગઈ કાલે ઍકઝીક્યુટિવના મેંબરોને એની વાત સરસાહેબે ગંભીર ચેતવણી સાથે કરેલી. અને દિલગીર થવા જેવું એ છે કે તે પછી માત્ર થોડાકજ કલાકમાં મ્હારે જ હાથે એ કાગળ ગુમ થાય છે! એ ઉપરાંત બે અથવા ત્રણ અમારા ખાતાના ઑફિસર એ વિષે જાણે છે. એ સિવાય બીજા કોઇને ખબર નથી.'

'પણ જ્યાં એ લખાયો ત્યાં?'

'એ લખનારના વિશ્વાસુમાં વિશ્વાસુ માણસો સુદ્ધાં પણ નથી જાણતા.'

'હવે જરા ખુલાસેથી પૂછવું પડશે. એવું એ કાગળમાં શું છે કે એનાં આવાં ગંભીર પરિણામ ઉપજે એમ છે?'

બેઉ જણે એકબીજા સામે જોયું.

'એ લાંબુ પાતળા ભુરા રંગના કાગળનું પરબીડીયું છે અને બે બાજુથી સીલ કર્યું છે. સીલપર સિંહની છાપ છે અને મોટા અક્ષરે એના પર—'

'હું કવર વિષે નથી પૂછતો. એની અંદરના કાગળ સંબંધી પૂછુ છું. એમાં શું હતું?'

'એ આપને કહી શકાય એમ નથી. એ ઘણીજ ગંભીર બાબત છે. આપને એ હકીકત ઉપયોગી પણ નથી. જો આપની અજબ શક્તિથી મ્હેં કહ્યું તેવું સીલબંધ પરબીડીયું શોધી આપો તો આપે નામદાર સરકારની અણમૂલી સેવા કરી કહેવાશે અને અમારી શક્તિ મુજબ આપને એનો બદલો આપવા નહિ ચૂકીએ.'

જયંત હસીને ઉઠયો.

'આપ બન્ને ઘણાજ મોટા માણસ છો અને આપનો વખત

બહુ જ કિંમતી છે. મ્હારો વખત પણ મ્હારા કામના પ્રમાણમાં અમૂલ્ય છે. હું ઘણોજ દિલગીર છું કે મ્હારાથી આપને મદદ થઇ શકે એમ નથી. આપણો કિંમતી વખત નાહક વાતોમાં બરબાદ કરવો ઠીક નથી.'

સર ત્રિભુવન એકદમ ઉભા થયા.

'એવી રીતે સાંભળવાની અમને ટેવ—' એટલું કહીને એ અટકી ગયા. અને પાછા બેઠા. પછી જરાવાર શાંતિથી વિચાર કરીને બોલ્યા:

'તમારી વાત ખરી લાગે છે મી૦ જયંત! તમને એ હકીકત કહેવી જોઇએ. વખતે એ તમને મદદરૂપ થઇ પડે.'

'ખરી વાત છે.' મી૦ મઝમુદારે ટેકો આપ્યો.

'તો મ્હારે આપને કહેવું જોઈએ કે આપ અમારા બેઉજણ— મ્હારા અને મ્હારા મિત્ર તથા સાથીદાર ડૉ૦ નટવર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને જે કૈં કહેશો તેનો રજમાત્ર પણ દુરૂપયોગ નહિ થાય.'

'એની મ્હારી ખાત્રી છે.' સર સાહેબે કહ્યું.

'એ કાગળ......તરફથી લખાયો છે અને એમાં......હકીકત છે. હવે એ જો બહાર પડી જાય તો કેવું ગંભીર પરિણામ આવે એ તમે કલ્પી શકો એમ છો.' એમ કહીને અમને બધી વાત તથા સંજોગો સમજાવ્યા.

'અને એને માટે ગમે તેટલો ખરચ કરવો પડે તોયે હરકત નથી. એની કિંમત અત્યારે કરોડોની આંકીએ તો પણ ઓછી છે.' સર ત્રિભુવનપ્રસાદે કહ્યું.

'એના લખનારને આપે ખબર આપી છે?' જયંતે પુછ્યું.

'હા. એક છૂપો તાર કર્યો છે.'

'વખતે એમની ઇચ્છા એ કાગળ પ્રકાશમાં આવે એવી હશે?'

'એમ નથી. અને એનાં પણ કારણો છે. એ એમ સમજે છે કે એનું એ પગલું ઉતાવળે અને ગફલતથી લેવાયલું છે તેમજ એના

પ્રકાશ નથી આપણા કરતાં એને વધારે ગેરલાભ છે એટલે એમાં એનો હાથ ન જ હોય.'

'તો પછી એના પ્રકાશનમાં કોનું હિત છે? એનો ઉપયોગ કરવાની ઇચ્છા ન હોય તો કોઇ માણસ એને શા માટે ચોરે?'

'ત્રણ ચાર પક્ષને એનાથી લાભ છે.' એમ કહીને એ પક્ષનાં નામ કહ્યાં.

'તો પછી એ લોકોમાંથી કોઇએ ચોરાવ્યો હશે.'

'એમ લાગે છે.'

'એ કાગળ એ રીતે ચોરાયો હોય તો કોને મોકલવામાં આવે?'

'એ પક્ષના નેતાને. અને તે પણ વીસમી સદીનાં સાધનો જેટલી ઝડપથી એ કામ કરી શકે તેટલી ઝડપે.'

'તો તો પછી એનાથી થતા અનર્થ માટે તૈઆર થવું જોઇએ.'

'વખત બહુ જ થોડો છે.'

'એ ખરૂં, પણ તેટલામાં યે તૈયારી કરી લેવી જ રહી. કારણકે એ કાગળ બાર વાગ્યા પછી તો ગુમ થયો હોય એમ માની શકાય જ નહિ. એ કાલે સાંજે સાડા સાતથી બાર વાગ્યા સુધીમાં ગુમ થયો–ઘણુંખરૂં સાડા સાત કે આઠ વાગે કારણકે એ લેનારને કાગળ ત્યાં હોવાની માહિતી હતી એટલે એ જેમ બને તેમ જલદી જ લઇ લેવા પ્રયત્ન કરે એ દેખીતું છે–એટલે એને અત્યાર સુધીમાં દસબાર કલાક મળ્યા અને એટલામાં તો એ ક્યાંનો ક્યાં પહોંચી જાય એ બનવા જોગ છે.'

'બરાબર છે. તમે કહો છો એમ થવું અસંભવિત નથી.' સર ત્રિભુવને કહ્યું.

'હવે ધારો કે એ કાગળ આપના કોઈ નોકરે લીધો—'

'બન્ને નોકરો ઘણાજ પ્રમાણિક છે.' મી૦ મઝમુદાર વચ્ચે જ બોલ્યા.

'હું ભૂલતો ન હઉં તો આપનો એ ખંડ બીજે માળે છે અને તેમાં જવાનો માત્ર એક જ રસ્તો છે. ત્યાં જનાર ચોરીછૂપીથી ભાગ્યે જ જઈ શકે એમ છે. એના પર કોઈને કોઈની નજર તો પડે જ. તો પછી એવી રીતે લેનાર બહારનું નહિ પણ ઘરનું જ કોઇ હોવું જોઇએ. હવે એ લઇને કયાં જાય ? એ કૈં સીધું પેલા પક્ષના માણસો કે એજંટો પાસે ન જાય પણ એના કોઇ છૂપા જાસુસને મળે. અને એવા જાસુસો મ્હારાથી અજાણ્યા નથી. આવી જાતના કામમાં જે જાણીતા છે તે બધાની તપાસ કરૂં છું અને એ કોઈ ગેરહાજર લાગશે તો એના તરફ ધ્યાન આપવું પડશે અને કામ કૈંક સરળ થશે.'

'પણ એ શા વાસ્તે જાતેજ કાગળ લઈ જોખમ ખેડીને જાય ? અહીંના જ એજંટને શા માટે ન આપે ?'

'એનાં કારણો છે. અહીંના એજંટો કરતાં એ લોકોને સીધો સંબંધ બહુ સારો હોય છે અને તે રીતે વધુ મળવાની આશા પણ હોય છે. અહીંના એજંટો સાથે તો ઘણીવાર અણબનાવ હોય છે કારણકે વખત આવે એનો ભાંગરો વાટવામાં પણ એ લોકો પાછું વાળીને જુએ નહિ એવા હોય છે.'

સર ત્રિભુવને ડોકું હલાવી જયંતના કથનને ટેકો આપ્યો.

'તમારી વાત ખરી છે. ત્યાંથી જે મળે તે અહીં ન ઉપજે. એ હવે તમને સોંપ્યું. તમારી તપાસ તમે શરૂ કરો અને અમે હવે અમારી તૈઆરી બનતી ઝડપથી શરૂ કરીએ. તમારી તપાસનું પરિણામ જણાવતા રહેજો.' એમ કહીને બન્ને જણે રજા લીધી.

એ માનવંત મ્હેમાનોના ગયા પછી કેટલીક વાર સુધી જયંત વિચારમાં હતો. એ દમિઆન હું મુંબાઇ સમાચારમાં બે એક દિવસ પર બનેલા એક કિસ્સાને રસપુર્વક વાંચતો હતો. મ્હારૂં ધ્યાન થોડી વારે એના તરફ ખેંચાયું એટલે એણે કહ્યું:

'એ જ સરળ રસ્તો છે. કોઇ પણ હિસાબે એ કાગળ પેલા ત્રણમાંના એકની પાસે ગયો હશે, નટવર ! અને જો બની શકશે તો

એમની પાસેથી ખરીદી લેવા પ્રયત્ન કરીશ. પૈસાથી પતતું હશે તો મુંબાઇ સરકાર જોઇએ તેટલા રાજીખુશીથી આપશે. એ ત્રણનાં નામઃ હુસેનબક્ષ, રંગાપ્પા ચેટ્ટીઆર અને અનંત વિષ્ણુ ગોડબોલે—'

મ્હેં છાપા તરફ જોઈને પૂછ્યું:

'એ અનંત વિષ્ણુ ગોડબોલે નેપીઅન સી રોડ પર રહે છે?'

'હા.'

'ત્યારે એતો તને મળશે નહિ.'

'કેમ?'

'કાલે રાત્રે એનું એના ઘરમાંજ ખૂન થયું.'

મ્હારા મિત્રે ઘણીયેવાર મ્હને આશ્ચર્ય પમાડીને મુગ્ધ કર્યો છે એને મ્હેં આશ્ચર્યચકિત કર્યો હોય એવું ભાગ્યેજ બનતું અને એવા વિરલ પ્રસંગોએ મ્હારા આનંદની અવધિ આવતી. આ પણ એવોજ પ્રસંગ હતો. એ એકદમ ઉભો થઇ ગયો અને મ્હને મોટેથી વાંચવા કહ્યું.

## નેપીઅન સી રોડ પર ખૂન!

એક ઘણો ગંભીર પ્રકારનો ગજબનાક ગુન્હો ગઈ કાલે રાતના નેપીઅન સી રોડ પરના નં. ૧૬ના બંગલામાં બનવા પામ્યો હતો. એ નાના પણ સુશોભિત મકાનમાં મી. અનંત વિષ્ણુ ગોડબોલે નામના જાણીતા ગૃહસ્થ રહેતા હતા. એવણ ઘણાજ મીઠા સ્વભાવના મીલનસાર આદમી હતા. એમની ઉમર ચોત્રીસેક વરસની હતી અને હજી સુધી પરણ્યા નહતા. એ જાતે એકલાજ ત્યાં રહેતા હતા. મરનારના બે નોકરો પૈકી સાવિત્રી રસોઇયણ છેક ઉપર સુઇ ગઈ હતી અને બીજો ઘોંડુ સિપાઇ પરેલમાં કોઇ દોસ્તદારને ઘેર સત્યનારાયણની પૂજા હતી એટલે ગયો હતો. દસ વાગ્યા પછી મી૦ ગોડબોલે ઘરમાં એકલાજ હતા. તે પછી શું થયું ને શું નહિ તેનો પત્તો લાગ્યો નથી પણ આશરે પોણાબાર વાગે પોલીસ સિપાઇએ ત્યાં થઇને

જતાં નં. ૧૬ ના બંગલાનો દરવાજો ખુલ્લો જોયો એટલે એણે જોયું તો બંગલાનાં બારણાં પણ ખુલ્લાં હતાં. અંદર બત્તી બળતી હતી એટલે એણે બૂમ મારી પણ કોઇએ જવાબ ન આપ્યો. એ આગળ વધ્યો તો અંદરના ખંડનો રંગ તદ્દન બદલાઈ ગયેલો જોયો. બધું ફરનીચર આમતેમ વેર વીખેર પડયું હતું અને તેની વચ્ચે એ ઘરનો માલેક મરણ પામેલો પડયો હતો. એને કોઇએ ઘા કર્યો હતો અને તે હૃદય સોંસરો નીકળ્યો હોઈ એકાએક મરણ પામ્યો હોય એમ જણાતું હતું. એ ખંજરનો ઘા હતો અને પાસેજ તે લોહીથી ભીંજાયલું એક બાજુ પડયું હતું. મારનારનો ઈરાદો ચોરી કરવાનો ન હતો કારણકે એણે એ ખંડમાંથી કોઈ પણ કિંમતી ચીજ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો ન હતો. મી૦ ગોડબોલે એટલા બધા જાણીતા માણસ હતા કે એમના આ આકસ્મિક અને અણધારેલા ભેદી મરણથી એમના સેંકડો સ્નેહીઓ અને સંબંધીઓને આઘાત થયા સિવાય નહિ રહે !

'આ ઉપરથી તને શું સમજાય છે ? નટવર !' જરા થોભીને જયંતે પૂછ્યું.

'એ એક અણધાર્યો બનાવ લાગે છે.'

'અણધાર્યો ? હજી હમણાં જ આપણે વાત કરતા હતા તેમાંનો એક જે વખતે એ કાગળ ચોરાયો તે વખતે એકાએક મરણ પામે છે. એ અકસ્માત હોય એમ મ્હને નથી લાગતું. મ્હને તો એ બે બનાવો વચ્ચે કૈંક સંબંધ હોય એમ લાગે છે નટવર! અને એ સંબંધ શોધી કાઢવો એ આપણું કામ છે.'

'પણ તો પછી પોલિસને બધી ખબર પડી ગઈ હશે.'

'સ્હેજ પણ નહિ. એ લોકો તો જે વિગતો નેપીઅન સી રોડપર જુએ છે તેટલીજ જાણે છે. આપણા અસીલની વાતનો વા પણ એમને કાને નહિ જાય! આપણેજ ફક્ત બેઉ બનાવો અને એ બેઉ વચ્ચે પરસ્પર હિત સંબંધ છે તે જાણીએ છીએ. એક વિશિષ્ઠ

કારણને લીધે પણ મ્હને ગોડબોલે માટે શક છે. પેલા બે કરતાં એ મી૦ મઝમુદારના બંગલાની વધુ નજીક રહે છે અને એજ કારણસર એને અને મી૦ મઝમુદારના કોઈ પણ માણસને—નોકરને સંબંધ હોય કે અરસ્પરસ ખબર જલદી લઇ દઇ શકે એ વધુ સંભવિત છે. અલબત, આમાં સંડોવાતા માણસો ગણ્યા ગાંઠયા છે તેમ જ બધો બનાવ પણ થોડા વખતમાં બનવા પામ્યો છે. અરે ! પેલું વળી કોણ આવે છે ?'

થોડીવારમાં માણસે કોઇ બાઈના આવવાની ખબર આપી. જયંતે તેને અંદર મોકલવાની સૂચના આપી.

તરત જ અમારા ખંડમાં એક અનૂપમ લાવણ્યવતી યુવતી દાખલ થઇ. તેનો પોષાક સુધરેલી ગુજરાતણને છાજે એવો હતો. એના સૌંદર્ય પર દુઃખના શેરડા પડયા હતા.

'એ હમણાં અહીં આવ્યા હતા મી૦ જયંતરાય!'

'કોણ મી૦ મઝમુદાર ?'

'હાજી.'

'થોડીક જ વાર થઇ.'

'એ શી વાત કરી ગયા તે કૃપા કરી કહેશો ?'

'આપ જરા સ્વસ્થ ચિત્તે બેસો.' એમ કહી જયંતે ખુરસી તરફ આંગળી કરી. 'આપ મ્હને ઘણી જ કફોડી સ્થીતિમાં મુકો છો પણ મ્હારે કહેવું જોઇએ કે એ મ્હારાથી જણાવી શકાશે નહિ.'

આવનાર બાઈ—શ્રીમતી મનોરમા—એ પોતાની બેઠક બારીના તરફ પીઠ રાખીને ગોઠવેલી ખુરસીપર લેતાં કહ્યું:

'જયંતભાઇ ! આપની સાથે હું ખુલાસેથી વાત કરીશ, અને આશા રાખું છું કે તમે પણ એવી રીતે વર્તશો. અમારી દંપતિની વચ્ચે એક વાત સિવાય બધીયે વાતોમાં સંપૂર્ણ વિશ્વાસ, અનુરાગ અને ઐકય છે. એ એક વાત તે રાજકારણની. એમાં એ મ્હને કાંઈ

વાત કરતા નથી. ગઈ કાલે રાત્રે અમારે ત્યાં એક ગંભીર બનાવ બન્યો છે. હવે એ સંબંધે મ્હને વિશ્વાસપાત્ર વાત કરવામાં આવતી નથી, છતાં શું બન્યું છે અને તેનું પરિણામ શું આવશે એ જાણવું મ્હને અત્યંત ઉપયોગી છે. અને એ તમારા સિવાય મ્હને બીજું કોઈ કહી શકે એમ નથી. એટલે કૃપા કરીને આપ એ બધી હકીકત મ્હને અથેતિ કહેશો તો મોટો આભાર થશે. ખરૂં પૂછો તો એ મ્હારા પર વિશ્વાસ રાખે તો એમના લાભની વાત છે પણ એ તો એમની ખુશીની વાત રહી! એ કાગળ ચોરાયો છે તે શાને લગતો હતો?'

'એ મ્હારાથી કહી શકાય એમ નથી.' જયંતે જવાબ આપ્યો.

મનોરમાએ નિશ્વાસ નાખ્યો.

'એ વિગતો જો આપના પતિ જ આપનાથી છૂપી રાખવા માગે છે તો પછી એ ખુલ્લી કરવાનું મ્હને કાંઇ કારણ નથી. એ ઉપરાંત ધંધાની રૂએ પણ મ્હારા અસીલોની હકીકત છૂપી રાખવા હું બંધાયલો છું. મ્હને પૂછવા કરતાં આપ એમને પૂછો તેજ વધારે સારૂં છે.'

'મ્હેં પૂછ્યું હતું. છેલ્લા ઉપાય તરિકેજ હું તમારી પાસે આવી છું. તમે બધું ન કહો તો ભલે પણ હું પૂછું તેનો જવાબ આપશો તોયે બહુ છે.'

'શું પૂછવું છે?'

'આ બનાવથી મ્હારા પતિની અત્યારની પરિસ્થીતિમાં ફેરફાર થવા અથવા એમની બદનામી થવા સંભવ છે?'

'જો બધું સીધુ પાંસરૂ ન ઉતરે તો એમ થાય તો નવાઈ નથી.'

'એમ!' એની શંકાઓ કંઈક નિર્મૂળ થતી હોય એમ એણે કહ્યું.

'એક બીજો સવાલ પુછું? એ બોલી ગયા હતા તે પરથી લાગે છે કે એનાથી આખા દેશને નુકશાન થાય એવું ભયંકર પરિણામ પણ આવે એ શું ખરી વાત છે?'

'જો એમણે એમ કહ્યું હોય તોએ ખોટું છે એમ કહેવાની મ્હારી ઇચ્છા નથી.'

'કેવું નુકશાન થાય?'

'એનો જવાબ ન આપી શકાય. મ્હેં જે કહ્યું છે તે પણ ઘણું વધારે પડતું છે.'

'તો પછી તમારો ઝાઝો વખત બરબાદ નહિ કરૂં. તમે વધુ કહી શકતા નથી એ માટે તમને ઠપકો અપાય એમ નથી! એક ઉપકાર કરશો? મ્હારા અત્રે આવવાની વાત એમના જાણવામાં ન આવે એ રીતે વર્તશો?'

'બનશે તો–' એવો જયંતે જવાબ આપ્યો.

અને જરાક મલકાઇને મનોરમાએ રજા લીધી.

'નટવર! આ બધી તારા ખાતાની વાત થઇ! સ્ત્રીઓના સ્વભાવનું વર્ગીકરણ કે પૃથક્કરણ એ તને ઠીક આવડે છે.' એના ગયા પછી જયંતે મ્હને કહ્યું 'એ શી રમત રમે છે? એનો ઇરાદો શો છે?'

'એણે કહ્યું તે તદ્દન ખરૂં છે અને એની ચિંતા વ્યાજબી છે.'

'એમ! પણ એની રીતભાત, દેખાવ, વાતચીત એ બધાનો તો વિચાર કર, નટવર! એ પોતાની લાગણીઓ દબાવામાં હુશીઆર હોવા છતાં પણ એના કાબુની કમાન કદી કદી છટકતી હતી તેનો તો વિચાર કર!'

'એ બિચારી ઘણી ગભરાઈ ગઇ હતી.'

'અને કેવી રીતે એ હકીકત જાણવા એણે આજીજી કરી તે યાદ કર! એનું એમ કરવાનું કારણ શું હતું? અને એણે આ બધામાં કઇ ખુરસી પસંદ કરી તે તો જો. પોતાના મ્હોંપર પ્રકાશ ન પડે અને મનની લાગણી તથા મ્હોંના ફેરફાર જણાય નહિ એવી બેઠક એણે પસંદ કરી. એના મનની વાત આપણે જાણી જઇએ એ એને પસંદ ન હતું.'

'હા, એણે ખુરસી તો એવીજ પસંદ કરી.'

'અને છતાંયે એનો હેતુ સમજાતો નથી. પેલા કેસમાં આપણે આમ નજીવી વાત પરથીજ ગુંચ ઉકેલી હતી તે યાદ છે ને?'

'હાસ્તો. કેમ ઉઠયો?'

'હું જરા **નેપીઅન સી** પર લટાર મારી આવું, અને જોઉં તો ખરો કે ત્યાં શું બન્યું છે! ત્યાંથીજ કૈં જાણવા જેવા સમાચાર **મળશે** એવી મ્હારી માન્યતા છે. ઘણુંખરૂં જમવા ટાણે તો હું આવી પહોંચીશ.'

એ આખો દિવસ, એની પછીનો અને તેની પછીનો દિવસ **જયંત** એકદમ ગંભીર સ્થીતિમાં રહ્યો. ન કોઇ સાથે ખુલાસેથી બોલે કે વાત કરે! એ વખત દરમિઆન મરનારની લાસ પર જ્યુરી ભરાઈ **અને** કોઈ અજાણ્યા માણસે ખૂન કરવાથી મરણ નીપજ્યું એમ ચુકાદો આપ્યો. કોરોનરની કૉર્ટમાં પણ જાણવા જેવી જુબાની પડી નહિ. **ઘોંડુ** સિપાઈ બહાર ગયો હતો અને એણે પોતાના સાક્ષીઓ રજુ કરી પોતે ખૂન થયું ત્યારે **પરેલ**માં હતો એ વાત સાબીત કરી હતી એટલે એને છોડી દેવો પડયો હતો. **સાવિત્રીએ** જણાવ્યું કે **એને** તો કૈંજ ખબર ન હતી. એતો છેક છેવાડેના ભાગમાં ઉપરને નાકે સુઇ રહી હતી તે છેક બૂમરાણ થયું ત્યારે જાગી.

એમ ત્રણ દિવસ સુધી એ વાત ભેદ ભરમ જેવીજ રહી. **જયંત** કૈંક વધુ જાણવા પામ્યો હશે પણ એતો કૈંજ બોલતો ન હતો!

ચોથે દિવસે છાપાઓમાં એક નવાઈ જેવી હકીકત છપાઇ.

**નેપીઅન સી રોડ પર ખૂનીનો પત્તો.**

**ધણીને મારનાર ભેદી બૈરી.**

વડોદરાની પોલિસે કરેલી શોધ મુજબ અત્રેના **નેપીઅન સી રોડ** પર થયેલા મી૦ **અનંત વિષ્ણું ગોડબોલે**ના ખૂન વિષે ઘણી જાણવા જોગ હકીકત બહાર આવી છે. મરનાર મી૦ **ગોડબોલેનું** કોઇએ ખંજર વડે ખૂન કર્યું હતું અને એ શક ઉપરથી એમના

સિપાઇને પકડવામાં આવ્યો હતો પણ એ તે વખતે પરેલ હતો એમ પુરવાર થવાથી એને છોડી મુકવામાં આવ્યો છે. ગઇ કાલે માલતીબાઈ પાધ્યે નામની એક સ્ત્રી મગજ ભ્રમિત હાલતમાં દિવાનાશાળામાં ખસેડવામાં આવી હતી. એ રાવપુરામાં કેટલાંક વર્ષોથી રહે છે અને એનો ધણી હરિભાઉ વિઠ્ઠલ પાધ્યે બહુ થોડો વખત વડોદરા ખાતે રહેતો એમ માલુમ પડ્યું છે. તપાસ પરથી જણાય છે કે માલતીબાઈ મુંબાઇ ગયેલી ત્યાંથી તાજેતરમાંજ વડોદરે આવી ત્યારથી ગાંડી થઇ ગઇ છે. એના ધણી હરિભાઉ વિઠ્ઠલ પાધ્યે અને મરનાર અનંત વિષ્ણું ગોડબોલેના ફોટા સરખાવી જોતાં જણાય છે કે એ બંને એકજ વ્યક્તિ છે. કોણ જાણે કેમ પણ મરનાર એવી રીતે વડોદરા અને મુંબાઇ ખાતે જૂદે જૂદે નામે ભેદ ભરી જીંદગી ગુજારતા જણાતા હતા. માલતીબાઇએ પોતાના ધણી તરફથી ઘણું દુઃખ વેઠ્યું હોય એમ લાગે છે. એ દુઃખની મારી એ હેરાન પરેશાન થઇને એના ધણીને શોધવા મુંબાઇ આવી લાગે છે. મંગળવારે સવારે એ ગ્રાન્ટરોડ સ્ટેશન પર મગજ ભ્રમિત હાલતમાં ફરતી હતી એવી પોલિસને ખબર મળી છે. આ ઉપરથી એમ લાગે છે કે એણે પોતાના મગજની ભ્રમિત હાલતમાં કે પછી કોઇ ન જણાયલા સંજોગોમાં એના ધણીનું ખૂન કર્યું હોય એ ન બને એવી વાત નથી. સોમવારે રાતના મોડે સુધી નેપીઅન સી રસ્તા પર રખડતી પોલિસે એને જોઇ હતી એમ પણ ખબર મળી છે.

'આ ઉપરથી તને શું લાગે છે ? જયંત !' એ મોટેથી વાંચીને મ્હેં જયંતને પૂછ્યું.

'પ્રિય નટવર !' જયંતે હસીને કહ્યું.' તું બહુ ધીરજવાળો માણસ છે ! આ ત્રણેક દિવસથી મ્હેં તને કૈં કહ્યું નથી છતાં તેં જરાપણ પૂછવા જેટલીયે અધીરાઈ બતાવી નથી. ઘણી વિગતો તે પછીં મ્હારા જાણવામાં આવી છે. આ રિપોર્ટથી મ્હને જરા પણ મદદ નથી મળતી.'

'પણ એના ખૂનનો તો એ સંપૂર્ણ ખુલાસો આપે છે ને ?'

'પણ એનું ખૂન તો માત્ર એક અકસ્માતથી જ થયુ છે. જે કામ આપણે તપાસીએ છીએ એના પ્રમાણમાં એ એક નજીવો બનાવ ગણાય. આ ત્રણ દિવસોમાં એક જાણવા જેવો બનાવ બન્યો છે અને તે એ છે કે આ ઘડી સુધી કંઈ જ નવો બનાવ બનવા પામ્યો નથી. પળેપળના મ્હને સમાચાર મળ્યે જાય છે. હવે જો આ કાગળ બહાર ગયો હોય તો એવી શાંતિ રહેવા પામે નહિ. એટલે એ બહાર ગયો નથી. તો પછી એ કયાં છે ? શા માટે એનો ઉપયોગ કરવામાં આવતો નથી ? મ્હારા મગજમાં એ વાત પ્રતિપળે હથોડાના ઘાના પેઠે ઠોકાયા કરે છે. એ જ રીતે ગોડબોલેનું ખૂન થયું એ શું અણુ-ધાર્યો સંજોગ હતો ? એ કાગળ એને મળ્યો હતો ? એ જો એને મળ્યો હોય તો એના બીજા કાગળો સાથે એ જડયો કેમ નહિ ? એની ગાંડી બૈરી એ કાગળ લઇ ગઈ ? એ લઈ ગઇ હોય તો એ વડોદરે પડયો હશે ? ત્યાં જઇને વડોદરાની પોલિસને ખાલી શંકાશીલ કર્યા સિવાય મ્હારાથી તપાસ કેમ થઇ શકે ? આ બધા સવાલ પ્રિય નટવર ! મ્હારા મગજને ગુંચવી નાખે છે. જો આ બધા અંતરાયો છતાં આપણે ફતેહ પામીએ તો તો ઘણું જ સારૂં. આ છેલ્લા સમાચાર આવ્યા. ઓહો ! જમસેદજીએ કૈં ધાડ મારી લાગે છે ! ચાલ નટવર ! આપણે નેપીઅન સી રોડ પર જવું જોઇશે.'

ગુન્હાના સ્થળની અમારી આ પ્હેલી જ મુલાકાત હતી. અમે ત્યાં ગયા એટલે જમશેદજી સાહેબે અમને આવકાર આપ્યો.

'કેમ વડોદરાના સમાચાર વાંચીયા ?' એમણે પૂછયું.

જયંતે માથુ હલાવી હા કહી.

'એ લોકો હમણાં હમણાં ટેસમાં છે જયંત ! પેલા બાબર-દેવાને પકડીને એ લોકોએ પોતાની હોશીઆરી પુરવાર કરી છે ! એ કહે છે તેમ માલતીબાઇ એકાએક અહીં આવી. બારણું ખખડાવ્યું. અને ગોડબોલેએ એને બોલાવી. બેઉજણ વચ્ચે સખત તકરાર થઇ

અને એકાએક એણે ખંજરથી પેલાને ઘાયલ કર્યો. ગુસ્સાના આવેશમાં સ્ત્રી પણ વાઘણ જેવી વિકરાળ બની જાય છે ! પેલો પડયો અને મરી ગયો. વાત દિવા જેવી છે !'

'છતાં તમે મ્હને બોલાવ્યો !' જયંતે કહ્યું.

'એ તો બીજી બાબત છે—તદ્દન નજીવી—પણ તમને રસ પડે એવી. અજાયબી ભરેલી—તમને એ પસંદ પડશે જ. એને મુખ્ય બનાવ સાથે સંબંધ નથી.'

'શી બાબત છે ?'

'તમને ખબર છે કે આ જાતના બનાવ પછી બનતા સુધી બધી વસ્તુઓને મૂળ સ્થીતિમાં રાખવાની અમે ખાસ કાળજી રાખીએ છીએ. એ મુજબ કોઈ ચીજ ખસેડવામાં આવી નથી. એક અમલદાર રાતને દિવસ અહીં ચોકી કરે છે. આજે સવારે ઘણીખરી તપાસ પુરી થઇ હોવાથી અમે જરા ઠીકઠાક કરવાનો વિચાર કર્યો. આ સાદડી જમીન સાથે બરાબર જડી લીધેલી નથી એટલે અમે એ ઉંચી કરી તો અમને—'

'શું જડયું ?'

જયંતનો ચહેરો ઘણોજ ચિંતાતુર થયો.

'મ્હારી ખાત્રી છે કે એની તમને કલ્પના પણ નહિ આવે ! એ સાદડીપર પેલો ડાઘ પડયો છે તે દેખાય છે. એ બતાવે છે કે પુષ્કળ લોહી વહી ગયું હોવું જોઇએ.'

'ખરી વાત.'

'અને છતાં આ નીચેની લાકડાની લાદીપર એને મળતો ડાઘ નથી એ જાણી તમને નવાઇ લાગશે !'

'ડાઘ જ નથી ! પણ—'

'એમ જ. તમે એમ જ કહેશો એમ મ્હેં ધાર્યું જ હતું.'

એણે સાદડી ઉંચકી અને બતાવ્યું તો એના કહેવા મુજબ પેલા ડાઘની નીચે ડાઘ પડયો ન હતો.

'પણ સાદડીની અંદરની બાજુએ તો ઉપરના જેટલો જ ડાઘ પડ્યો છે.'

જમશેદજીનો ચહેરો પ્રફુલ્લિત થયો. પોતે એક બાહોશ નિષ્ણાત ને ગુંચવાડામાં નાખ્યો એ વિચારથી.

'હવે એનો ખુલાસો કરૂં. એવું બીજુ ધાબુ છે પણ તે બીજી બાજુ છે. જુઓ.' એમ કહીને એણે સાદડી ફેરવી, અને બીજી બાજુ પડેલુ મોટુ ધાબુ બતાવ્યું. 'આ ઉપરથી તમે શું ધારો છો ?'

'એમાં નવાઇ જેવું કાંઈ નથી. ધાબાં એક સરખાં જ છે; માત્ર સાદડી જ કોઇએ ખસેડી નાખી છે !'

'સાદડી ખસેડી છે એટલું જાણવાને તમારી મદદની જરૂર ન હતી. એતો સમજાય એવું છે કારણકે સાદડી ફેરવીએ તો બેઉ ધાબાં એકબીજાપર આવી રહે છે પણ જાણવાનો મુદ્દા એટલો જ છે કે એ સાદડી એમ કોણે અને શા માટે ફેરવી ?'

જયંત હદપારનો ચિંતાતુર હતો.

'આમ જુઓ મી. માદન !' એણે કહ્યું. 'અત્યાર સુધી આના-પર દેખરેખનું કામ પેલા કૉન્સ્ટેબલને સોંપ્યું હતું ?'

'હાજી. એને જ.'

'તો પછી હું કહું તેમ કરો. એને બરાબર તપાસો. અમારી પાસે નહિ પણ બીજા ઓરડામાં લઇ જઇને. એને ખખડાવો એટલે એ એકરાર કરી દેશે. એને પૂછો કે એણે અજાણ્યા માણસને અહીં દાખલ કેમ કર્યો અને એકલો રાખીને બહાર કેમ ગયો ? એણે જો સાદડી ફેરવી હોય તો એ સવાલ પૂછતા નહિ. એ ખરૂં જ હશે. એને કહેજો કે તમને બધી ખબર પડી ગઈ છે. દબાવજો એટલે એ માની જશે. સાચી વાત કહેશે તો માફી મળશે અને ખોટુ બોલશે તો નોકરી પરથી રજા મળશે એ પણ કહેજો.'

'અરે પરવરદેગાર ! એ જાણતો હશે તો ઘડીના છઠ્ઠાભાગમાં હું એને સીધો કરસ.' જમશેદજી બોલ્યા. અને થોડીવારમાં પેલાને લઇને બીજા ખંડમાં ગયા.

'નટવર ! ધ્યાન આપ.' કહીને જયંતે મ્હને ચેતવ્યો. એણે તરત જ સાદડી ખસેડી અને લાકડાની લાદીઓ તપાસવા માંડી. એની બારીક નજર એક કકડાપર પડી. એની સ્હેજ ફાટમાં એણે નખ ઘાલીને એ કકડો ઉંચો કર્યો. એની નીચે એક ચોરખાનુ હતું. જયંતે આતુર ચ્હેરે એમાં હાથ નાખ્યો પણ અંદર કંઈ જ ન હતું. એના હાથ ખાલી હતો !

'જલદી નટવર! જલદીથી સાદડી નાખી દે.'

એટલે પેલી લાદી બરાબર મુકીને મ્હેં સાદડી ઠીક કરી ત્યાંતો જમશેદજી આવી લાગ્યા.

'ખરી વાત છે મી. જયંત ! તમારૂં અનુમાન જરેજર ખરૂં છે. એણે એકરાર કર્યો છે. આમ આવ કાવસ ! આ ગૃહસ્થોને તારો એકરાર સંભળાવ.'

પેલા કોન્સ્ટેબલે નરમાશથી પોતાની વાત શરૂ કરી.

'એવું થયું સાહેબ ! કે કાલે સાંજે બંગલો ભૂલી ગઇ ને કોઇ બાઈ અહીં આવી. મ્હેં એની સાથે વાત કરી. આખો દિવસ એકલા ભૂત જેવો ગાળ્યો હોય તો કોઈ સાથે બે અક્ષર બોલવા મળે એ રાહત જ ને !'

'પછી શું થયું ?'

'એણે કહ્યું કે છાપામાં ખૂનની વાત આવે છે તે કયાં થયેલું ? કોઇ ખાનદાન માણસ લાગ્યું એટલે બતાવવામાં મ્હને કૈં જોખમ ન જણાયું. મ્હેં આ જગ્યા બતાવીને વાત કરી એટલામાં એને મૂર્છા આવી. હું પાણી લાવ્યો ને છાંટયુ પણ ફેર ન પડયો એટલે નાકાપરના રેસ્ટોરાંમાં સ્મેલિંગ સૉલ્ટની બાટલી લેવા ગયો. એ લઇને આવ્યો તો એ બાઇ જ મળે નહિ. બિચારી શરમાઇને ગઈ હશે !'

'પણ પેલી સાદડી કોણે ફેરવી ?'

'એ જરા આમતેમ ચોળાઇ હતી એટલે મ્હેં જ સીધી કરી. એ બાઇને મૂર્છા આવી તેથી એકઠી થઈ ગઈ હતી.'

'એ તમને નસીઅત મળી સમજ્યાને કાવસજી ! હવે પછી આવી રીતની ભૂલ કરશો તો માફ નહિ થાય. તમે જાણ્યું કે એ મ્હને નહિ સમજાય પણ એ સાદડી જોતાં જ હું વાંચી ગયો કે તમે કૈં ગફલત કરી લાગે છે.' જમશેદજીએ રૂઆબથી કહ્યું.

'એ બાઈ અહીં એક જ વખત આવી હતી ?'

'હાજી. ફક્ત કાલે સાંજે જ.'

'એ કોણ હતી ?'

'એનું નામ તો ખબર નથી સાહેબ ! પણ કૈં કોઇને મળવા આવી હતી અને ભળતુજ મકાન કોઇએ બતાવ્યું એટલે અહીં આવી ચઢી હતી.'

'ઉંચી હતી ? દેખાવડી હતી ? કેવી હતી ?'

'આપ કહો છો એવી જ સાહેબ ! ઘણી દેખાવડી. અવાજ પણ ઘણો જ સુરીલો અને મીઠો. બોલવે પણ ઘણી જ વિવેકી.'

'એણે કપડાં કેવાં પહેર્યાં હતાં ?'

'સાધારણ રીતે ગુજરાતણો પહેરે છે એવાં પણ ઉપર પારસી સ્ત્રીઓની પેઠે ઓવરકોટ પહેર્યો હતો.'

'કેટલા વાગે ?'

'અંધારૂ થયું ત્યારે. હું રેસ્ટોરાંમાંથી આવ્યો ત્યારે બત્તી થઇ ગઇ હતી.'

'ઠીક.' જયંતે કહ્યું. 'ચાલ, નટવર ! આપણે હજી બીજે ઘણું જરૂરી કામ છે.'

અમે બહાર નીકળ્યા એટલે કાવસજી બહાર સુધી વળાવા આવ્યો. અમે થોડે આગળ જઇને વળાંક લીધો એટલે જયંત ખડખ-

ડાટ હસી પડયો. ' નટવર ! હવે ત્રીજા અંકનો છેલ્લો પ્રવેશ શરૂ થાય છે. તને જાણીને સંતોષ થશે કે હવે કૈં જ ધાસ્તી જેવું નથી. કાગળ સલામત છે અને એને આપણે ઠેકાણાસર પહોંચાડવા જઇએ છીએ. '

આ સાંભળી મ્હારા આનંદનો પાર ન રહ્યો. એણે એ શી રીતે મેળવ્યો, ક્યારે મળ્યો, અને કઇ રીતે એ પહોંચાડવા જાય છે એ મ્હને સમજાયું જ નહિ.

' એ મળી આવ્યો ? ' મ્હેં પૂછયું.

' હજી મળવાનો છે. ' એણે જવાબ આપ્યો, ' કેટલાક મુદ્દા હજી સમજાયા નથી પણ આપણી પાસે એટલી વિગતો છે કે એને જોરે જો એ આપણે ન શોધી શકીએ તો આપણી જ મૂર્ખાઇ ગણાય. આપણે સીધા દરિઆમહાલમાં જઇએ છીએ અને જે તે નિર્ણયપર આવીશું એમ મ્હને લાગે છે. '

દરિઆમહાલ પહોંચતાં વેંત જ જયંતે મનોરમાબાઇ છે કે કેમ તે તપાસ કરી. મી૦ મઝમુદાર બહાર ગયા હતા. મનોરમાએ અમને આવકાર આપ્યો.

' એ બહાર ગયા છે તે હમણાં આવશે. જયંતભાઈ ! જરા બેસો.'

' મ્હારે આપનું કામ છે. '

એ સાંભળી એને ગાલે શેરડા પડયા.

' એમને મળતા પહેલાં મ્હારે આપને મળવું હતું. પેલો ઘણો જ કિંમતી કાગળ શોધી કાઢવાનું કામ મ્હને સોંપવામાં આવ્યું છે એ આપની જાણ બહાર નથી. મહેરબાની કરી એ કાગળ મ્હને આપી દો. ' જયંતે સ્પષ્ટ શબ્દોમાં કાગળની માગણી કરી.

એની અજાયબીનો પાર રહ્યો નહિ. જેમ બને તેમ પોતાની લાગણી છૂપાવવાનો એણે ભારે પ્રયત્ન કર્યો.

' તમે મ્હારૂં અપમાન કરો છો. '

' એ બધું નકામું છે ! છાનાં માનાં કાગળ આપી દો. '

એનો ચહેરો પડી ગયો, છતાં થોડી ઘણી હિંમત એકઠી કરી.

'તમે મ્હને ડરાવવા માગો છો ખઇને ? બૈરાં માણસ સાથે આવી રીતે વર્તતાં શરમ નથી આવતી ? તમે કૈંક જાણો છો–કેટલું જાણો છો ?'

'જરા સ્વસ્થ થઇને બેસો. વખતે પડી જશો તો વાગી બેસશે. તમે બેસશો નહિ ત્યાં સુધી હું વાત નહિ કરૂં.'

એણે ખુરસીપર પોતાની બેઠક લીધી.

'તમારે જે કહેવું હોય તે પાંચ મીનીટમાં કહો.'

'એક પુરતી છે. તમે પેલા ગોડબોલેને ત્યાં જઇને કાગળ આપી આવ્યાં અને પાછાં કાલે રાત્રે ત્યાં જઇને એ કાગળ લઈ આવ્યાં એ બધું મ્હારી જાણ બહાર નથી.'

એનો ચહેરો સફેદ પુણી જેવો થઈ ગયો. બોલતાં બોલતાં એક બે ડચકાં પણ ખાધાં.

'તમે ગાંડા થઇ ગયા લાગો છો !' એણે છેવટે કહ્યું.

'એ તો જે હશે તે જણાશે.' એમ કહી પોતાના ખીસ્સામાંથી એણે કૈં કાગળ કાઢ્યો. 'મ્હેં આ મ્હારી સાથે જ રાખ્યો હતો. મ્હારી ખાત્રી હતી કે એ ઉપયોગી નિવડશેજ. પોલિસ કૉન્સ્ટેબલે એ ચહેરો ઓળખ્યો છે.' એમ કહી એણે પેલો ફોટોગ્રાફ મનો-રમાને બતાવ્યો.

એના મ્હોંમાંથી ભયની ઝીણી કિકિઆરી નીકળી ગઇ.

'ચાલો, બોલો ! મનોરમા બ્હેન ! તમારી પાસે કાગળ છે. તમને હેરાન કરવાની મ્હારી ઇચ્છા નથી. સીધે સીધાં માની જશો અને કાગળ આપી દેશો તો તમારા લાભની વાત છે. મ્હારી સાથે ખુલ્લા દિલથી વર્તશો તો બચી જશો.'

એની હિંમતને પણ હદ હતી !

'પણ જયંતભાઇ ! તમે કૈં ભૂલ કરતા લાગો છો.'

જયંત ઉઠયો.

'હું ઘણો દિલગીર છું તમારી બાબતમાં. મ્હેં તમને બચાવવા મ્હારાથી બનતું કર્યું. હવે જે થાય તેનો હું જોખમદાર નહિ.'

એણે તરતજ સિપાઇને બોલાવીને પૂછયું.

'મી૦ મઝમુદાર કયારે આવશે ?'

'પોણા વાગ્યે એ આવવાનું કહી ગયા છે.'

જયંતે ઘડીઆળ કાઢીને જોયું.

'હજી પા કલાકની વાર છે. બહુ સારૂ. આપણે ત્યાં સુધી થોભવું પડશે.'

સિપાઇ ભાગ્યેજ બહાર ગયો હશે ત્યાં તો મનોરમામાં એકાએક અજબ જેવો ફેરફાર થયો. એણે પોતાના બે હાથે મોઢુ ઢાંકીને કહ્યું:

'જયંતભાઇ ! મ્હને બચાવો. પ્રભુને ખાતર મ્હને મદદ કરો. અરે ! હું એમને એટલી ચાહુ છું કે મ્હારે લીધે એમને દુઃખ થાય એ હું ભાગ્યેજ જોઈ શકીશ. એ જ્યારે બધું જાણશે ત્યારે જરૂર હૃદયભગ્ન થઈ જશે.'

'તમે હવે ઠેકાણાસર આવી ગયાં તે ઘણું સારૂ થયું. આપણી પાસે વધુ વખત નથી. એ કાગળ કયાં છે ?'

એણે એક ટેબલનું ખાનું ઉઘાડયું અને તેમાંથી એ ભુરૂ પરબીડીયુ કાઢયુ.

'આ રહ્યો એ કાગળ.'

'એ શી રીતે પાછો આપીશું ?' જયંત બોલ્યો. 'એનો પણ કૈં રસ્તો કાઢવો જોઇએ. પેલી પેટી કયાં છે ?'

'હજીયે એ શયનખંડમાંજ છે.'

'કેટલું સારૂ ! જલદીથી એ લઈ આવો તો.'

એક ક્ષણમાં એ પેટી અમારી પાસે આવી.

' એને પહેલાં શી રીતે ઉઘાડેલી ? તમારી પાસે બીજી ચાવી હોવી જોઇએ. ઉઘાડો તો. '

પોલકાની અંદરની બાજુના ખીસ્સામાંથી એણે ચાવી કાઢીને પેટી ઉઘાડી. એ કાગળથી છલ્લોછલ ભરેલી હતી. જયંતે પેલું પરબીડીયુ કોઇ દસ્તાવેજની ગડીમાં મુકીને એને પેટીના કાગળોની વચ્ચે રાખી દીધો. પેટી પાછી વસાઇ. તાળું દેવાયુ અને એને ઠેકાણે પહોંચી ગઇ.

' હવે આપણે નચિંત છીએ. ' જયંતે કહ્યું. ' હજી દસ મીનીટ છે તે દરમિઆન આપ ખુલ્લા દિલથી બધી વાત કહો તો સારૂ. પહેલેથી છેલ્લે સુધી તમારૂં નામ નહિ આવે અને કોઇને તમારો આમાં હાથ હતો એવી ગંધ નહિ આવે એવી રીતે હું વર્તીશ. '

' હું તમને બધુંયે કહીશ જયંતભાઇ ! તમારાથી હવે કશુંય નહિ છૂપાવું. એમને એક ક્ષણ પણ દિલગીર થયેલા મ્હારાથી જોયા જતા નથી એ માટે હું મ્હારૂં માથુ આપવા પણ તૈયાર છું. મ્હારા જેટલું ભાગ્યેજ બીજી સ્ત્રી પોતાના પતિને ચ્હાતી હશે. જો એ જાણે કે હું કેવી રીતે વર્તી છું તો એમના દુઃખનો પાર ન રહે અને મ્હારે મરવા વખત આવે. '

' એ બધુ પછી. જરા જલદી કરો. '

' મ્હેં કૉલેજ જીવનમાં એક મુર્ખાઇ ભરેલો કાગળ કોઇ સહાધ્યાયીને લખેલો અને તે ગુમ થઇ ગયેલો. અલબત, એમાં એવું કૈં ન હતું પણ જરા મ્હારી મુર્ખાઇથી ઓછું વતુ લખાઇ ગયું હશે. એ કાગળ જો એમના હાથમાં જાય તો એમને ઘણુંજ ખોટુ લાગે અને મ્હારા પરનો એમનો વિશ્વાસ ઓછો થાય. એ લખાણે વર્ષો થયાં. વાત બધી ભૂલાઇ ગઇ હતી છતાં મ્હેં એકાએક આ ગોડબોલે વિષે સાંભળ્યું અને મ્હારો કાગળ એ હરામખોરના હાથમાં છે એ જાણ્યું મ્હેં એને દયા કરવા કહ્યું પણ એ ભારે હરામખોર નીકળ્યો

એ કાગળના બદલામાં મ્હારા પતિની પેટીમાંનો ભુરા પરબીડીઆ વાળો કાગળ હું એને આપું તો એ મ્હારો કાગળ મ્હને પાછો આપે. એના કોઇ બાતમીદારે ભુરા પરબીડીઆવાળા કાગળની એને માહિતી આપી હશે. એણે મ્હને ખાત્રી આપી કે એ કાગળના ગુમ થવાથી મ્હારા પતિને ઉની આંચ પણ નહિ આવે. મ્હારી સ્થીતિમાં તમે હો તો બીજું શું કરો ? જયંતભાઇ ! '

' એમની પાસે જઇ બધી વાત ખરેખરી કહીને વિશ્વાસ સંપાદન કરાય.'

' એ કરવાની મ્હારી હિંમત ન હતી એક બાજુ વિનાશ હતો અને બીજી બાજુ વિશ્વાસઘાત હતો. વિનાશ કરતાં વિશ્વાસઘાત મ્હેં પસંદ કર્યો અને એમની ખાનગી ચાવીની છાપ લીધી. એ ઉપરથી પેલાએ મ્હને ચાવી કરાવી આપી. મ્હેં કાગળ ચોર્યો અને પેલાને આપી આવી. '

' ત્યાં શો બનાવ બન્યો ? '

' એના ખંડમાં ગયા પછી મ્હેં એને કાગળ આપ્યો એટલે એણે મ્હારો પેલો કાગળ પાછો આપ્યો. મ્હને એનો વિશ્વાસ ન હતો એટલે મ્હેં એ જોઇ લીધો. હું એના ઘરમાં ગઇ ત્યારે બહાર કોઇ બાઈ આંટા મારતી જોઈ હતી. થોડી વારે તે અંદર ધસી આવી. એના પગનો અવાજ સાંભળી ગોડબોલે ઉઠયો. સાદડી ઉંચી કરી, લાદીમાં એક છૂપુ ઠેકાણુ હતુ તેમાં પેલુ પરબીડીયુ નાખીને સાદડી નાખી દીધી.

' પેલીએ તો અંદર આવીને મરાઠીમાં એની આલઓલાદ ધોવા માંડી. બે જણુ વચ્ચે સાઠમારી થઇ. પેલીની પાસે ખંજર ચમકતુ જોયુ એટલે હું તો ત્યાંથી નાસી છૂટી. બીજે દિવસે છાપામાં એના ખુનની વાત વાંચી. તે રાતે હું સુખી હતી કારણકે મ્હારો કાગળ મ્હને મળી ગયો હતો અને ભવિષ્યમાં આટલી ચકચાર થવા પામશે એ વાતથી હું સાવ અજાણ હતી.

'બીજે દિવસે સવારે મ્હને ખબર પડી કે હું ઉલટી ઓલામાંથી નીકળીને ચુલામાં પડી હતી. એ કાગળ ગુમ થવાની ખાત્રી થતાં મ્હારા પતિનો શોકમાં તરબોળ થયેલો ચહેરો હું ભૂલી શકીશ નહિ. મ્હને મ્હારી ભૂલ કબુલ કરવાનું દિલ થયું પણ હું એમ કરી શકી નહિ. એમ કરતાં પહેલાં જે વાત એ ન જાણે તે માટે મ્હેં આ જોખમ ખેડયું તે વાત પણ એમને કહેવી પડે. તે ઉપરથી હું આપને ત્યાં આવી અને પરિસ્થિતિ કેટલી ગંભીર અને ભયપ્રદ હતી તે જાણ્યું. એ કાગળ ગોડબોલેએ જ્યાં મુકયો હતો ત્યાંજ હોવો જોઇએ પણ એ ઠેકાણે પણ મ્હારાથી સહેલાઇથી જવાય એવું ન હતું. બે દિવસ સુધી મ્હેં બારીક તપાસ રાખ્યા કરી. ત્રીજે દિવસે સાંજે મ્હને લાગ મળ્યો. એમાં મ્હને શી રીતે ફતેહ મળી તે તમને ખબર છે. એ કાગળ મ્હારી સાથે લઇ આવી. એને બાળી દેવાની મ્હારી ઇચ્છા હતી કારણકે એ પાછો આપવાનું સાહસ મ્હારો ગુન્હો કબુલ કર્યા સિવાય મ્હારાથી થાય એમ હતું નહિ. ચાલો, એ આવતા જણાય છે.' એમ કહીને એણે રજા લીધી.

તરતજ મી. મઝમુદાર અને સર ત્રિભુવનપ્રસાદ દાખલ થયા.

'કેમ કૈં સમાચાર મી. જયંત!'

'મ્હને કૈંક આશા છે.'

'પ્રભુની મહેરબાની ત્યારેતો. સરસાહેબ આજે અહીં જમવાના છે. આ બનાવથી અમારી ચિંતાનો પાર નથી રહ્યો!'

'મ્હેં બધેય તપાસ કરી છે પણ કોઇ જગ્યાએ એ ગયો હોય એમ લાગતું નથી એટલે મ્હારી એ ધારણા છે કે એ કાગળ આ મકાનની બહાર ગયો નથી.'

'અરે મી. જયંત!' સરસાહેબે અજાયબીથી કહ્યું.

'ખરેખર! એ બહાર ગયો હોત તો અત્યારસુધીમાં જાણ્યા વિના ન રહેત.'

" પણ એ છૂપાવીને રાખી મુકવા સારૂ આ ઘરમાંથી તે કોણ લે ?'

'હું ક્યાં કહું છું કે કોઇએ એ છૂપાવી રાખ્યો છે !'

'તો પછી એ મ્હારી પેટીમાંથી ગયો ક્યાં ?'

'હું ક્યાં કહું છું કે એ પેટીમાંથી બહાર ગયો છે ?'

'મી. જયંત ! મશ્કરીની પણ હદ હોય છે. આવે પ્રસંગે પણ મશ્કરી !'

'તમે મંગળવાર સવાર પછી પેટી ફરી તપાસી છે ?'

'ના. એમ કરવાની જરૂર ન હતી.'

'વખતે તમે સ્હેજ ગફલતથી એ શોધી નહિ શક્યા હો.'

'બિલકુલ અસંભવિત.'

'પણ એથી મ્હને સંતોષ નથી થતો. ઘણી વખત એવી ભૂલ થાય છે કે એક ચીજ હોય છતાં ધ્યાન ન રહે. પેલુ કહે છે ને કે 'કેડે છોકરૂ ને ગામે ખોળ્યું.' તેના જેવું. વખતે એ બીજા કાગળોમાં આડો અવળો ભરાઇ ગયો હશે.'

'એ છેક ઉપર હતો.'

'પણ કોઇ પેટી હલાવે તો આડો અવળો થઈ જાયને.'

'એ મગજમારી કરવા કરતાં પેટી જ અહીં લઇ આવોને મી. મઝમુદાર !' સરસાહેબે કહ્યું. 'આપણે તપાસી જોઇએ એટલે છેડો આવશે.'

મી. મઝમુદારે સિપાઇને બોલાવીને પેટી લાવવા કહ્યું. પેટી આવી એટલે એણે ઉઘાડીને જોવા માંડયું.

'ખાલી નકામો વખત ગુમાવવા જેવું છે. આ બધા કાગળોમાં એ ઉપર જ હતો. આ પેલા શિવજીના કાગળો. આ રેવન્યુ બીલના ખરડા. આ હિંદીસરકારનો ખરીતો. આ—અરે ભલા ભગવાન ! આ શું ? એ અહીં ક્યાંથી ?'

સરસાહેબે એ પરબીડીયુ ખેંચી લીધું.

'એજ એ. બરાબર સીલબંધ જ છે. ઘણું સારૂ થયું.'

'ખરેખર! મ્હારા હૃદયપરથી કેટલો બધો બોજો ઉંચકાઈ ગયો! પણ આ શી રીતે બનવા પામ્યું. તદ્દન અસંભવિત! મ્હેં એકકેએક કાગળ તપાસ્યો હતો. તમને કેમ ખબર પડી કે એ અહીં-આંજ છે? તમે બડા જાદુગર જણાવ છો જયંતરાય!'

'મ્હારી ખાત્રી હતી કે અહીં જ હોવો જોઇએ. બીજે એ જડયો નહિ તેથી.'

'મ્હારી આંખે એ મનાય એવું નથી.'

'નજરે જોયેલી અને કાને સાંભળેલી વાત પણ કદીકદી ખોટી પડે છે!'

મી. મઝમુદાર તરતજ એ ખુશખબર મનોરમાને કહેવાને દોડયા.

સરસાહેબે જયંત તરફ જોયું.

'એ કાગળ શીરીતે ત્યાં આવ્યો? તમારા ખુલાસાથી હું ભોળવાઉં એમ નથી.'

જયંતે હસતાં હસતાં જવાબ દીધો: 'દરેક ધંધાને અંગે કેટલીક બાબતો ઘણી ખાનગી હોય છે અને તે ખાનગી રહે તેમાંજ મઝા છે.'

'જેવી તમારી મરજી.'

'ચાલ નટવર! આપણું કામ અહીં ખલાસ થાય છે.' એમ કહી એણે રજા લીધી.

*

# ' ચૈ ત ન્ય જવા લા '

*

જીવનનાં કેટલાંક સ્મરણો એટલાં તાજાં હોય છે કે જાણે તે હમણાં જ–આ ઘડીએ જ બન્યાં હોય એવાં લાગે છે. એવાં અમર અને નિત્યનુતન સ્મરણોમાં ગણાવી શકાય એવી રીતે વનુવિલાવાળા કામની શરૂઆત થયેલી.

ધડાકદેતુને બારણું ઉઘાડીને માતેલો સાંઢ માથુ નીચુ કરી હરેરાટી કરતો ધસી આવે એમ એ અબનુસના કુંદા જેવો કાળો અમારા ખંડમાં ધસમસ્યો આવ્યો.

' જયંત કેનું નોંમ ? ' એણે અમારા બેઉ તરફ જોઇને પૂછ્યું.

જયંતે એના સામે જોયું. એ બેઠોબેઠો વાંચતો હતો અને કંઈ લખ્યા કરતો હતો.

'તમારૂં નોંમ કે? આ તમને કઉ છું કે પારકાની પંચાતમાં ના પડો નીકર જોયાજેવી થહે.'

'બોલે રાખ.' શાંતિથી જયંતે કહ્યું. 'બોલે રાખ.'

'આ તમને કીધુ કે બીજાનાં કાંમમોં માંથુ નાંખ્યું તો જોયા જેવી થહે. આ એક પડહેને તો ભુંઈ ભેળા થૈ જ્યા જોણજો.' એમ કહીને એણે જયંતના નાક સામે પોતાની મુઠ્ઠી ધરી અને જાણે હમણાં ઢીક મારતો ન હોય તેમ ઉભો.

'તેં કસરત બસરત કરેલી કે એમને એમ આ કાંડુ મજબુત થયું?' જયંતે જરાપણ બીધા સિવાય એના સામે તાકીને જોતાં પૂછ્યું.

ગમેતેમ પણ એ જરા ખમચ્યો. કાંતો જયંતના શાંત સ્વભાવથી કે પછી પાછળથી મ્હેં લોઢાનો સળીઓ ઉપાડયો તેના ખખડાટથી એ જરા ઠંડો થતો લાગ્યો.

'જુઓ, પેલા પારલાવારાના કાંમમોં માંથુ ના ઘાલતા! હમજ્યાને! પછી ઉં છું ને તમે છો. મને ખરેબપોરે બોખાં ઉરાડતાં વાર નૈ લાગે!'

'તુંજ બાધર જેતાને! તારૂં ઘણા વખતથી મ્હને કામ હતું.' જયંતે કહ્યું.

'ઉંજ બાધરીયો. તમે મારૂં નોંમ ચ્યાંથી જાણ્યું?'

'તુંતો બહાદુર માણસ છે! તારી બહાદુરી ઓછીજ છૂપી રહે એવી છે! પરેલમાં પેલા વેલજીને તેંજ ગુડી નાખેલોને! શું! ખોટી વાત છે?'

પેલાનો ચહેરો ફીક્કો પડયો.

'મારે તમારી વાતું હાંભરવી નથી. તમારો વેલો જાય હોનાપર. ઉંતો વડદરા કને જેહંગપરે અતો. તાંથી ચ્યાર દાડા થયાં આયો.'

'એ બધું માજીસ્ટ્રેટને કહેજે. આ સીટી માર એટલીજ વાર

છે. સમજ્યોને ! તારી ને તારા કાકા કાનજી ‘ કાળા બેઉની ઉપર અમારી ક્યારનીયે નજર છે.’

‘ મને મહીમાતા ભરખે ! જવા દો ભેશાપ !’

‘ હવે ઠેકાણે આવ્યો. જો હવે આવી રીતે માથાં મારતો નહિ સમજ્યોને ! નહિ તો ઘડીના છઠ્ઠા ભાગમાં તને મોસાળ મોકલતાં વાર નહિ લાગે !’

‘ ઔા હારૂ ભેશાપ. મારો ગનો માફ કરજ્યો.’

‘ તને અહીં કોણે મોકલ્યો ?’

‘ મારે કાકે. બીજો કોણ મોકલે !’

‘ અને એને આ કામ કોણે સોંપ્યું છે ?’

‘ એ તો ભેશાપ ! મને ખબર નથી. એ કે તું જાને જયેંત ભઇને હોધી કાઢય ને પારલાના કામમાં માંથુ મારે નૈ એમ કહી આય.ને શીધા કરી આય તે પછી ઉ યાં આયો. એણેતો એમેય કીધેલું કે પારલાના કામમોં પડહે તો જીવથી જહે.’

‘ ઠીક છે. જોઈશું જા.’

એ તરતજ એ કુદકે નાઠો. એને જયંતે બરાબર ડરાવ્યો હતો.

જીવ કોને વ્હાલો નથી ?

‘ તેં સળીઓ ઉંચકયો અને એનું માથુ ખોખરૂ કરવાનો વિચાર કરતો હતો તે હું સમજ્યો પણ એને માત્ર મ્હારી નજરથીજ વશ કરી શકાય એમ હતું એટલે તને મ્હેં ઇસારત કરી. એ જરા દેખાવે વાઘ જેવો, અને ઉતાવળીઆ સ્વભાવનો છે બાકી અંદરખાને તો ઘણો ડરકુ છે. પેલા ચત્રભુજ વાળી મોટી ટોળીનો એ માણસ છે અને એકવાર પ્રસંગ પડયા પછી ભાગ્યેજ ભૂલાય એવો છે. એનો કાકો એના કરતાં વધુ હરામખોર છે. એ લોકોનો તો આ ધંધો છે પણ એમની પાછળ કોણ છે અને એમને કોણ દોરી કે ઉશ્કેરી રહ્યું છે તે મ્હારે જાણવું છે.’

'પણ એ લોકો તને શા વાસ્તે હેરાન કરવા માગે છે?'

એમની દાનત વનુવિલાવાળો કેસ હું હાથ ન ધરૂ એવી છતાં એવી ધમકીથી આપણે ઓછાજ ડરી જવાના હતા!'

'એ શાનો કેસ છે?'

'હું તને કહેવાનો હતો. વેલાંબાઇની ચીઠ્ઠી આ રહી. એ વ એટલે સમજાશે. આપણે હમણાંજ એના તરફ જવા નીકળીએ છી: એમ કહીને એણે મ્હને એક ચીઠ્ઠી આપી. તે નીચે મુજબ હતી.'

'ભાઇશ્રી જયંતરાય,

'અમારા બંગલા સંબંધી કેટલાક નવાઈ પામવા જેવા બનાવ નતા રહ્યા છે એટલે મ્હારે આપની સલાહની ઘણીજ જરૂર છે. કાલે બ તમે મહેરબાની કરીને પારલે નહિ આવો? હું ઘેરજ રહીશ. સ્ટેશ મ્હારો બંગલો દૂર નથી. મ્હારા પતિ જીવતા હતા ત્યારે એમને-એ નામ વનમાળી મોનજી હતું- તમારી સાથે સારો સંબંધ હતો.

વેલાંબાઇની આશિષ

અને સરનામું 'વનુવિલા-પૉન્ડ-વિલેપારલે' હતું

અર્ધા એક કલાકમાં અમે વનુવિલામાં પહોંચી ગયા. એ ં છેવાડો નાનો સરખો બંગલો હતો. મકાન પણ જૂનું હતું. મર વનમાળી મોનજીએ એ બંધાવ્યો હતો અને એના મરણબાદ એ વિધવા વેલાંબાઇ ત્યાં રહેતી હતી. એને એકાદ દિકરો હતો ર યાદ હતું પણ એનું શું થયું તે બરાબર ધ્યાન ન હતું.

'વનમાળીદાસને અને મ્હારે ઠીક સંબંધ હતો. એમનું ક કામ મ્હેં કરી આપ્યું ત્યારથી.' જયંતે ત્યાં પહોંચ્યા પછી વે બાઇ સાથે વાત કરતાં કહ્યું.

'પણ એતો તારાં બહુ વખાણ કરતા હતા. ભાઇ! તું મ્હ વિઠ્ઠલને ઓળખે કે નહિ?'

'કયો વિઠ્ઠલ? વિઠ્ઠલ સંપત?'

'ક્રિકેટ રમનારા બધા એને એજ નામથી ઓળખે છે.'

'એને આખુ મુંબાઇ ઓળખે છે. શું એનું શરીર થયું છે! હમણાં ક્યાંછે એ?'

'મ્હારૂં નસીબજ ફૂટલ છે! એ પણ ગયો. છેક રંગુનમાં એ ન્યુમોનીયાથી દેવગતિ પામ્યો.'

'જેવી ઠાકોરજીની મરજી! પણ એને ન્યુમોનીયા શાથી થયો? એના જેવા તંદુરસ્ત માણસને એકાએક એ—

'વાત સાંભળી છે તે ખરી હોય તો એ બિચારો કંઇક તવાઇ ગયો એને કોણ જાણે કેમ પણ કશામાં નિરાશા મળી અને એક મહીનામાં એનું શરીર નંખાઇ ગયું. પછી કહે છે કે ન્યુમોનીયા થયો ને આખર વાત થઈ ગઇ. જેવી નારાયણની મરજી! બીજું શું ભાઈ!'

'પ્રભુને ગમ્યું તે ખરૂં. એમાં કંઇ આપણો ઉપાય છે! મ્હને કેમ બોલાવવો પડયો?'

'અરે! શી વાત કરૂં ભાઇ! અહીં તો કેટલાક નવાઇ જેવા બનાવ બની ગયા! આ બંગલો તો એમણે બંધાવેલો અને વર્ષો થયાં અમે અહીં રહ્યાં છીએ. શોકને લીધે આજુબાજુ મ્હારાથી જવાય એવું નથી તેથી અને સાધારણ પણ મ્હારો સ્વભાવજ એવો છે એટલે હું બહાર બહુ થોડુ જાઉં છું. ત્રણેકદહાડાપર એક જણ આવ્યો. એ કહેતો હતો કે એ દલાલ હતો અને બંગલા લેવા વેચવાની દલાલી કરતો હતો એના કોઇ ઘરાકને જોઇતો હતો એવો મ્હારો બંગલો એને લાગવાથી મ્હને પૂછવા આવ્યો હતો કે મ્હારી એ વેચવાની મરજી હતી કે કેમ અને વેચવો હોય તો શી કિંમતે. મ્હેં એને ઘણી વધારે કિંમત કહી કારણ કે મ્હારે એ વેચવાની મરજી હતી નહિ છતાં એણે તરતજ હા કહી. આ બંગલાના ભાવ ઉછળ્યા હતા તે વખતે પણ દસ હજાર ઉપજે એમ ન હતું છતાં એના એણે વીસ હજાર આપવાની હા કહી. પછી કહે છે કે એના ઘરાકને તો બંગલાનું ફરનીચર અને વાસણ કુસણ પણ જોઇએ છીએ.

એ જો મ્હારે આપવું હોય તો એની કિંમત પણ કહી દેવી. મ્હેં એના પાંચ હજાર કહ્યા અને તે પણ એણે કબુલ કર્યા. પચીસ હજારમાં બંગલો તથા ફરનીચર ને વાસણો એણે વેચાતાં લેવાનું સાટું કર્યું.

'કાલે એ સાટાખત લઇને આવ્યો અને મ્હને સહી કરવા કહ્યું એ બધી કાયદાની વાત થઈ એટલે એમાં મ્હને ઝાઝી ગતાગમ ન પડે. તેથી એ સાટાખત લઇને અમારા વકીલ કલ્યાણરાય હાથી પાસે ગઈ. સાટાખત વાંચીને એ કહે કે આ દસ્તાવેજ બહુ નવાઇ જેવો છે! એના પર સહી કરો તો તમારાથી તમારા બંગલામાંની પાઈની પણ મતા નહિ લઇ શકાય.'

'પછી પેલો આવ્યો એટલે મ્હેં એને કહ્યું કે મ્હેં તો બંગલો ફરનીચરને વાસણ કુસણ વેચ્યાં હતાં. મ્હારાં લુગડાં, ઘરેણાં અને બીજી ચીજો નહિ છતાં એ બધુય આમાં લખ્યું છે તેનું કેમ?'

''વાહ! તમે બધુય વેચવાની હા પાડી છે.' એણે કહ્યું.

''પણ મ્હારાં લુગડાં-મ્હારાં ઘરેણાં?'

"તમે સહી કરશો તો એ વિષે કંઈક છૂટછાટ રાખીશું પણ કોઇ પણ ચીજ જોયા સિવાય લઈ જવા દેવામાં નહિ આવે. મ્હારૂં ઘરાક જરા નવાઇ જેવું માણસ છે એને પૈસાની પરવા નથી, કાંતો તમે જરેજર વેચી દો કે પછી જરા પણ ન વેચો. જેવી તમારી મરજી.'

'તોપછી મ્હારે જરાપણ નથી વેચવું.' એમ મ્હેં જવાબ આપ્યો. અને આ વાત એટલેથી અટકી પણ આ બધું મ્હને—'

એકાએક અમારી વાતમાં ખલેલ પડી.

જયંત ધીમેથી અમને ચૂપ રહેવા નાકે આંગળી લગાડી ઇસારત કરીને ઉઠયો. બારણું ઉઘાડીને કૂદ્યો અને એક આધેડ વયની બાઈને હાથ ઝાલીને ઘસડી લાવ્યો.

'મૂચી દ્યો. મારો હાથ મૂચી દ્યો.' એ કહેતી હતી.

'કેમ ગંગા! શું છે?'

'ઉં પૂછવા આઇતી કે ચાબા મૂચવાની છે તાંતો આ ભઇએ મને ઢહેડી આંણી.'

'એમ જૂઠું બોલવાની જરૂર નથી સમજીને ગંગા! તું પાંચ મીનીટ થયાં અમારી વાત સાંભળી ઉભી છે. તને દમ છે ખરૂંને ગંગા! તારો અણસાર મ્હને કયારનોયે જણાયો હતો.'

ગંગાનો ચહેરો ફીકકો પડી ગયો. એ જાતની કોળણ હતી. એટલે એમ હિંમત હારી જાય કે ગાંજી જાય એવી ન હતી.

'પણ મારૂં કાંડુ મુચી દ્યો. બૈરા માણસને આથ અરકાડતાં સ્યરમ આવતી નથી!'

'મ્હારે એને તમારી રૂબરૂ એક સ્વાલ પૂછવાનો હતો. ગઈ કાલે બપોરે મ્હને કાગળ લખ્યો એ વાત તમે કોઇને કરી હતી?' જયંતે વેલાંબાઈને પૂછ્યું.

'નારે ભાઇ! કોઇનેય નહિ.'

'એ કાગળ કોણે ટપાલમાં નાંખેલો?'

'ગંગાએ'

'બરાબર છે! અને ગંગા! એમણે મ્હારી સલાહ પૂછાવી છે એ બાબતની ખબર તે કોનેં આપી?'

'એવાં કાંમમાં હું સ્યુ કોંમ પડું!'

'જો, તારા જેવાં માણસ ઝાઝુ જીવે નહિ. જુઠુ શા માટે બોલે છે! ખરૂં કહે, તેં કોને કહ્યું હતું?'

'ગંગા!' વેલાંબાઇએ બૂમ મારી. 'તારાં લક્ષણ મ્હારાથી અજાણ્યાં નથી. તું આટલી હરામખોર હશે એમ મ્હેં ન્હોતું ધાર્યું. કાલે પણે ઉભી રહીને વાડની પેલીબાજુ કોઈની સાથે શી ઘુસપુસ કરતી હતી?'

'તેમાં તમારે સ્યું?'

'ઠીક હવે ગંગા! હું તને કહું. તેં કાનજી કાળાને એ વાત કહી હતી ને?' જયંતે કહ્યું.

'તાંણે પૂછોછ શ્યું કોંમ?'

'ખાત્રી કરવા. જો ગંગા! એ કામ કાનજી કાળાને કાણે સોંપ્યું છે તે કહીશ તો તારે માટે આ તૈઆર છે.' એમ કહી જયંતે એને દસની નોટ બતાવી.

'તમારા દહના એ હો આપે, એમ સે. તમારાં કાગરીયાં તમારી પાંહે રેવા દ્યો.'

'એમ! એટલો પૈસાદાર છે! ના તું હસે છે! એ એટલી પૈસાદાર છે! તોપછી એનું નામ કહે ને આ નોટ લઇ એ,'

'જાને મુવા! તને મહીમાતા ભરખે! મારો રડયો–'

'કેમ ગંગા! બહુ ફાટી કે?'

'ઉંઝી તમારી નોંકરી. હું તો મારે આ...ચા...લી.' કહીને એતો ધબધબ કરતી બહાર ચાલી ગઇ.

'એ આવજો ગંગાબા...ઇ!' જયંતે મોટેથી કહ્યું, પછી એણે વેલાંબાઈ તરફ ફરીને કહ્યું: 'આ લોકો બડા બદમાશ લાગે છે એમણે જાળ બરાબર બીછાવી છે. તમે ગઇ કાલે કાગળ લખ્યો એની પેલા લોકોને ખબર પડી. કાલ સાંજની છ વાગ્યાની એનાપર છાપ છે સવારે મ્હને કાગળ મળે એ દરમિઆન એ લોકોએ પોતાની ગોઠવણ કરી લીધી. ગંગાએ કાનજીને એ વાત કરી. કાનજી પેલી બાજુ પાસે ગયો કે પછી બીજા કોઇને મોકલ્યો એણે શું કરવું તે સૂચના આપી અને તે મુજબ પેલો બાધર જેતા આજે સવારના આવ્યો. બાધરીયો બડો હરામખોર છે, પણ એની હરામખોરી મ્હારી પાસે ચાલે એવી નથી. ગમેતેમ પણ જાળ જલદી સંકેલાતી જાય છે.'

'પણ એ લોકોને શું જોઇએ છીએ?'

'તેજ સવાલ છે ને!

'તમે દસબાર વર્ષથી તો અહીં રહો છો ને?'

'આજે બંગલો બંધાયે સત્તર વર્ષ થયાં'

'તો એમાં કૈં સંતાડયું હોય અને એની ગંધ એ લોકને આવે એ સંભવિત નથી. દુનિઆમાં જાતજાતના મુર્ખાઓ પડયા છે. એ ન હોય તો વ્યવહાર ચાલે કેમ! પહેલાં તો મ્હને કૈં સંતાડેલો ખજાનો હોવાનો વહેમ હતો પણ એમ હોય તો તમારા ફરનીચરની માગણી શા માટે કરે? તમારી પાસે એવું રાજવંશી ફરનીચર પણ નથી!'

'નહિસ્તો.'

'તો પછી આ બધી ધાંધલ શા માટે? એ લોકો શું જોઇએ છીએ તે કહી દેતા હોય તોયે ઠીક. એક ચીજ જોઇતી હોય તો એનું નામ દે અને કિંમત ઠરાવે પણ આતો તમારો બધો સરસામાન ખરીદવાની વાત કરે છે! લુગડાંલત્તાં, ઘરેણાંગાંઠાં, વાસણકુસણ અને પેલું જાજરૂ જવાનું ટંબ્લર સુધ્ધાં! મ્હારૂં એમ માનવું છે કે તમને પણ ખબર નથી એવી કોઈ ચીજ છે અને તે એ લોકોને જોઇએ છીએ. એનું જે નામ કહે તો તમે આપો નહિ એવી એ લોકોની માન્યતા છે.'

'મ્હને પણ એમજ લાગે છે.' મ્હેં કહ્યું.

'અમારો બેઉનો સરખો મત પડે છે.'

'ત્યારે હવે શું કરીશું ભાઇ! તું જેમ કહે તેમ કરીએ.' વેલાંબાઇએ કહ્યું.

'આમ વિચાર કરતાં બીજી વિગત મળી શકતી હોય તો જોઇએ. સોળસોળ વરસ થયાં આ મકાનની કોઇએ આવી રીતે માગણી કરી નથી અને એકાએક કોઈ ભેદી માણસ એ વીસહજારમાં લેવા તૈયાર થાય છે એનું કારણ શું? એ ઉપરથી તને શું લાગે છે? નટવર'

'એટલુંજ કે જે ચીજ એ લોકોને જોઈએ છીએ તે તાજેતરમાં આ મકાનમાં આવી હોવી જોઇએ.' મ્હેં જવાબ દીધો.

'બરાબર છે.' જયંતે કહ્યું. 'હવે બોલો વેલાંબાઇ ! એવી કોઇ ચીજ આવી છે ખરી ?'

'નારે ભાઇ! આ વરસે તો કૈં નવું નથી વસાવ્યું.'

'ઠીક. એ પણ ધ્યાન દેવા જોગ ખરૂં. તો પછી થોડો વખત થોભવું પડશે અને હવે પછી એ લોકો શાં પગલાં ભરે છે તે પર ધ્યાન આપવું જોઈશે, પેલો તમારો વકીલ હુશીઆર માણસ છે. એની સાથે સારો સંબંધ છે ?'

'કલ્યાણરાય મ્હારા વિઠ્ઠલ જેવોજ છે.'

'તમારે બીજી કામ કરવા વાળી બાઇ છે ખરી? કે પછી ગંબાઇ એકલાંજ હતાં ?'

'બીજી એક છોકરી છે.'

'તો પછી કલ્યાણરાયને એકાદ રાત અહીં સુવા બોલાવો તો ઠીક. વખતે એના રક્ષણની તમને જરૂર પડશે.'

'શાથી ?'

'તે કેમ કહી શકાય! જાળ સંકેલાતી લાગે છે અને એ હરામખોરો શું કરે ને શું નહિ તે શી રીતે કહી શકાય ! એ ભેદ પામવા મ્હારે પ્રયત્ન કરવો પડશે. પેલા દલ્લાલે એનું નામ-ઠામ આપેલું ?'

'એનું નામ પ્રાગજી પ્રેમજી. ઠેકાણું કહ્યું નથી.'

'હું નથી ધારતો કે એનો પત્તા મળે. નટવર ! હરકત નહિ, વેલાંબાઇ ! બીજુ કૈં જાણવા જેવું હોય તો ખબર આપજો. તે પછી શું કરવું તે નક્કી કરીશું.'

અમે જેવા બહાર નીકળતા હતા તેવી જોડેના ખંડમાં પડેલી પેટીઓપર અમારી નજર પડી. એનાં લેબલપરથી એ બહારથી આવી હોય એમ લાગતું હતું.

'આ પેટીઓ કયાંથી આવી છે ?'

'રંગુનથી. વિઠ્ઠલનો એ સામાન છે.'

'અને હજી તમે એ જોયોજ નથી? કેટલા દહાડા થયાં આવ્યો?'

'ગયે અઠવાડીએ.'

'પણ તમે કહ્યું ને કે કૈં નવું-પણ આજ ખુટતી કડી લાગે છે. એમાં કોઇ કિમતી ચીજ નહિ હોય તેની શી ખાત્રી?'

'એની બિચારાની પાસે હતું શું જે! એનાં લુગડાંલતાં, થોડાં વાસણ અને ચોપડીઓ હશે.'

જયંત વિચારમાં પડયો.

'ગમે તે હોય પણ એ બધુ ઠેકાણાસર મુકાવી દો અને ધ્યાન દઇને જોઇ જાવ કે અંદર શું શું છે. કાલે સવારે અમે આવીશું. કૈં જાણવા જેવું જડે તો કહેજો.'

વનુવિલા પર બારીક નજર રાખવામાં આવતી હોવાની અમારી શંકા અમે જેવા પૉન્ડના કુવા પાસે આવ્યા તેવીજ પાકી થઈ. એક બાજુએ બાધર જેના ઝાડ નીચે ઉભો હતો. અમને જોઇને એ ફ્ગલાઇ ગયો.

'કેમ બાધર! અહીંયાં શું કરે છે?'

'આંપા થોડુક કોંમ અતુ.'

'ઠીક છે. તારૂં કામ મ્હારી જાણ બહાર નથી. પણ યાદ રાખજે વનુવિલામાં કૈં થયુ છે તો. એ હવે મ્હારા રક્ષણ નીચે છે સમજ્યોને.'

'ઓવે ભઇશાપ!'

'પછી મ્હારી સાથે કામ લેવાનું છે એ યાદ રાખજે. ઘડીના છઠ્ઠા ભાગમાં ઝાંઝરીયાં પહેરાવી મોસાળ મોકલી દઇશ.'

અમે ગાડીમાં બેઠા એટલે જયંતે કહ્યું:

'નટવર! આમાં પેલા કંચનલાલની મદદ લેવી પડશે.'

કંચનલાલ એટલે હાલતુચાલતુ ગૅઝેટ. એને આતાળ પાતાળની વાતોની પણ ખબર પડે! મોટાં કુટુંબોનાં કૈં કૈં ગોટાળા

પીંડાળાની એને માહિતી. કેટલીયે વખત એના જ્ઞાનનો અલભ્ય લાભ અમને મળ્યો હતો એટલે આમાં પણ કોઇ સદ્ધર બિલ્લુનો હાથ હોવાની અમારી શંકા હતી તેથી એની મદદ ઉપયોગી થઇ પડે એમ હતું.

'જેવી તારી મરજી.' મ્હેં જવાબ આપ્યો.

એ આખો દિવસ જયંતનો પત્તો ન લાગ્યો સાંજે પણ એ મોડો આવ્યો. અને કૈં બોલ્યો નહિ. બીજે દિવસે સવારે એણે મ્હને એક ચીઠ્ઠી આપી. એ નીચે મુજબ હતી;

'કૃપાકરી જલદી આવો, વનુવિલામાં રાતને વખતે ચોરી થઇ છે. પોલિસ આવી ગઈ છે.—

વિનીત કલ્યાણરાય.'

'મ્હેં ધાર્યું હતું તેથી જલદી ખેલ ખતમ થતો લાગે છે. આ કામની પાછળ ઘણી જબરી શક્તિનો હાથ લાગે છે. નટવર! મ્હેં જે સાંભળ્યું છે તે ઉપરથી આ પગલુ લેવાયુ છે તેમાં મ્હને નવાઈ નથી લાગતી. આથી વધુ ભયંકર પગલાં લેતાં પણ એ શક્તિ અચકાય એમ નથી. કાલે મ્હેં ભૂલ કરી. તને ત્યાં સુવા મોકલ્યો હોત તો ઠીક થાત. હશે જે થયું તે ખરૂં. નિકાલ જલદી આવશે. ચાલો આપણે વિલેપારલે જઈએ.'

અમે વનુવિલામાં પહોંચ્યા તો ત્યાંનો દેખાવજ ફરી ગયો હતો બહાર કેટલાક આળસુ માણસોનું ટોળુ એકઠું થયુ હતું. એક પોલિસ કૉન્સ્ટેબલ પહેરો ભરતો હતો, અંદરની બાજુ અમને કલ્યાણરાયનો ભેટો થયો, એની પાસેજ ઇન્સ્પેકટર શામરાવ ઉભો હતો.

'કાય મી૦ જયંતરાય!' એણે અમને જોઇને કહ્યું 'હે તુમચ્યા સારખ્યા નિષ્ણાતની હાત ઘાલણ્યા સારખા કેસ નાહિ. બહુજ સાદા કેસ છે. અગદી સાધી ચોરીની વાત્ત છે. નિષ્ણાતચી ગરજ દિસત નાહી.'

'સારી વાત છે! સાદી ચોરીની વાત છે. એટલે હરકત નથી. શું ગયું છે?'

'નજીવી ચીજો, ચોરો પણ જલદી પકડાય એમ છે, એક જણ તો કાલેજ અહીં ભટકતો હતો. પેલા કાનજી કાળાનો હાથ લાગે છે. સમજ્યાને.'

'ફક્કડ? પણ એ લોકો લઈ શું ગયા?'

'કૈં હાથ લાગ્યું લાગતુ નથી. વેલાંબાઇને એ લોકોએ ક્લોરો-ફૉર્મ સુંઘાડયું અને–આ એ આવી પહોંચ્યાં, હવે એજ બધી વાત કરશે.'

ગઇ કાલનાં વેલાંબાઇ અને આજનાં વેલાંબાઈમાં આસમાન જમીનનો ફરક પડી ગયો હતો.

'તેં મ્હને ચેતવણી આપી' એમણે બોલવું શરૂ કર્યું 'પણ તેનો મ્હેં લાભ ના લીધો અને આ પરિણામ આવ્યું! મ્હેં કલ્યાણ-રાયને પણ તસ્દી ન આપી એટલે ઉલટું વધારે સહન કરવા વખત આવ્યો.'

'મ્હને તો આજે સવારે ખબર પડી.' કલ્યાણરાયે કહ્યું.

'જયંતભાઈએ તો કાલેજ મ્હને સૂચના આપી હતી કે કોઇની મ્હારે ઓથ રાખવી. એમણે તો તમારૂં નામ પણ દીધુ હતું પણ નસીબે મ્હને ભૂલાવી.'

'હશે હવે; થવા કાળ આગળ કોઇ ડાહ્યુ નથી. કાલે શું થયું તે તો કહો.' જયંતે કહ્યું.

'કહેવા જેવું કૈં વધારે નથી. પેલી ગંગાએ ઘરની રજેરજ ખબર એ લોકોને આપી લાગે છે. એકદમ એક જણે મ્હને મજ-બુત હાથે પકડીને ક્લૉરોફૉર્મ સુંઘાડયું. હું બેભાન થઈ ગઈ અને એ મુવાઓએ આ બધો–વિઠ્ઠલનો સામાન સ્તોને–ફેંદવા માંડયો. એ જાય તે પહેલાં તો મ્હને ભાન આવ્યું અને મ્હેં એકને પકડયો.'

'તુમી લહી ધોકયાચા કામ કેલા.' ઇન્સ્પેકટરે ઉમેર્યું.

‘ એણે તો મ્હને ઝટકાવી કાઢી. પેલા બીજાએ મ્હને મારી હશે કે પછી મ્હને મૂર્છા આવી હશે; શું થયું તે મ્હને યાદ નથી. ભાણકીએ અવાજ સાંભળ્યો ને જાગી ઉઠી બૂમાબૂમ કરી મુકી એટલે એ લોકો નાસી ગયા. ’

‘ એ શું લઇ ગયા ? ’

‘ કૈં કિમતી ચીજ ગઇ લાગતી નથી. એના સામાનમાં એવું તો કૈંજ ન હતું.’

‘ એ લોકો કૈં નિશાન બિશાન મુકી ગયા છે ? ’

‘ એક કાગળનો કકડો જડયો છે. વખતે એ મ્હેં પેલાના હાથમાંથી વળગી પડી તે વખતે ફાડયો હશે. એ ડુચો થઇને એક બાજુ પડયો હતો. વિક્રલે લખેલો કોઇક કાગળ લાગતો હતો.’

‘અને તે કૈં કામનો નથી જણાતો.’ ઈન્સ્પેકટરે ઉમેર્યું.

‘એમ ! છતાં એ જોવાની મ્હારી ઇચ્છા છે.’ જયંતે કહ્યું.

પોતાની નોટબુકમાંથી કાઢીને એ કાગળ આપતાં ઇન્સ્પેકટરેટ કહ્યું:

‘નજીવી ચીજ હોય તો પણ હું ફેંકી નથી દેતો. એવી ચીજો ઘણી વાર ઉપયોગી થઇ પડે છે મી. જયંત ! મ્હારી પણ તમને એજ સલાહ છે કે એવી ચીજો કામમાં આવે છે ને કોઇ વખત તો ગુન્હેગારનાં આંગળાં વિગેરેનાં એના પર નિશાન પણ હોય છે. માટે જાળવી રાખવી. ’

જયંતે પેલો કાગળ તપાસ્યો.

‘ તમને શું લાગે છે ? મી. શામરાવ! ’ જયંતે પૂછયું.

‘કોઈ વિચિત્ર વાર્તાનો છેવટનો ભાગ લાગે છે.’

‘અને એ પણ નવાઇ જેવી હોવી જોઈએ.’ જયંતે કહ્યું. ‘ એની ઉપરનો નંબર જોયો ? બસેંને પીસ્તાળીસનો આંકડો લખેલો છે. તો પછી એનાં બસેંચુંવાળીસ પૃષ્ટ કયાં ગયાં ? ’

‘બીજું શું ? ચોર પાસે ગયાં.’

‘ પણ તમને નવાઇ નથી લાગતી કે આવા કાગળો ચોરવા

માટે ચોર આટલુ જોખમ ખેડે? એ ઉપરથી તમને કૈં સમજાય છે ખરૂં ?'

'હાસ્તો. એ ઉપરથી એમ લાગે છે કે એ લોકો ઉતાવળમાં જે ચીજ હાથમાં આવી તે લઈને ભાગ્યા. બીજું શું !'

'પણ એ લોકો વિઠ્ઠલનો સામાન શા વાસ્તે ફેંદે ?' વેલાં-બાઇએ પૂછ્યું.

'કારણ કે એમને લેવા જેવું કૈં જડયું નહિ. એટલે એમાં એમણે નસીબ અજમાવ્યું. બીજું શું? તમને શું લાગે છે? મી૦ જયંતરાય !'

'મ્હારે જરા આ લખાણ જોઈ વિચાર કરવો પડશે.' જયંતે જવાબ આપ્યો. 'નટવર! આમ જરા બારી પાસે આવ તો.'

અમે બેઉ બારી પાસે ઉભા રહ્યા અને એ કાગળ વાંચ્યો. એનું લખાણ વાકયની અધવચથી શરૂ થતું હતું અને તે નીચે મુજબ હતું:

'......ફટકા અને ઘામાંથી ખુબ લોહી વહેવા માંડયું પણ એના હૃદયના ઘા સાથે સરખાવતાં એ કૈં વિસાતમાં ન હતું એમ કહીએ તો ચાલે. એવામાં એની નજર પેલા ખુબસુરત ચહેરા પર કે જેને માટે એ પોતાનું જીવન પણ અર્પવા તૈઆર હતો તેના ઉપર પડી. એ એના ઉપર ગુજરતું ઘાતકીપણું અને દર્દ જોતી હતી. એ હસી. અરે મહા ભગવાન ! દુઃખની હાય મારવાને બદલે એ હસી ! અરેરે ! એને હૃદય જેવી ચીજ હતી કે પછી એને ઠેકાણે કાળમીઢ પાણોજ હતો ! અને એ હૃદયભગ્ન પ્રેમીને પોતાના પ્રેમનો આ બદલો મળતો હતો ? એજ ક્ષણે એનો પ્રેમ મરી ગયો અને એનું સ્થાન તિરસ્કારે લીધું. અર્જુન પર મોહી પડેલી ઉર્વશીને જ્યારે અર્જુને તિરસ્કારી અને એ એને શાપ આપવા તૈઆર થઇ તેમ મ્હારી રગેરગમાં તિરસ્કાર વ્યાપી રહ્યો. જીવનનું કૈં પણ ધ્યેય હોવું જોઇએ. અને મ્હારા પ્રિય પાત્ર ! અત્યારસુધી તારી આરાધના એ મ્હારૂં ધ્યેય હતું તે હવે ફરે છે અને તારો નાશ એજ હવે મ્હારૂં ધ્યેય બને છે. તને સહેહે નર્કની યાતના ભોગવાવી નાશ કરવો એજ આજથી મ્હારૂં ધ્યેય રહેશે.'

'કેટલું વિચિત્ર વ્યાકરણ લાગે છે!' જયંતે કહ્યું. 'તેં જોયુંને નટવર! એકાએક ત્રીજાપુરૂષ એકવચન 'એના અને એની' ઉપરથી એ પહેલા પુરૂષ એકવચન 'મ્હારી અને મ્હારૂં' ઉપર આવી જાય છે તે! લાગણીના ઉત્કટ પ્રવાહમાં લખનાર તણાય છે અને એ ધન્ય ક્ષણે પોતાની જાતને ઉઘાડી પાડી દે છે. ધારણ કરેલું આવરણ એકાએક ખસી જાય છે.'

'એમ લાગે છે ખરૂં.' મ્હેં કહ્યું.

જયંતે એ કાગળ ઇન્સ્પેક્ટરને પાછો આપ્યો.

'કેમ કૈં કામ આવે એવા છે?' એણે પૂછયું.

'ખાસ કૈં જરૂર નથી. ચાલો હવે રજા લઇએ.'

'હાસ્તો. પણ વેલાંબાઇ! તમે તે વખતે જાત્રાની વાત કરતાં હતાં તે ક્યાં ક્યાં જવું છે?'

'રામેશ્વર, બદ્રીકેદાર, કાશીવિશ્વનાથ, કાંકરોલી, બધેય; પણ એ તો હવે આવતે અવતાર!'

'એવું શા સારૂ! સૌ થઈ રહેશે.'

'પૈસાનો વાંધો છે ભાઇ! બાકી બધાંય તીરથ કરીએ.'

'ભલે. સાંજના તમને ખબર આપીશ.'

અમે બહાર નીકળ્યા તે વખતે ઇન્સ્પેક્ટરને લાગ્યું કે અમે લોકો જરાક ભેજાંગૅપ હતા.

'હવે નટવર! આપણે આ નાટકનો છેલ્લો પ્રવેશ જોઇશું.' જયંતે કહ્યું. 'જેટલું બને તેટલુ એ જલદી પતી જાય તો ઠીક. તારી હાજરીની પણ જરૂર છે નટવર! કારણ કે લેડી ચૈતન્યબાલા જેવી ખંધી સ્ત્રી સાથે કામ પાડતી વખતે તારા જેવો સાક્ષી સાથે હોય તો વધારે સારૂ.'

ગ્રાંટરોડ ઉતરી ટૅક્સી કરી અમે વાલકેશ્વર ગયા. સર ચંદ્રપ્રસાદનો બંગલો બહુજ જાણીતો હતો. એ મરણ પામ્યા હતા અને એમની એકલી વારસ લેડી ચૈતન્યબાલા હતી.

'તને સમજાય છે તો ખરૂંને નટવર!'

'બરાબર નહિ, પણ એટલું સમજાય છે કે જે છૂપી શકિત આ બધી કળો ચલાવે છે તેને આપણે મળવા જઈએ છીએ.'

'એમજ છે. પણ એને વિષે તને કૈં જ ખબર નથી? એ ઘણીજ સૌંદર્યવતી સ્ત્રી છે, પૈસા પાત્ર છે અને એને વિષે ખાનગીંમાં ઘણું બોલાય છે. સર સાહેબને પરણ્યા પછી થોડા વખતમાંજ એ વિધવા થઇ. એના જીવનના અનેક ભેદ છે. એમાંનો એક એ છે કે એ પેલા વિઠ્ઠલ સંપત પર મોહી પડી હતી. એ બીજા જેવો ન હતો. બીજાને તો એ કામ પતાવીને મોહનાં પાણી ઓસર્યે ખરતા કરતી પણ આ એવો નહતો. એને મન કોઇની દરકાર નહતી. આણે માથુ ફેરવ્યુ એટલે પેલીએ પોતાનો રસ્તો લીધો અને એને મેથી પાક ચખાડાવ્યો.'

'ત્યારે પેલી એની પોતાની વાત હતી?'

'બરાબર છે. એનીજ પોતાની વાત હતી. એ વાત બહાર આવે તો એનું જાહેરમાં નાક કપાઇ જાય. અને ગમે તેમ પણ એને પોતાની આબરૂ બહારથી તો જાળવવી જ રહી. સમજ્યોને! ચાલ એમનો બંગલો આવી લાગ્યો.'

એ ભવ્ય બંગલામાં પેસતાંજ દરવાને અમને રોકયા અને અમારૂં કાર્ડ માગ્યું. જયંતે તે આપ્યું. અંદર જઈ આવીને એણે જવાબ આપ્યોઃ

'બાઇ સાહેબ ઘેર નથી.'

'કયાં ગયાં છે? બહાર ગયાં હોય તો એ આવે ત્યાંસુધી અમે થોભીશું.'

'ઘેર નથી એટલે તમને મળવા નથી માગતાં. કોઇને મળવું ન હોય તો એવો જવાબ આપવાનો અહીં રિવાજ છે.'

'એમ બાબત છે! તો તો આ ચીઠ્ઠી જરા બતાવી આવો.' એમ કહી જયંતે બેચાર શબ્દો લખીને એક કાપલી આપી.

'તેં શું લખ્યું જયંત ?' મ્હેં પૂછ્યું.

'એટલું જ કે 'તો પછી પોલિસ આવે ?' હું ધારૂં છું કે એનો જવાબ સીધો મળશે.'

અને એમજ થયું. પેલો નવાઇ પામતો આવ્યો અને બોલ્યો:'પધારો.'

અરેબીઅન નાઇટસમાં વાંચેલા વર્ણન મુજબ શણગારેલા એક ખંડમાં અમને બેસારવામાં આવ્યા. તરતજ લેડી ચૈતન્યબાલા આવ્યાં. એ નવયુવાન અને રૂપસુંદર હતાં. એમનું સૌંદર્ય અનુપમ હતું. સદેહેજ જાણે સૌંદર્યે અવતાર ન લીધો હોય ! કોઇ કવિ એને રતિ સાથે સરખાવી શકે.

'આવી અપમાનકારક ચીઠ્ઠી મોકલવાનું કારણ શું ?' એમણે આવતાં વેંતજ પ્રશ્ન કરતાં પેલી ચીઠ્ઠી બતાવી.

'એ વિષે વિવેચનની જરૂર નથી. આપ સારી રીતે સમજી શકો એમ છો. આપની બુદ્ધિ એ કળી શકવા સમર્થ છે જોકે હમણાં હમણાં એ ગોથાં ખાઈ જાય છે તો પણ.'

'એટલે ?'

'એમજ કે મ્હારા જેવા માણસને ભાડુતી માણસોની ડરામણી મ્હારા કામથી વિમુખ કરશે એમ ધારવામાં એ બુદ્ધિની જ ભૂલ હતી. ભયથી ડરતો હોય તે આ ધંધો ભાગ્યેજ કરી શકે. સ્પષ્ટ કહું તો વનુવિલાવાળો કેસ હાથ ધરવામાં આપનું જ આડકતરૂ દબાણ હતું.'

'તમે શી વાત કરો છો તેજ મ્હને સમજાતું નથી. ભાડુતી માણસો સાથે મ્હારે શો સંબંધ છે ?'

જયંતે કંટાળીને બાજુએ જોયું.

'આપની બુદ્ધિમત્તાનો મ્હને પુરો ખ્યાલ ન હતો. ચાલો, નટવર ! આપણે હવે જવું જોઇએ.'

'જરા થોભો, ક્યાં જાઓ છો ?' લેડી ચૈતન્યબાલાએ પૂછ્યું.

'સી. આઇ. ડી. પાસે.'

અમે થોડાક આગળ વધીએ ત્યાં તો લેડી ચૈતન્ય બાલાએ અમને બોલાવ્યા. એ હવે પીગળ્યાં લાગતાં હતાં.

'જરા શાંતિથી બેસો. આપણે કેટલીક વાત કરી લઇએ. મ્હને લાગે છે કે મ્હારે તમારી સાથે સરળતાથી વર્તવું જોઈએ. જયંતરાય ! આપ ગૃહસ્થ માણસ છો અને મ્હારી સાથે સલુકાઈથી વર્તશો એમ હું ધારૂં છું.'

'આગળથી એવું વચન કેમ આપી શકાય ! કાયદો મ્હારા હાથમાં નથી. ન્યાયને રસ્તે જેટલી મદદ અપાતી હશે તેટલી આપીશ. છતાં આપને જે કહેવાનું છે તે સાંભળ્યા પછી હું કઇ રીતે વર્તી શકીશ તે આપને કહીશ જ.'

'આપના જેવા બહાદુર માણસને ધમકી આપવામાં મ્હારી ભૂલ જ થઈ હતી.'

'એ કરતાં મોટી ભૂલ તો એ છે કે આપ એ હરામખોરોના સકંજામાં સપડાઈ પડો એમ છો એનો વિચાર પણ આવ્યો નહિ. એ બદમાશો વખત આવે શું ન કરે તે કહેવાય એમ નથી.'

'એમ નથી. જ્યારે મ્હેં ખુલ્લા મનથી વાત કરવાનું કહ્યું છે ત્યારે કહેવું જોઇએ કે કાનજી કાળા અને એની સ્ત્રી ગંગા સિવાય બીજા કોઇને પણ આમાં મ્હારો હાથ છે એ ખબર નથી. એ લોકોને મ્હેં આથી વધારે જોખમના કામમાં પણ નાણી જોયાં છે અને એ મ્હને ભાગ્યેજ હેરાન કરે એમ છે.'

'એમ વાત છે !'

'એ લોકો શાંતિથી પોતાનું કામ પાર પાડે એવાં અને નિમકહલાલ છે.'

'આપની માન્યતા હોય તો, બાકી દુધ પાઇને ઉછેરેલા સાપ કરડે નહિ એ ધ્યાન રાખજો. એ લોકો આ ચોરી કરવાના ગુન્હાસર પકડાશે અને જેલમાં જશે.'

'હરકત નહિ. તે પણ એ ભોગવી લેશે. એ માટે તો એમને રોકવામાં આવ્યા છે. કોઈ પણ હિસાબે મ્હારૂં નામ તો નહિજ આવે.'

'હું બહાર ન પાડું ત્યાં સુધી.'

'નારે ના! આપ એમ નહિ જ કરો. આપ ગૃહસ્થ માણુસ છો અને કોઇ સન્નારીનો ભેદ એ રીતે જાહેરમાં મુકવાનું અયોગ્ય કાર્ય આપ નહિજ કરો એમ હું માનું છું.'

'આપની માન્યતા આપને મુબારક! સૌથી પહેલાં તો પેલી નવલકથાનું લખાણ મ્હને આપી દો.'

એ એકદમ ખડખડાટ હસી પડયાં. અને જોડેના ખંડમાં જઇને થોડીક રાખ લઇ આવીને કહ્યું: 'આ રહી એ કથા. ચૈતન્ય જવાલાને બદલે ચૈતન્યરક્ષા. આપને એ જોઈતી હોય તો ખુશીથી લઇ જાવ.' એ કાગળોની રાખ હતી અને એના પરના અક્ષરો સ્હેજ-સ્હાજ વંચાતા પણ હતા.

'એ આપના લાભની વાત નથી થઈ! આપ બહુ જ જલદી કામ લો છો પણ આમાં ગફલત ખાઈ ગયાં છો.'

'આપ કેટલા સંગદિલ છો! હું બધી વાત કહી જાઉં?'

'આપને તસ્દી ન લેવી હોય તો હું કહું.' જયંત બોલ્યો.

'પણ એ મ્હારા દૃષ્ટિબિંદુથી આપે જોવી જોઇએ. છેક છેલ્લી ઘડીએ પોતાની બધી આબરૂ પર પાણી ફરવાનો વખત આવે ત્યારે એક સ્ત્રી શો રસ્તો લે એ દૃષ્ટિએ જોવું જોઇએ. એણે બચાવનાં પગલાં તો ભરવાંને?'

'પણ પાપ આપનું હતું. બીજાનું નહિ.

'તેની કોણ ના પાડે છે! એ મ્હને ઘણોજ પ્રિય હતો. સૌથી વધુ વ્હાલ મ્હને વિઠ્ઠલપર હતું પણ એણે માથું ઉંચકયું. મ્હને પુન-ર્લગ્ન કરવાનું કહ્યું અને ધમકાવી પણ ખરી. એ વધારે પડતું હતું. એ ઉપરાંત મ્હારા કામની આડે આવવાની એને શી જરૂર?'

'એવી અદેખાઇ કાણુ નથી કરતું? જેને એ દેવી જેવી માને તેની એવી વર્તણુક એ કેમ સહન કરી લે?'

'પણ મ્હારી સ્થિતિ જૂદી હતી. મ્હારો મ્હારે માર્ગ કાઢવો પડયો.'

'હાસ્તો! ભાડુતી મારાઓ પાસે મરાવીને. અને તે પણ તમારી નજર આગળ પેલી બારીની નીચે—'

'આપ બધી વાત જાણુતા લાગો છો! એને મ્હેં શિક્ષા કરાવી એ ખોટું નથી. એ મ્હારી ભૂલ થઇ એ હું કબુલ કરૂં છું પણ એણે શું કર્યું? અહીંથી રંગુન ગયા પછી આખી નવલકથા લખી. મ્હારા નામ પરથી એનું નામ '**ચૈતન્ય જવાલા**' રાખ્યું. એમાં એણે બધી વાત લખી. અલબત, જૂદા નામથી; પણ એ બહાર પડે તો આખું મુંબાઇ જાણી શકે કે એ મ્હારી કથા છે. મ્હને વરૂ તરિકે ચીતરેલી. એ ઘેટું અને હું વરૂ. કેટલું ખરાબ!'

'એ એની મરજીની વાત હતી.'

'અને પછી કર્યું શું? એની બે નકલો તૈઆર કરી. એક એણે મ્હને મોકલી અને બીજી પોતાના પ્રકાશકને મોકલી છે એમ મ્હને ખબર આપી. મ્હને એટલા માટે કે એ વાંચીને હું બળી જઉં.'

'પ્રકાશકની નકલ એને પહોંચી નથી એ શા ઉપરથી ધાર્યું હતું?'

'એના પ્રકાશકોને હું ઓળખું છું. આ એની પહેલી નવલકથા નથી. એણે બેએક લખી છે અને તે છપાઇ ચુકી છે. પ્રકાશકને ત્યાં તપાસ કરી તો એને કૈંજ મળ્યુ ન હતુ એમ ખબર મળી. એટલામાં વિઠ્ઠલના મરણુના સમાચાર આવ્યા. હવે પેલી બીજી નકલ મેળવવા મ્હારે પયત્ન કરવો રહ્યો. એ જ્યાં સુધી હોય ત્યાં સુધી મ્હારી જીંદગી જોખમમાં હતી. એ એના સામાન સાથે એની મા પાસે ગઇ હોવી જોઈએ. પેલાઓને મ્હેં એ કામ સોંપ્યું. ગંગા ત્યાં નોકરી રહી અને સામાન આવ્યો તેની તથા બંગલાની પરિસ્થીતિની મ્હને ખબર આપી. સૌથી પહેલાં તો મ્હેં બંગલો અને સરસામાન ખરીદી

લેવા પ્રયત્ન કર્યો. વિઠ્ઠલની ખાતર એની માતાને મેં માગી કિંમત આપવાનું મ્હેં કબુલ્યું પણ એણે જગ્યા વેચવાની ના પાડી. પછી મ્હારે શું કરવું? છેવટના ઉપાય તરિકે મ્હારે આ રસ્તો લેવો પડયો.'

જયંતે ખભા હલાવ્યા!

'ચાલો. બીજું શું કરીએ!' એણે કહ્યું ' જ્યાંત્યાં પતાવટ કરવી પડશે. આપને ઓછાં હેરાન કરાય એમ છે! આખા હિંદુ-સ્તાનની સેકંડ કલાસમાં મુસાફરી કરતાં કેટલો ખર્ચ થાય?'

'છૂટ્ટે હાથે ખર્ચે તો પાંચસાત હજાર થાય?' લેડીએ પૂછયું.

'બનવા જોગ છે. એ ઉપરાંત મહિને બસો લેખે દસ વર્ષના પચીસ હજાર થાય. આપ જરા ચેકબુક લઇને ત્રીસ હજારનો ચેક વેલાંબાઈના નામનો લખી આપો. એમને બધે જાત્રા કરવી છે અને પછી આઠ દસ વર્ષ જીવે ત્યાં લગી સુખે રહી શકે.'

'ભલે.' કહીને લેડી ચૈતન્યબાલાએ ચેક લખી આપ્યો.

'છેવટે એક સૂચના કરવાની રહે છે. બેધારી તરવાર સાથે ખેલનારે ખુબ કાળજી રાખવી જોઇએ. આપના જેવા નાજુક હાથને એની ધાર ક્યારે વાગી બેસે એ કહી શકાય નહિ!'

સાંજે જયંતે વેલાંબાઇને ચેક પહોંચાડયો. એમને કૈં ખુલાસો કરવાની જરૂર ન હતી.

થોડા વખતમાં એ જાત્રા કરવા ઉપડી ગયાં.

*

# રસિક નવલકથામાળા

ના

# નિયમો



૧. પ્રવેશ ફી રૂા. ૨—૮—૦ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઈ શકાય છે. ફીની રકમ મનીઓર્ડરથી મોકલવી કે વી. પી. ની સાથે વસૂલ કરવા જણાવવું.

૨. ગ્રાહક ગમે ત્યારે થઈ શકાશે. ત્રણવર્ષ સુધી ગ્રાહક તરીકે ચાલુ રહ્યા બાદ જો તેમની ઇચ્છા ગ્રાહક તરીકે ચાલુ રહેવાની નહિ હોય તો તેમના ખર્ચે પ્રવેશ ફી પાછી મોકલી આપવામાં આવશે. ત્રણ વર્ષથી ઓછી મુદતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશ ફી પાછી મળશે નહિ.

૩. દર વર્ષે આ માળાનાં વધુમાં વધુ છ પુસ્તકો પ્રકટ થશે જે ગ્રાહકે ખરીદવાં પડશે. ઓછામાં ઓછાં કેટલાં પુસ્તકો પ્રકટ કરવાં તે અમારી સગવડ અને અનુકુળતા ઉપર રહેશે. નવલકથામાળાનાં પુસ્તકો ગ્રાહકોને અર્ધી કીંમતે મળશે. પરંતુ દરેક પુસ્તકની એક કરતાં વધુ નકલ એક ગ્રાહકને અર્ધી કીંમતે મળી શકશે નહિ.

૪. માળાનાં પુસ્તકો વી. પી. બૂકપોસ્ટ દ્વારા મોકલાશે. તેનું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ ગ્રાહકોને શિરે રહેશે. ગ્રાહકોને પુસ્તક મોકલતી વખતે એક દિવસ અગાઉથી ખબર આપવામાં આવશે. છતાં જે ગ્રાહક વી. પી. બૂકપોસ્ટ પાછું ફેરવશે તેમની પ્રવેશ ફી જપ્ત કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેમનું નામ કમી થશે.

૫. ગુજરાત–કાઠિયાવાડના જે ગ્રાહકોને રેલ્વે સ્ટેશનની સગવડ હોય, તેઓ જો પુસ્તકોની કીંમત અને રસીદ રજીસ્ટર ખર્ચના રૂા. ૦–૩–૦ અગાઉથી મનીઓર્ડરથી મોકલી આપશે તો તેમના ઉપર પુસ્તકો રેલ્વે પારસલથી રવાના કરી, તેની રસીદ રજીસ્ટર પોસ્ટથી મોકલવામાં આવશે. આ પ્રમાણે કરવાથી બૂકપોસ્ટના ટપાલખર્ચ કરતાં રેલ્વે ખર્ચ ઓછું આવવાથી તેમને દેખીતો સારો લાભ થશે.

૬. આ માળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ અથવા એન્ટિક, કાગળ, સુંદર છપાઇ તથા સુશોભિત પુંઠાનાં રહેશે. કોઈ પણ પુસ્તક અપૂર્ણ બહાર પડશે નહિ એકથી વિશેષ ભાગ હશે તો તમામ ભાગ સાથે બહાર પડશે.

૭. પરદેશ ખાતે વી. પી. થઇ શકતું નહિ હોવાથી, આફ્રિકાના ગ્રાહકોએ ઓર્ડરની સાથેજ પ્રવેશ ફી, પુસ્તકોની કીંમત તથા ટપાલખર્ચની રકમનો બ્રિટિશ પોસ્ટલ ઓર્ડર મોકલવા કૃપા કરવી.

